# પરિચય

---

વ્યક્તિપરિચય

આ પ્રવચનોના આદ્ય પ્રણેતા સર જોશુઆ રેનૉલ્ડ્ઝ ઇંગ્લંડના ૧૮મા સૈકાના મહાન પુરુષોમાં બહુ માનભર્યું સ્થાન ધરાવે છે. ઇંગ્લંડની ચિત્રકળાના આદ્ય પ્રચારક અને શાહી ચિત્રમંદિર ( રૉયલ ઍકેડેમી ) ના પિતા તરીકે તેની કીર્તિ અમર છે. એણે ઇંગ્લંડની ચિત્રકળાના સમુદ્ધાર માટે જેટલું કરી બતાવ્યું તેટલું કોઇએ કર્યું નથી. જાતે અવિશ્રાંત જીવન ગાળી ચિત્રકળાના જગવિખ્યાત નમૂના પેદા કર્યા અને પોતાના યુગનાં નરનારીઓને અમર કર્યાં એટલું જ નહિ, પણ સમકાલીન ચિત્રકારોને કળાના ઉચ્ચ આદર્શોથી પ્રેર્યા અને સમાજમાં કળાની સંસ્કારિતા તથા સન્માનના ઉપદેશ આપી તેને મહત્ત્વનું સ્થાન અપાવ્યું. એ યુગના સંસ્કારસ્વામીઓ, રાજપુરુષો, કવિઓ વગેરે અગ્રગણ્ય પુરુષોની તેની સાથે ગાઢ મૈત્રી હતી અને એ બધાએ આ મહાન ચિત્રકારનાં શક્તિ, સંસ્કાર અને સૌજન્ય માટે એકસરખું માન તથા કદરદાની બતાવ્યા છે.

ઇંગ્લંડનો એ યુગનો મહાપંડિત ડૉ. જૉન્સન અને કવિ ગોલ્ડસ્મિથ તેના હૃદયમિત્રો હતા અને તેમને માટે તેનું ખીસું હમેશાં ખુલ્લું રહેતું. બોસવેલે જૉન્સનનું જેવું આબેહૂબ ચરિત્રાલેખન કર્યું તેવી જ અપ્રતિમ તસ્વીરોમાં રેનૉલ્ડ્ઝે તેનાં ચિત્રો દોર્યાં છે. રેનૉલ્ડ્ઝની પીંછીમાંથી કામ શરૂ થયું તે વખતે ઇંગ્લંડની કળા જડ નીવડી હતી. રાજમહેલો અને અમીર તથા શ્રીમંતોનાં

પર પરદેશી ચિત્રોથી ભર્યાં હતાં. પૉર્ટલિપન, ડચ, ફ્લૅમિશ, જર્મન કે ફ્રાંસની કળાની કૃતિઓ ખૂબ દેખાતી; પણ તળપદી અંગ્રેજી કળા તરફ કોઈ જોતું નહિ. એટલી લાયકાત પણ તેમાં નહોતી. પણ ચિત્રકળામાં પ્રવીણતા જેટલી જ સબળ કલામીમાંસાથી સર જોશુઆ રેનૉલ્ડ્ઝે તેના જમાના પર પોતાના વિચારો અને કળાકૃતિઓની અજબ અસર ઉપજાવી અંગ્રેજી કળાનો સદર પાયો નાખ્યો.

ગેઇન્સબરો, બેરી, રોમ્ની, ઓપિ, વગેરે ચિત્રકારો પર તેણે ખરેખરો હાથ રાખીને તેમનું ભલું કરી બતાવ્યું. એ બધા ચિત્રકારો અંદરઅંદર પરસ્પરના ધંધાહરીફો હોવા છતાં રેનૉલ્ડ્ઝના આશયોની પ્રેરણા ઝીલતા. રેનૉલ્ડ્ઝના આદર્શોની ઝડી આવી તે પહેલાં તેઓ માત્ર ગતાનુગતિક થઈ પરદેશી ચિત્રોની નકલો કરવાનું વૈતરું જ કરતા. સમાજમાં તેમને આદરમાન નહોતાં અને ઘણી ગરીબીમાં જેમ-તેમ જીવન ગુજારતા. ક્વચિત ભૂખમરો પણ ભોગવતા.

પણ રેનૉલ્ડ્ઝની જ્વલંત સમાજપ્રિયતા અને કળાશક્તિએ આ બધું ફેરવી નાખ્યું. સંસ્કાર અને વિશાળ કેળવણીના બળે તે પોતાના યુગના સુપ્રસિદ્ધ વિદ્વાનો અને રાજદ્વારીઓનો સમોવડીઓ થઈ વિરાજતો. પરદેશની મહાન કળાકૃતિઓના ગાઢ પરિચય અને પ્રવાસથી તેના આદર્શો જ્વલંત બન્યા હતા. અપૂર્વ ચિત્રકાર હોવા સાથે તે પ્રચંડ શ્રમ-સાધક હોવાથી તેણે એક પ્રકારની મોહિની અને વ્યાપક સંગઠન મેળવ્યાં હતાં. તેના આવા વ્યક્તિત્વ, ચિત્રકળા અને કળામીમાંસાથી ઇંગ્લંડમાં ચિત્રકારવર્ગને બહુમાનભર્યું સ્થાન પ્રાપ્ત થયું.

<u>કળાકાર રેનૉલ્ડ્ઝ</u>

જોશુઆ રેનૉલ્ડ્ઝ ઇંગ્લંડના ડેવનશાયર પરગણાના પ્લિમ્ટન–

અલ નામના ગામડામાં ઈ. સ. ૧૭૨૩ની જુલાઈની ૧૬મી જન્મ્યો હતો. તેના બાપદાદા ધર્મોપદેશક હતા.

તેના કાકા પણ એ જ કામ કરતા અને તેનું સીધાસાદું કુટુંબની હતી. કવિ ગોલ્ડસ્મિથે 'ડેઝર્ટેડ વિલેજ'માં જે પાદરીનું વર્ણન કર્યું છે તે તેના બાપ ઉપરથી જ લખાએલું છે એમ રેનૉલ્ડ્ઝ પોતે લખે છે. તેને નાનપણમાં ઠીકઠીક કેળવણી મળી. નાનપણથી જ તે શાળાની ભીંતો પર લીસોટા કરતાં પોતાનો અંતરનો શોખ પૂરો કરતો, આ બાબત વડીલોનો ઠપકો પણ મળતો.

એ વયમાં તેને રીચર્ડસન નામના ચિત્રકારે લખેલી ' ચિત્રકળાનું રહસ્ય ' નામની ચોપડી વાંચવા મળી. તેનાથી તેનું મગજ મગજી ઊઠ્યું. તેમાં લખ્યું હતું કે " ઇંગ્લંડના ચિત્રકારો જ્યારે દેશનું અને કળાનું ગૌરવ મમત્વ ઉચ્ચાશયો પ્રાપ્ત કરવા મથશે ત્યારે જ શિષ્ટ, ભવ્ય અને ઉત્તમ રુચિ ઇંગ્લંડની કળામાં પ્રકટ થશે. " રેનૉલ્ડ્ઝને એ ગ્રંથ વાંચીને ઇંગ્લંડની કળાને બીજી સરકારી પ્રજાની બરોબર સ્થાન અપાવવાની મહત્ત્વાકાંક્ષા પ્રાપ્ત થઇ.

તેના સત્તરમે વર્ષે કુટુંબમાં ચર્ચા થઇ કે તેણે ડાક્ટર બનવું કે કળાનો અભ્યાસ કરવો ? છેવટે એક સ્નેહીએ તેને ઈ. ૧૭૪૦ના ઑક્ટોબરમાં લંડનના હડસન નામના ચિત્રકાર પાસે મૂકવાની ગોઠવણ કરી આપી. એ પણ તેના જ પ્રાંત ડેવનનો હતો. તેની પાસે તેણે ધંધાને લગતી ઠીક તાલીમ મેળવી. થોડા જ વખતમાં હડસનને લાગ્યું કે આ વિદ્યાર્થીને પોતાની પાસેથી આપવા જેવું કઇ રહ્યું નથી, એટલે કંઇક બહાને તેને જુદો પાડ્યો.

રેનૉલ્ડ્ઝના પગમાં જોઇએ તેવું જોર આવી ગયું હતું એટલે તેણે જુદો સ્ટુડિયો કર્યો પણ પોતાના સૌજન્યથી હડસન સાથેનો નાતો બરાબર જાળવી રાખ્યો તેણે એ વખતમાં ઘણી તસ્વીરો

તેને આલેખતાં માદી અથવા કઠક રીતે આલેખે છે ' ત્યારે તે ભવ્ય બને છે.' પરંતુ રેનૉલ્ડ્ઝ આવી ઝંખના છતાં હમેશાં માનવ તસ્બીરોના કામમાં જ જીવનભર રોકાઇ રહ્યો અને તે જ કામ માટે તેનું જીવન નિર્માયું હતુ એમ જ લાગે છે. એની ખરેખરી શકિત જ એમાં પ્રકટી છે.

ચરિત્રાલેખન અને પ્રભાવ બતાવવામાં તે એક્કો હતો. બાલપણનું લાલિત્ય કે કુમારીની મધુરતામા દેખાતી જીવનની ફૂટતી ટશરો; ભાવો સહિત અત્યંત સુકોમળ મોહિનીભર્યું માતૃત્વ, પાનખરની સુંદરતા જેવું વૃદ્ધત્વ,–આ બધું જેવી સચોટતાથી તેણે ચીતર્યું છે એવું કદી કળામા કોઇએ બતાવ્યું નથી.

રસ્કિને તેને તસ્વીરબાજોનો નાયક કહ્યો છે. તેણે જો તસ્વીરી કળાને અવગણી હોત તો આજે તેનું નામ ભાગ્યે જ અમર રહ્યું હોત ! કેટલાક ઐતિહાસિક અને ધાર્મિક ચિત્રપ્રસંગો ઉપર તેણે હાથ અજમાવ્યો છે; પરંતુ તેમા તેની કળાની પરિસીમા છતી થઇ જાય છે. આવાં ચિત્રો હાથ પર લેવામાં તેની માન્યતા હતી કે ગૌરવભર્યા ચિત્રવિષયો અને ચીતરવાની છટા વિના ઇંગ્લંડમાં કળાનો ઉત્કર્ષ અશક્ય છે. એમ છતા તે નમ્રતાપૂર્વક કહેતો કે ' ભવિષ્યની કળાકૃતિઓ આગળ આપણી આજની કૃતિઓ બાલચેષ્ટા જેવી જ લાગશે.'

તેનો પરમ મિત્ર ડૉ. જ્હૉન્સન ચિત્રકળામા કંઇ સમજતો નહિ, તેમજ તે વિષયમા ભાગ્યે જ માથુ મારતો; છતાં તેની સૂક્ષ્મ વિચારશકિતથી તે કહેતો કે ' રેનૉલ્ડ્ઝની શકિતઓ પિછાન સાચવનારી, સુકુમારતા તાજી રાખનારી અને મૃતનાં સંસ્મરણ જાળવનારી તેમજ હયાતી ચાલુ રાખનારી નીવડી છે તેને બદલે કાલ્પનિક વીરો, હવાઇ દેવદૂતો ને વાર્તાની ખોટી ભભક ચીતરવામાં એ પડે એવું હું ઇચ્છતો નથી. '

ઇ. ૧૭૫૩ થી ૧૭૮૯ સુધીમાં રેનૉલ્ડ્ઝની પીછીએ બે પેઢીના ચહેરા અને ચારિત્ર્ય આલેખ્યાં. સૌંદર્યવતી સન્નારીઓ, આગેવાન રાજપુરુષો, પંડિતો, નટનટીઓ અને એ યુગના આગળ પડતા નામચીન શોખીનો રેનૉલ્ડ્ઝની ચપળ કલમે જેવાં જીવતાં રાખ્યાં છે એવાં કોઇનાં વર્ણનોથી રહેત નહિ.

પોતાના મહાન ઉદ્યોગમય જીવનનાં ૩૬ વર્ષોમાં તેણે લગભગ ૩૦૦૦ જેટલી તસ્વીરો ઉતારી. તેના ચિત્રપટ સામે બેસવાને એક પછી એક પાત્રો નિયમિત સમય પ્રમાણે હાજર જ રહેતાં. ખુરશી ખાલી કરી એક વ્યકિત જાય કે બીજી આવી જ હોય. અતિશય મહાવરાથી તેનામાં ચપળતા અને લાઘવ સહજમાત્ર બની ગયાં હતાં. રસ્કિને તેને એ યુગના તસ્વીરબાજનો તાજ અર્પેલો છતાં તે પોતે સ્પેનના વેલાઝકવીની કદર કરતાં કહેતો કે ' જે ક્રિયા આપણે અતિ શ્રમે કરીએ છીએ તે વેલાઝકવી નિમિષમાત્રમાં કરી દેતો. '

આટલું બધું કામ કરનાર પોતાની છબીઓ ચીતરવામાં શા માટે કસૂર રાખે ? તેણે પોતાના હાથે દોરેલી પોતાની જ તસ્વીરો લગભગ સો જેટલી કરી હતી; અને તે ઉપરથી જુવાનીથી માંડી ઉમ્મરે પહોંચ્યો ત્યાં સુધીનો આખો માનવી નિરખવાની આપણને તક મળે છે. તે કદી વૃદ્ધત્વ પામ્યો લાગતો જ નથી. તેણે ભાગ્યે જ આરામ કે અણોજો પાળ્યાં લાગે છે.

તેના સ્ટુડિયોમાં એ યુગના મહાપુરુષો વારંવાર મળતા અને રેનૉલ્ડ્ઝની મજેદારી સોબત તથા વાતચિતનો આનંદ ભોગવતા. ડૉ. જ્હૉન્સન તસ્વીર માટે ખર્ચ કરી શકે એવી સ્થિતિનો નહોતો, છતાં રેનૉલ્ડ્ઝે તેની તરફના પ્રેમ અને માનથી તેની લગભગ સાતેક તસ્વીર ઉતારી. એક તો તેણે બોઝવેલને ભેટ કરી હતી. એ ચરિત્રલેખક અને રેનૉલ્ડ્ઝે મળીને એ મહાપંડિતની યાદગીરી અમર કરી ભવિષ્યની પ્રજા ઉપર મહાન ઉપકાર કર્યો છે.

દોરી અને ખૂબ નામના મેળવી. લંડનના પ્રવીણ ચિત્રકારોમાં તે ભળતો પણ તેનો જીવ તો કોઇ વધુ પ્રભાવશાળી જીવન માટે ઝંખતો. ૧૭૪૯ માં તેનું સ્વપ્ન સાચું કરી આપનારી તક મળી ગઇ.

કેપ્ટન કીપલ નામના જુવાન વહાણવટી સાથે તેની મૈત્રી થઇ. જોશુઆના વિચારો જાણી તેને તેણે પોતાના વહાણમાં ભૂમધ્ય સમુદ્ર મારફતે ઇટાલીમાં ઉતારવાનું વચન આપ્યું. માઇનોરકા ખાતે તે થોડું રોકાયો તે વખતે ઘોડા પરથી પડવાથી તેના હોઠ પર સખત જખમ થયો અને તે કાયમ તેવો જ રહ્યો. તે બાબત તેણે લખ્યું છે કે મારો હોઠ ચુંબન માટે નાલાયક બની ગયો છે. છેવટે તે રોમ પહોંચ્યો અને મહાન કૃતિઓ વચ્ચે પોતે પોતાની જાતને હાજર જોઇ ધન્ય માનવા લાગ્યો.

રોમની મહાન કળાકૃતિઓમાંથી તેણે રહસ્ય ખેંચવા માંડયું. જાતજાતની નોંધો કરી; ઉપયોગી ભાગોની બારીક નકલો તથા અભ્યાસ કર્યાં. પરિણામે તેનામાં અતિ સૂક્ષ્મ કલાપરીક્ષા અને સુરુચિ પ્રકટ થયાં.

આ પુસ્તકમાં તે લખે છે તે પ્રમાણે “ કલાની ઉત્તમતાઓનો રસાસ્વાદ લેવાની શક્તિ શ્રમસાધ્ય વિષય છે એમ મારો પાકો મત થયો છે. એ શક્તિ લાંબા વખતની ખીલવણી, મહાપ્રયાસ અને એકાગ્રતા વિના કોઇને મળવાની નથી. ”

બોઝવેલ તેનો બહુ અંગત મિત્ર બન્યો નહોતો; છતાં ડૉ. જ્હૉન્સનનું ચરિત્ર લખી તેણે રેનૉલ્ડ્ઝને અર્પણ કર્યું. બોઝવેલને રેનૉલ્ડ્ઝ પાસે પોતાની તસ્વીર કરાવવાનું બહુ મન હતું. એટલે એક પત્ર લખી તેને જણાવ્યું કે પોતે ગરીબ હોવાથી પૈસા આપી શકશે નહિ, પણ થોડા જ વખત પછી પોતે બૅરિસ્ટરની પરીક્ષામાં પાસ થશે, એટલે પહેલી કમાણીમાંથી તે ભરી દેશે. એટલે રેનૉલ્ડ્ઝ કે પોતે કે કોઈ પણ મરી જાય તે પહેલાં ચિત્ર કરી આપવા દયા કરે. રેનૉલ્ડ્ઝને પહેલી કમાણીમાંથી કંઈ મળ્યું કે નહિ તે જણાયું નથી, પણ તેના હાથનું કરેલું બોઝવેલનું ચિત્ર ઇંગ્લંડની નૅશનલ ગૅલરીમાં છે.

રેનૉલ્ડ્ઝની ઉદારતા અને આતિથ્ય બહુ યથોચિત વર્ણવાયાં છે. કળા અને સાહિત્યના ખાં તેને ઘેર મીજબાનીઓ પામતા. આટલાં વૈભવ સમૃદ્ધિ, કીર્તિ અને સત્કારનો મુકુટ ધરાવતો છતો તે આજન્મ અપરિણિત રહ્યો હતો.

## રૉયલ ઍકેડેમી

ઈ. ૧૭૬૮માં રૉયલ ઍકેડેમીનું બંધારણ કાયમ માટે નક્કી થયું તે વખતે બધા કળાકારોએ એક મતે તેને પહેલા પ્રમુખ તરીકે ચૂંટી કાઢ્યો. તે પરથી ઇંગ્લંડની કળાસૃષ્ટિમાં રેનૉલ્ડ્ઝ કેટલો આગળ પડતો પુરુષ હતો તે સમજાશે. તેની ચિત્રશક્તિ, સામાજિક પ્રતિષ્ઠા અને પની સક્રિય કળાની પ્રગતિ સાધનારી કોઈ પણ સંસ્થાના મોવડી તરીકે તેને લાયક ઠરાવે એવાં જ હતાં.

ઍકેડેમી સ્થપાઈ તે પહેલાં ઇંગ્લંડમાં કળાનું શિક્ષણ ખાનગી સ્ટુડિયોમાં ફી ભરીને વિદ્યાર્થીઓ મેળવી શકતા. કોઈકોઈ નાની શાળાઓ જેમતેમ ગોઠવેલી રીતોથી ડ્રૉઇંગ શીખવતી. આ શાળાઓનો

ખર્ચ પણ ભાગ્યેજ નીકળતો. એમ છતાં તેની ફી વિદ્યાર્થીઓને બહુ ભારે પડતી.

ઇ. ૧૭૫૩માં, રેનૉલ્ડ્ઝને ઇટાલીના પ્રવાસમાંથી આવ્યાને માત્ર ત્રણજ માસ થયા હતા તેવામાં એત્રણ મિત્રો સાથે મળી ચિત્રકળા, શિલ્પ અને સ્થાપત્યના સમુદાર માટે જાહેર વિદ્યાલય સ્થાપવાનો પહેલો પ્રયાસ તેણે કર્યો. એક ખાનગી સરક્યુલર ( પરિપત્રથી ) થી કળાકાર મિત્રોને ભેગા કર્યા અને સભ્યો વગેરેનું બંધારણ કરી પૈસાનો ફાળો કરી વિદ્યાર્થીઓ માટે મકાન તથા શિક્ષણનો પ્રબંધ કરવાની જ વાતો થઇ. પણ એ વખતે તેનું કંઇ ફળ નીપજ્યું નહિ.

ફરીવાર ઇ. ૧૭૫૫ માં તેણે એ વખતની જાણીતી એક સાહિત્ય પરિષદને એ કામ ઉપાડી લેવા પત્ર લખ્યો. પણ તેના સભ્યોએ અનેક જાતની વિચિત્ર શરતોથી પોતાનો કાબુ રાખવાનું જણાવ્યું એટલે તે યોજના પણ પડતી મૂકાઇ.

ઇ. સ. ૧૭૬૦ માં પહેલવહેલું એક જાહેર ચિત્રપ્રદર્શન થયું. તેની સફળતાથી પછીના ઉત્સાહવાળાને ઇ. ૧૭૬૨ ની સાલમાં પ્રદર્શનનું કેટલૉગ છપાયું તેમાં રેનૉલ્ડ્ઝના કહેવાથી ડૉ. જ્હૉન્સેને પ્રસ્તાવના લખી. લોકોએ પ્રદર્શન જોવાની એક શિલિંગ ફી ખર્ચી. કેટલૉગ માટે છ પેન્સ ખર્ચ્યાં. ઇ. ૧૭૬૫ માં સંયુક્ત ચિત્રકાર મંડળ શાહી પરવાનાથી 'સોસાએટી ઑફ આર્ટિસ્ટસ ઑફ ગ્રેટબ્રિટન' એવું નામ પામ્યું અને પ્રમુખ, ઉપપ્રમુખ ખજાનચી વગેરેની નીમણુંકો થઇ. પણ તેઓની અંદરઅંદરની ઇર્ષ્યાઓ અને તકરારો જોઇ રેનૉલ્ડ્ઝે રાજીનામું આપ્યું. તે પરથી બીજા કેટલાક પ્રસિદ્ધ ચિત્રકારો પણ ખસી ગયા.

પણ પછીથી કેટલાક મિત્રોએ સાહિત્ય પરિષદ આગળ જે સ્વરૂપમાં ઍકેડેમીનો ખરડો મૂકયો હતો તેનો તે જ, નામદાર આગળ

રજૂ કર્યો. એ વખતે રેનૉલ્ડ્ઝ જાણી જોઈને પડદા પાછળ રહ્યો હતો. છતાં રાજાજીએ બધી યોજના સ્વીકારી લીધી અને ત્રીસ ચિત્રકારોની સભાએ એક મતે રેનૉલ્ડ્ઝને પહેલા પ્રમુખ તરીકે જાહેર કર્યો. એમાં પણ રાજ્યસંમતિ મળી અને તેને નાઈટ બનાવ્યો, અને ઈ. ૧૭૬૮ ની ૧૪ મી ડિસેમ્બરે તેના પ્રમુખપદ નીચે રૉયલ ઍકેડેમીની પહેલી બેઠક થઈ. સર જોશુઆનું વય તે વખતે ૪૫ વર્ષનું હતું.

શાહી આશ્રય નીચે સદ્ધરપણે સ્થપાએલી અને કલાવૃદ્ધિ માટે સક્રિય કામ કરનારી આવી સંસ્થા થવાથી રેનૉલ્ડ્ઝને પરમ સંતોષ થયો. તેની પ્રગતિ માટે તે તનમનધનથી કામ કરવા લાગ્યો અને વીસ વર્ષના ગાળામાં ઍકેડેમીના સભ્યો અને વિદ્યાર્થીઓ સમક્ષ તેણે પંદર સુપ્રસિદ્ધ પ્રવચનો આપ્યાં. એનું અસાધારણ પ્રવૃત્તિમય જીવન જોતાં ને તૈયાર કરતાં તેના સમય અને મગજ પર વધુ પડતો શ્રમ નાખ્યો જ હશે !

તે મિત્ર-ચિત્રકારો સાથે બહુ નમ્રતાથી અને ઉદારતાથી વર્તતો. ગેઇન્સબરોની સાથે તેને વચમાં ગેરસમજ થઇ હતી; છતાં તે કહેતો કે ગેઇન્સબરો ઇંગ્લંડનો પહેલો ખરો દૃશ્ય ચિત્રકાર છે. પાછળના સમયમાં એ બંને વચ્ચે સલાહ થઇ ગઇ હતી. ગેઇન્સબરોએ મૃત્યુ પહેલાં તેને એક વાર મળવા તેડાવ્યો. તે વખતે એ બે મહાન પુરુષો વચ્ચેથી ઇર્ષા, કડવાશ, ગેરસમજ બધાં જ પીગળી ગયાં, ગેઇન્સબરોની મૃત્યુશિબિકા ઉપાડી રેનૉલ્ડ્ઝે તેને કબર સુધી સાથ આપ્યો અને પાછળથી ઍકેડેમીના ભાષણમાં તેને માટે ખરા શોકોદ્‌ગાર અને સન્માનવચનો કહ્યાં.

લગભગ એક પેઢી સુધી તેણે ખરા જિગરથી ઍકેડેમીની સેવાઓ ઉઠાવી. તેના મહભોજન સમયના પ્રવચનોથી તેણે સુપ્રસિદ્ધ પુરુષોને ઍકેડેમી તરફ આકર્ષ્યા. પણ દિલગીર થવા જેવી વાત છે કે તેની આંખનું તેજ ગુલ થવાથી અને અશક્ત અવસ્થાની વખતે જ બીજા સભ્યો જોડે તેને મતભેદ થયો અને તેણે રાજીનામું આપ્યું.

અલબત્ત તેની પમદગી સામે વિરોધ દર્શાવવાનો સભ્યોને હક્ક હતો. છતાં રેનૉલ્ડ્ઝ નારાજ થયો. એ પ્રમુખપદ તેમજ સભ્ય તરીકે પોતાનું પદ તેજી દૂર થયો. પાછળથી સભ્યોનું ડેપ્યુટેશન તેને મનાવા ગયું. ગેરસમજ દૂર કરી. તેણે ફરીવાર પ્રમુખપદ સ્વીકાર્યું

**પ્રવચનો:**

રૉયલ ઍકેડેમીના વિદ્યાર્થીઓને ઉદ્‌બોધન આપતાં તેના પ્રવચનો બહુ જ વખણાયાં છે. તે શ્રવણ કરવાને અતિ પ્રસિદ્ધ પુરુષો હાજરી આપતા. પહેલાં સાત પ્રવચનો પુસ્તક રૂપે પ્રકટ થયા એટલે યૂરોપનું ધ્યાન તે પર ખેંચાયું. ફ્રેંચ અને ઇટાલિયન ભાષામા તેના તરજૂમા થયા. આ પ્રવચનો ચિત્રકળાનું સક્રિય શિક્ષણ આપવા લખાયાં નહોતાં. એ કામ તો શાળાના વર્ગોમાં થતું. તેની પાછળ

રહેવો રેનૉલ્ડ્ઝનો ઉદ્દેશ કળાની ઉત્કૃષ્ટતા સ્થાપવાનો, જનતાને જગાડવાનો હતો. તેમજ શિષ્ટ અભિરુચિ પ્રકટાવી વિદ્યાર્થીઓને એ સમયની ભૂલભરી લોકપ્રિયતામા ઉતરી જતા અટકાવવાનો હતો.

આ પ્રવચનો વીસ વરસના જુદા જુદા આંતરે થયા છે, છતા તે સધાની વચ્ચે સળંગ પરસ્પર સંગતિ જોઇ માનદાશ્ચર્ય થાય છે, તેમજ કળા માટેનો ઉત્સાહભર્યો આદર પહેલાના જેટલો જ છેલ્લા પ્રવચન સુધી નજરે પડે છે.

આ પ્રવચનોથી તેણે ઇંગ્લંડમા કળામીમાંસાનો સાચો પાયો નાખ્યો ચિત્રકાર માટે સંસ્કાર અને સુંદર અભિરુચિ કેટલા આવશ્યક છે તે એણે સમજાવ્યુ જડ અનભિજ્ઞતાવાળો ચિત્રકાર મહાન કળાકાર બનવો મુશ્કેલ છે એમ તે કહે છે ૬૮મે વર્ષ તેની આંખોનુ તેજ કમી થઇ ગયુ અને તેને પીંછી બાજુએ મૂકવી પડી અને ૬૯ મે વર્ષે ઇ ૧૭૯૨ ના ફેબ્રુઆરીની ૨૩ મી તારીખે તે શાંતિથી ચિર નિદ્રા પામ્યો.

ગુજરાતના ઊગતા કલાયુગમા આ ચિત્રકારનુ ચરિત્ર અને પ્રવચનો જરૂર માર્ગદર્શક થશે અને તે દિશામા ગુજરાતી વાચકોનુ કુતૂહલ જાગ્રત કરશે તો આ પુસ્તકનો પરિશ્રમ સાર્થક થયો ગણાશે.

'કુમાર' કાર્યાલય,
અમદાવાદ

રવિશંકર મહાશંકર રાવળ.

---

# અનુક્રમણિકા

## પ્રવચન પહેલું.



---

## પ્રવચન બીજું.

સૂત્રનો–ચિત્રકળાના ત્રણ કાળ–કલાની ભાષાનો અર્થ–ચિત્રકળાના બીજા કાળમાં ચિત્રકારનું કાર્ય–ચિત્રકળાના ત્રીજા કાળમાં ચિત્રકારનું કાર્ય–વિદ્યાર્થીઓની માન્યતા અને પરિશ્રમ–ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને સંબોધન–નવી શોધ કે વિચારકલ્પનાની અગત્યતા–વિદ્યાર્થીઓની શક્તિનું ખોટું માપ–અપૂર્વ યોજક બુદ્ધિવાળાં કાર્યો કોને કહેવાં ?–ઇટાલીના ચિત્રકાર–શ્રેષ્ઠતા મેળવવાનો સત્ય માર્ગ–મહાન પુરુષોનાં કાર્યનું અધ્યયન–યાંત્રિક પદ્ધતિ વિઘ્નરૂપ છે–કેવળ નમુનાનું અધ્યયન એ મૂર્ખાઇ ભરેલું છે–રંગોની નકલ કરવામાં સમાયેલી યુક્તિ–રંગની ચોક્કસ નકલ કરવા તરફ ચેતવણી–રંગવાની કળાનો સમાવેશ–ચિત્રમાં વિચારકલ્પના અને નવિનતાની આવશ્યકતા–ચિત્રકળાની અસરકારક પદ્ધતિ–વિઘ્નનું નિવારણ–ઉપદેશકની વાખ્યા–જગતવિખ્યાત નમુનાની પસંદગી–ચિત્રકળાની શૈલી–સતત ખંત અને પરિશ્રમની મહત્તા–જુવાનીમાં ઉપરોક્ત શક્તિની સરળતા–ચિત્રકારનો માથી ગોકનો કકડો–રંગવાની કળા. ચિત્રકળાનાં દષ્ટાંતો–સતત પરિશ્રમથી ધ્યેય પ્રાપ્તિ–શીવી અને પુટાર્ચનું સચોટ ચિત્રકળાકારનું માનસ.

---

## પ્રવચન ત્રીજું.

### ચિત્રકળાની પદ્ધતિ અને સિદ્ધાંત.

સૌંદર્ય દિવ્ય ઈશ્વરી સિદ્ધાંત–ચોક્કસ સૌંદર્યયુક્ત નમુનાનું અધ્યયન–એકનનો અભિપ્રાય–પરમાનન્દનો અર્થ–સૌંદર્યના જુદા જુદા વિચારો–જુદી જુદી આકૃતિનાં લક્ષણમાં સમાએલું સંપૂર્ણ સૌંદર્ય–વિકૃત આકૃતિમાં આકારની સામ્યતા–કુદરતના જ્ઞાનની આવશ્યકતા–કુદરતની સત્ય સાદૃશ્ય–આકૃતિમાં ભવ્યતા અને ચેતન રેડવાની કળા–પ્રતિભાશાળી ચિત્રકાર આંખને અગત્યતા ન આપતાં બુદ્ધિને અગત્યતા આપે છે–ચિત્રકળાનાં ખાતાં–આલેખ્ય. વર્ણનકાર ચિત્રકાર–કુદરતની રૂપરેખામાં ચોકસાઈ અને સ્પષ્ટતાનું આલેખન–સૌંદર્ય એજ સિદ્ધાંત.

---

## પ્રવચન ચોથું.

### ચિત્રકારની શ્રેષ્ઠતા અને શૈલી.

[ પૃષ્ઠ ૪૭ થી ૬૯ ]

માનસિક આનંદની કળામાં કિંમત–વિષયની પસંદગી–માનસિક ચિત્ર ખડું કરવાની ચિત્રકારની શક્તિ–સંજોગોના આલેખનથી ઉપજતી સત્યની ભાવના–સૂક્ષ્મતાનું આલેખન એ ભૂલ છે–આકૃતિ ચિતરવાની ભૂમિકા ઉપર રહેલી ચિત્રની અમર–કુશળ કળાકાર કળાને છુપાવે છે–ઐતિહાસિક મનોના માર્ગથી જરા દૂર રહેવાની જરૂર–કૅરિકેચરનાં હાસ્યજનક ચિત્રો–ઐતિહાસિક ચિત્રકળા–ચિત્રકળામાં હાવભાવનું આલેખન–રંગવાની કળાના નિયમો અને સિદ્ધાંતો–લુગડાં લત્તાં ગોઠવવાની કળા–રોમ, ફ્લોરેન્સ અને બોલોગ્નાની શાળા–વેનીસના કળાકારોની વિલાસી શૈલી–વેનીસની શાળાના ચિત્રકારોનો આશય–ફ્રાન્સના જ્ઞાનમંદિરમાં એક સભા–ચિત્રકળાની ભાષા–મહાન શૈલીનો ઉપયોગ–પાઓલો વેરોનીસના વિષયપસંદગી ઉપર અભિપ્રાય–ઍનીબાલ કેરેચીનો મત–વેનીસ અને બોલોગ્નાના ચિત્રકારો વચ્ચે

તફાવત—વેનિસના ચિત્રકારો માટે માઇકલ એન્જેલો અને વસારીનો અભિપ્રાય—પાઓલો વેરોનીસ અને ટિન્ટોરેટની શૈલી—આલંકારિક શૈલીનો ફેલાવો—ચિત્રકળાનો આશય—ફ્લેમીશની શાળાનો મુખ્ય ચિત્રકાર રુબેન્સ—ડચ શાળાના ચિત્રકાર—ચિત્રાત્મક દેખાવ ચિતરનાર ચિત્રકાર—ઐતિહાસિક વર્ણન કરનાર ચિત્રકાર અને આબેહુબ વર્ણન કરનાર ચિત્રકાર વચ્ચે તફાવત—ટર્નરની રસિકતા—સંયુક્ત શૈલીની અસર—સંયુક્ત શૈલીની મહત્વતાનું દૃષ્ટાન્ત—ચિત્રકાર બેન્ડગ્રો—સામાન્ય પદ્ધતિ ઉપર રચાયેલા કાર્યોનું ચિરસ્થાયીપણું

## પ્રવચન છઠ્ઠું.

### નકલ કરવાની કળા, પદ્ધતિ અને સિદ્ધાંત.

[ પૃષ્ઠ ૮૮ થી ૧૧૨ ]

સંકુચિત અને એકતરફી વિચારો કાઢી દેવાની ભલામણ–પ્રેરણારૂપ કળા–અજાન માણસોની દષ્ટિએ કળાનાં કાર્યો–કુદરતી શક્તિ ઉપર અણઘટતો વિશ્વાસ–પૂર્વજોનાં કાર્યોનું અનુકરણ–કુદરતનાં કાર્યોની નકલ–નકલ કરવાની ટેવ–નવા શોધક વિચારોનો જન્મ–પ્રતિભાનો અર્થ–પ્રતિભાની પ્રાપ્તિ–ટીકાથી ડગે નહિ–પ્રતિભાને નિયમોનું બંધન–પ્રતિભાનું લક્ષણ–નકલ કરવાની ટેવ એ તો મનુષ્ય સ્વભાવ છે–મનની કેળવણી–સાધનની આવશ્યકતા–પ્રતિભા અને જ્ઞાન–નકલ કરવા માટે યોગ્ય નમુનાની પસંદગી–કુદરતનું અધ્યયન–પૂર્વજોનાં કાર્યોનું અધ્યયન–સંપૂર્ણ કળાનો અર્થ–કુશળ નકલ કરનાર–કાર્યોમાંથી શીખાતી કળા–વિકૃતિનો નાશ કેમ થાય ?–નવિનતાની મહત્તા–દોષ અને સૌંદર્યનું અધ્યયન–એકજ માનીતા કળાકારની નકલ ન કરો–અનન્ત નમુનાની નકલ કરો–નીચી કોટિના નકલ કરનારાઓ–કેટલાક ચિત્રકારોની નકલ કરવાની શૈલી–કળાકારોનું કર્તવ્ય–પ્રાચીન સમયનાં કાર્યોનું અધ્યયન–નકલ કરવાનો લાભ–નકલ કરવાની બીજી પદ્ધતિ–તકડંચી કળાનુ નિરાકરણ–નકલ કરવાની કળાને ઉત્તેજન–નકલ કરવા લાયક નમુનાની શાળાઓ–ઉચ્ચ ચિત્રકારોની શૈલી–નકલ કરવા લાયક શાળાઓ–કળાની સંપૂર્ણ વિચાર કલ્પના–બીજાના કાર્યોનુ અધ્યયન પોતાના કાર્યમા રોકવાની ભલામણ–એક યશસ્વી કળાકાર સાથે વાતચીત–કળાના ક્ષેત્રમાં પ્રગતિ–મહાન ગુરુઓના મહાન કાર્યોની પદ્ધતિ અને સિદ્ધાંતની નકલ કરવાની ભલામણ.

---

## પ્રવચન સાતમું.

### રસિકતાનું સત્ય ધોરણ

[ પૃષ્ઠ ૧૧૩ થી ૧૪૩ ]

માનસિક ઉદ્યોગની ભલામણ—કળાનો પાયો—પ્રમાણ જ્ઞાનની આવશ્યકતા—કવિ અને જ્ઞાનીનો સમાગમ—રસિકતાનો અર્થ—કળામાં વાસ્તવિકતાની જરૂર—જુવાનીમાં કલ્પનાનો ઉન્નત અતિ લોકપ્રિય અભિપ્રાય—પ્રતિભા અને રસિકતા વચ્ચે ગાઢ સંબંધ અને તફાવત—વિચારકોનો અભિપ્રાય—અભિપ્રાયની સંતોષકારક સમજ—રસિકતા કેમ ઉપજાવવી—ચિત્તની સત્ય અસર—એકાગ્રતા અને સંકુચિત વિચારની અસર—તાજગી અને સ્વચ્છંદી કળા—કુદરતના સત્ય સ્વભાવની સમજ—જુવાન વિદ્યાર્થીઓની ગુંચવણ—રસિકતાનો સમાવેશ—કળાકારોની ભૂલ—પ્રેમ અને આકૃતિ રચનાની ખાસિયત અને ગુંચવણ—મનોરંજક વસ્તુ એજ કુદરતી વસ્તુ—તરંગી કલ્પનાનો—અસ્વીકાર ફ્રેન્ચની પદ્ધતિમાં બે મોટા દોષ—ચિત્રકળાનો ક્રમ—ફ્રેન્ચની શૈલી—કળા બુદ્ધિ અને લાગણીને ઉત્તેજિત કરે છે—કળાની માનવજાત ઉપર અસર—કળાની અગત્યતાનો આધાર—નીચી કોટિની શૈલીમાં સંપૂર્ણતા—ચિત્રકાર પૉલ વેરોનીસ અને ટીન્ટોરેટો—કળા કોના નુકશાન કારક એજ ભૂલ—રસિકતા વિષે થોડા સૂચનો—કલ્પનામાં સામ્યતા અને સત્ય વિચાર—મનુષ્યસ્વભાવનું અવલોકન—કળાના નિયમાનું બંધારણ—સરખામણીની પદ્ધતિ—કલ્પના અને મનોવિકાર ઉત્તેજિત થવાના કારણો—કળા અને સદ્‌ગુણી માણસ—ટેવ અને નિશાનોની અસર—ચિત્રકળામાં બુદ્ધિની કુશળતા—કળામાં અલંકાર કે આભૂષણોનો ઉપયોગ—પોશાકની ફેશન અને રસિકતા— ફેશનનો ઉદ્‌ભવ—ચિત્રકાર વાનડાઇક—કળાકારોનું વલણ—પુરાતન સમયના અલંકારો—ફેશનમાં વિરુદ્ધ વિચાર અને અભિપ્રાયો—લોકોના આવવાની દશા—પ્રજામતનું પ્રાબલ્ય—અનન્ત સત્ય અને

સૌંદર્ય-રસિકતા કેળવવાના પંથ-કળાના મહાન ગુરૂઓ તરફ પૂજ્ય ભાવ.

---

## પ્રવચન આઠમું.

### કળાના સંકુચિત ખ્યાલ અને સિદ્ધાંતોનું નિરાકરણ

[ પૃષ્ઠ ૧૪૪ થી ૧૬૮ ]

કળાની શ્રેષ્ઠતા અને સૌંદર્યનું અનુકરણ-ચિત્રકળા અને કવિતા -મનની કેળવણી અને નવિનતા-જુદાપણું દેખાડવાની કળા-આકૃતિ-રચનામાં જુદા જુદા વિષયો અને ભાગોની અસર-આકૃતિમાં 'વિશ્રામ' કે 'આરામનો અર્થ'-ચિત્રકાર રેમ્બ્રાન્ટ અને પોસીનની શૈલી અને લક્ષણ-આકૃતિરચનામાં વિશ્રામ કે આરામની આવશ્યકતા-સાદાઇ પર વિવેચન-રીગોડનાં ચિત્રો-રોમન કેથોલીક ચિત્રકારો-નીતિ અને કળાનો ગાઢ સંબંધ-સાદાઇના મહાન ગુણ-રંગવાની મહાન કળામાં સાદાઇની આવશ્યકતા-કળાની કંગાલિયતનો ઉદ્ભવ-કળાની કંગાલિયત કે દરિદ્રતા દૂર કરવાના સાધનો-ફાંકડી બેદરકારી-પ્રકાશ અને અંધકાર જાળવવાની પદ્ધતિ, વિરોધદર્શક કૃત્રિમ આકૃતિ-વિશેષ દર્શાવવાની કળા-કળાના નિયમોની સંપૂર્ણ સમજ-વિષયની મુખ્ય આકૃતિ ચિતરવાની કળા-પ્રકાશની ખીલવટ કરવામાં લેવાયલી છૂટ-આકૃતિ રચનાની જુદી જુદી પદ્ધતિ-ચિત્રમાં પુરવાના રંગો-રોમ અને ફ્લોરેન્સાઇનના રંગની પદ્ધતિ-ચિત્રકાર લિયાન અને કાર્લોમરટ્ટી-ચાઇટીઅનનું 'બેકસ અને એરીએડને' નામનું રંગીન ચિત્ર-ચિત્રમાં ઉજ્જ્વળ પ્રકાશની જરૂરીયાત-ચિત્રની શ્રેષ્ઠ અસર શી રીતે ઉપજે?-રૂબેન્સનું એક શ્રેષ્ઠ ચિત્ર-પ્રવચનનો ઉદ્દેશ-આપણી નજર આગળના ચિત્રો-ચિત્રરેખામાં કલ્પનાની શક્તિ-આકૃતિ અને લક્ષણોની સંપૂર્ણ ચોકસાઇ-ફ્રેકોનેટ પ્લીનીના ભાષાંતરમાંનો એક ચિત્ર સંબંધે ફકરો.

---

પસંદ કરવાની પદ્ધતિ–ઝીણી અને વિશિષ્ટ વસ્તુનું નિરીક્ષણ–મીણના પૂતળાં–વિષયોમાં ચિત્રકારનું ધ્યાન–વિષયોનું સૂક્ષ્મ અને વિશાળ અવલોકન–ચિત્રકારોના યશનો ઉદ્ભવ–ચિત્રકાર રેફાયલની વિશિષ્ટતા–ચિત્રકાર ટાઇટીઅનની શ્રેષ્ઠતા–વિષય પસંદગીની પદ્ધતિની ખુબીનો સમાવેશ–ચિત્રકાર ટાઇટીઅનની ચિત્રકળા–ગુણ અને દોષની પરીક્ષા–ચિત્રકારનું લક્ષ્યબિન્દુ–રેફાયલની શ્રેષ્ઠતાનું કારણ–આકૃતિનો સમગ્ર વિચાર દર્શાવવાની કળા–રેમનો ખૂબીઓ–ચિત્રાંતર્ગત દેખાવનું વર્ણન કરનાર ચિત્રકારની પદ્ધતિ–દૃષ્ટાંત–ચિત્રની સામાન્ય અસર ઉપર શ્રેષ્ઠતાનો આધાર–એક બાળકનું ચિત્રાવલોકન–ચિત્રની સામાન્ય અસર ઉપજાવવા માટે સતત પરિશ્રમની ભલામણ–વિશાળ અને કેળવાયેલા મનની આવશ્યકતા

---

## પ્રવચન બારમું.

### અધ્યયનની પદ્ધતિનો સરળ માર્ગ.

[ પૃષ્ઠ ૧૦૭ થી ૧૧૬ ]

અધ્યયનની પદ્ધતિનો અર્થ–અધ્યયનનો આધાર–અધ્યયનની પદ્ધતિ–વિદ્યાર્થીની ઉત્કટ ઇચ્છા અને કળાની લગનથી થતો લાભ–કળાકારોની ખોટી ટેવ અને ગુન–વિદ્યાર્થીઓમાં આ સમજણની આવશ્યકતા–સાચા કળાકારોની થતી ગફલત–આખી જીંદગીને અને નિરંતર કાર્યોનો ઉદ્ભવ–ઇટાલિયન કવિ મેટાસ્ટેસીઓ–આકૃતિની પરખ ચિતરવામાં કુશળતા–અનુભવની જરૂરીયાત–આત્મદૃષ્ટિ કેળવવાની ભલામણ–કળાકાર ગુમગાયોર્ડે અને વાઇકેઉજની પદ્ધતિ–ચિત્રકાર રેફાયલની નવી શોધ કરવાની પદ્ધતિ–અમર્યાદ ભંડારમાંથી ચોરી કરવાથી કળાભિજ્ઞને થતા ગેરફાયદા–ચિત્રકાર માઇકલ એન્જેલોની પદ્ધતિ–સાચી કુશળતા પ્રાપ્ત કરવાના સાધનો–સર્જઅસમર્પોલમની આકૃતિના લક્ષણો–

ચિત્રકારોને નવી શોધ કરવાની ભલામણ—ચિત્રકારોને કુદરતની મદદ લેવાની ભલામણ—ફ્રાન્સના નાન મોંદિગેના સંચાલક ઓચર—કુદરતના સંસર્ગથી થતી પદ્ધતિ.

---

## પ્રવચન તેરમું.

### કળાના ક્ષેત્રમાં કલ્પના અને હૃદયની કોમળતા.

[ પૃષ્ઠ ૨૨૩ થી ૨૩૭ ]

વિવેચકની શ્રેષ્ઠ શૈલી—કલ્પનાની અસર—કળાના ક્ષેત્રમાં ભાગી વિચારશક્તિ—એકતરફી તર્કશક્તિથી દોરવાઈ ન જવાની ભલામણ—પ્રગતિનાં સાધનો પર વિવેચન—ઉચ્ચ શૈલીમાં સંસ્કારી રસિકતાનું નિરૂપણ—સરખામણીની પદ્ધતિ—ચિત્રકળા અને કવિતા—સેક્રીફાઈસ ઑફ ઈફીજીનીના ચિત્ર વિષે કેટલાક વિચારો—હોમરનું હોમ્સે કરેલું ભાષાંતર કળાકારના ઉત્કર્ષનો આધાર—કલ્પનાને જૂના જમાનામાં લઈ જવાની ભલામણ—નાટ્યકળા એ મનુષ્યસ્વભાવનું તદ્રૂપ આલેખન છે—નાટ્યકળામાં આજુબાજુનાં સાધનો ઉપર વિશેષ લક્ષ આપવાની ભલામણ—નાટ્યકળાના કૃત્રિમ સંજોગો—ચિત્રકળા અને નાટ્યકળાનો સંબંધ—સર્વ કળાનો આશય—ચિત્રકળા અને શિલ્પકળાનો સંબંધ—ચિત્રકળાની દૃષ્ટિએ શિલ્પકળા—ચિત્રકળાએ તો જ્વલંત ઈશ્વરી તણખો છે; ચિત્રકળાનું સંબોધન.

---

## પ્રવચન ચૌદમું.

### કળાકાર ગેઇન્સબરોની શૈલી અને પદ્ધતિ.

[ પૃષ્ઠ ૨૩૮થી ૨૫૯ ]

પૂજનીય દાખલાઓનું અવલોકન—કળાકાર ગેઇન્સબરોની પ્રશંસા—શ્રીયુત રેનોલ્ડ્ઝનો કળાકાર માટે અંગત અભિપ્રાય—ગેઇન્સબરોના

રીતરીવાજ અને ટેવનું વિવેચન-ગેઇન્સબરોની પદ્ધતિ-મરણ પથારીએ ગેઇન્સબરોના ઉદ્‌ગાર-વાસ્તવિક જગત એ ગેઇન્સબરોનું અધ્યયન-કુદરતનાં સચોટ અવલોકનમાંથી ઉપજેલી રસિકતા અને શ્રેષ્ઠતા-ગેઇન્સબરોની શૈલી-શ્રીયુત વિલ્સને ચિત્રાલેખનમાં કરેલી ભૂલ-ઉપરની ભૂલની સુધારણા-ગેઇન્સબરોની શૈલી અને પદ્ધતિમાં ગુણ.

---

## પ્રવચન પંદરમું.

### ઉપસંહાર.

[ પૃષ્ઠ ૨૫૦ થી ૨૬૭ ]

આપણા જ્ઞાનમંદિરમાં પ્રવર્તતી એકયતા-જ્ઞાનમંદિરના જુદા ખાતાંની શ્રેષ્ઠતા માટે ધન્યવાદ-સર્વ પ્રવચનોમાં કરેલી ચર્ચા-કળાની ભૂમિકાનાં સાધનો-ફ્રાન્સના કળાકારનાં કાર્યો વિષે વિવેચન-બધા પ્રવચનોનો ઉદ્દેશ-બુધ્ધિપૂર્વક અધ્યયન કરવાની ભલામણ-આદીરૂપ માઇકલ ઍન્જેલો-માઇકલ ઍન્જેલોની કવિત્વશક્તિ-યાંત્રિક શક્તિ અને કવિત્વ શક્તિનો સંબંધ-માઇકલ ઍન્જેલોની શૈલીએ પ્રેરેલી પ્રેરણા-ચિત્રકળાની ભવ્યતાની સચોટ અસર-માઇકલ ઍન્જેલોની તરંગી પદ્ધતિ-આનંદદાયક રસિકતાને પ્રાપ્ત કરવાની ભલામણ-મહાન કળાની પ્રાપ્તિ-નકલ કરવાથી મળતા સૂચનો-રસિકતા પ્રાપ્ત કરવા માઇકલ ઍન્જેલોનાં કાર્યોનું અધ્યયન કરવા ભલામણ-કળાકારોને બીજો ઉપદેશ-આપણી અધોગતિનાં કારણો-માઇકલ ઍન્જેલોના વિશિષ્ટ લક્ષણો અને એનાં પ્રેરણાપ્રધાન કાર્યો.

સમાપ્ત.

# કળા વિષે પ્રવચન.

## પ્રવચન પહેલું.

### રૉયલ એકેડેમી ખુલ્લી મુકતાં વ્યક્ત કરેલ

તા. જાનેવારી–૨–૧૭૬૯.

### સાચા કળાકારના વિશિષ્ટ લક્ષણો.

લલિત કળાઓની ખીલવટ થાય એવી સંસ્થા રાજેશ્રી ઉદારતાને લીધે અને આપણે માટે ખૂલે છે. આ પ્રસંગને લીધે કળા પૂજકને અત્યંત રસ એટલુંજ નહિ પણ એથી સમગ્ર રાષ્ટ્રને પણ અવનવો આનન્દ થશે.

**રાજેશ્રી નામદારે એકેડેમીમાં આપેલી સહાય અને તેમનો માનેલો ઉપકાર.**

જ્યારે વસ્તુઓની ધીમી પ્રવૃત્તિ કુદરતી રીતે સમૃદ્ધિ અને સત્તાની છેલ્લી અસર રૂપેજ પરિણામે છે ત્યારે શા માટે બ્રિટન જેવા મહાન્ રાજ્યને એ અલંકારની જરૂર પડી હશે તેનુ કારણ દર્શાવવું એ ખરેખર અઘરૂ છે.

ઘણીવાર આવી સંસ્થાની ભલામણ કેવળ વ્યાપારને અર્થેજ કરવામાં આવે છે. આવા સિદ્ધાંતો પર રચાયલી એકેડેમી તો પોતાના

સંકુચિત આશય પણ સિદ્ધ ન કરી શકે જો એનો પાયો ઉચ્ચ પ્રકારનો ન હોય તો હુન્નરમાં કોઈ પણ જાતની રસિકતા ન ઉદ્ભવે. ઉત્કર્ષ કળા આબાદીને પામે તો નાના અને હલકા ધંધો આપોઆપ પોતાનો રસ્તો લેશે.

જે રાજકુંવરે આવી સંસ્થાની સાચી પ્રતિષ્ઠા મુજબ રૂપરેખા દોરી છે અને મહાન્ વિદ્વાન્, વિનયી અને વેપારી પ્રજાને જેણે કળાને સ્વરૂપ બનાવી ઉત્તેજન આપ્યું તે એવા કુંવર મળવાથી આપણે ખરેખર સુખી છીએ અને સદ્ભાગ્યે ! તમારી લાંબી અને ઉંડી ઇચ્છાઓ પરિપૂર્ણ થઈ તેને માટે હું તમને ધન્યવાદ આપું છું

નામદારની લાગવગ સિવાય સફળતા મેળવવાની અશક્યતની સાબીતી એટલીજ છે કે સ્હેજ એકેડેમી માટે સભામાં ઘણીએ રચના મૂકી, અસંખ્ય વાટાઘાટ કરી અને સલાહ લીધી પણ બધી નિરર્થક ગઈ, પણ એવોએ વખત આવ્યો છે કે નામદારની વગ પણ વ્યર્થ ગઈ છે એને વિચાર કરતાં અત્યંત આનંદ થાય છે કે જ્યારે દરેક સંજોગ એકત્ર થતો લાગે અને તેમાંથી માન અને ઉત્કર્ષની લાગણી ઉદ્ભવે ત્યારેજ આપણા મંડળ સ્થપાય છે

આપણા નામદાર બરાબર સમજે છે કે દરેક કળાનો આશય મનુષ્યના મનને મૃદુ અને સરકારી બનાવવાનો છે.

**અવિશ્રામ પરિશ્રમ એજ નામદારના ઉપકારનો બદલો.**

આટલું બધું સત્કાર્ય નામદારથી થયા પછી પણ જો આપણી પ્રગતિ આ સંસ્થાને અનુરૂપ, કદાપણ અવિશ્રામ પરિશ્રમ અને ઉદારતા દેખાડવા, તરફ ન હોય તો આપણી ગંભીર ભૂલ કહેવાય. ચાલો, આપણે આપણા ઉપર થએલો ઉપકારનો આભાર અવિશ્રાન્ત પરિશ્રમથી જ દેખાડીએ જો કે આપણું સુકાર્ય એમની ધારણા મુજબ ન ઉતરે તો પણ કાંઇ નહિ તો આપણા હુન્નરને આશ્રય અને મદદ તો મળશે જ.

**સંસ્થાનો આશય અને આદર્શ.**

આપણા વિજયનું ધોરણ ગમે તે પર હો તો પણ એટલું તો નક્કીજ કે આ સંસ્થા કળાનું જ્ઞાન વધારવા મદદરૂપ થઇ પડશે, અને જે શ્રેષ્ઠ આદર્શનું ધ્યાન ધરવાનું, અને એ આદર્શ કદી નહિ પાળવાનું નસીબ મહાન્ વ્યક્તિને પણ હોય છે તેવા શ્રેષ્ઠ આદર્શની પાસે આ સંસ્થા લાવે છે

**એકેડેમીનો મુખ્ય ફાયદો.**

એકેડેમીનો મુખ્ય ફાયદો કુશળ માણસો ઉત્પન્ન કરી વિદ્યાર્થીઓને દોરવા ઉપરાંત જ્ઞાનીઓએ મહાન દાખલો બેસાડવાનો છે આ સાધનો પર જ બુદ્ધિશાળી માણસો કામ કરે છે કારણ કે આવા સાધનો વગર પ્રચંડ બુદ્ધિ પણ નિષ્ફળ નીવડે, પ્રમાણભૂત નમુનાનું અધ્યયન કરવાથી ગત યુગોના મિશ્રિત અનુભવોમાંથી ઉદ્ભવેલો સૌંદર્યનો વિચાર એકદમ પ્રાપ્ત થાય છે અને આપણા પૂર્વજોની ધીમી અને વિઘ્નથી

ભરેલી પ્રગતિ આપણને ટૂંકો અને સરળ માર્ગ શીખવે છે. ઘણા કળાકારોને આદર્શ નક્કી કરતા આખી જિંદગી વીતી જાય છે તેવો આદર્શ વિદ્યાર્થી એકી નજરે અને દૃષ્ટિએ મેળવે છે અને તેની અસરથી મનુષ્ટ થઇને વિદ્યાર્થીએ આદર્શ શી રીતે મેળવ્યા અને નક્કી થયા એની દુઃખદ વિતાની શોધથી ઉગરી જાય છે આવા ફાયદાને અભાવે કેટલાએ મહાન્ અને કુદરતી શક્તિવાળા મનુષ્યો આ પ્રજાએ ગુમાવ્યા હશે ! તેઓને પ્રતિભાશાળી મનુષ્યના અત્યુત્તમ કાર્યો જોવાની તક પણ મળી નથી કે જે કાર્યો આત્માને એકદમ ઉજાળે છે, અને એ અપ્રતિહત ધન્યવાદનો નિરંતર રસ રેડયા કરે છે

**ચિત્રકાર રેફાયલે કેપેલા સીસ્ટેના દેખાવ ઉપરથી ધારણ કરેલી શૈલી.**

એટલું તો ખરૂં કેરેફાયલને એકેડેમીમા અભ્યાસ કરવાનો લાભ ન્હોતો મળ્યો, પરંતુ તેને આખું રોમ અને ખાસ કરીને માયકલ એન્જેલોના કાર્યો એકેડેમી રૂપજ હતા. કેપેલા સીસ્ટેના ના દેખાવ પરથી અને શુષ્કતા, જગલીપણું અને નિરસપણું કે જે વિશિષ્ટ અને વ્યક્તિગત વસ્તુઓના અચાનક તફાવત જોડે જોડાયલા હોય છે તેમાથી તેણે તરત જ ચિત્રકળાની ઉમદા અને ભવ્ય શૈલી ધારણ કરી કે જે રીત સામાન્ય અને નીર્ણિત કુદરતના વિચારો અધૂરા નિરૂપણને-સુધારે છે

**ચિત્રકારે કળાનું જ્ઞાન શી રીતે મેળવવું ?**

દરેક વિદ્યાલયની આસપાસ જ્ઞાનનું ફરતુ વાતાવરણ હોય છે, અને તેમાથી દરેક વ્યક્તિને પોતાના શોધક વિચારોને પુરતી પુષ્ટિ મળે છે. એકાંતમા અધ્યયન કરી જ્ઞાન મેળવવા કરતા આવી રીતે મેળવેલુ જ્ઞાન વધારે લોકપ્રીય છે વળી, આપણને ખબર પણ છે કે કોઇ પણ યુવક

જેટલી સહેલાઇથી પોતાના સરખા દરજ્જાના સહાધ્યાયીથી જ્ઞાન મેળવે છે તેટલી જ સહેલાઇથી પોતાથી ઉચ્ચ પાસેથી મેળવતો નથી, અને તેથી સ્પર્ધાનો જ્વલંત અગ્નિ સમતામાથી જ–બરોબરીઆપણામાંથીજ ઉદ્ભવે છે.

**આપણા એકેડેમીમાં ભવિષ્યમાં થવાનો મોટો લાભ.**

કોઇ પણ પ્રજા ગર્વ કરી શકે નહિ, એવો મોટો લાભ આપણા એકેડેમીમા થશે એવું ભાર મુકી, જણાવું તો હરકત નહિ. આપણી પાસે ન શીખવાનુ કે ભુલવાનુ કશુ નથી. હાલના કળાકારોને આ વખાણનો સપૂર્ણ હક્ક છે. અત્યાર સુધીની તેમની પ્રગતિ યોગ્ય માર્ગે છે. હવે પછી બુદ્ધિશાળી માણસોના પ્રયત્નો આપણી માથે યોગ્ય દીશામા કરવામા આવશે જે સૌથી ઝડપથી સ્માફરી કરે છે તે ખરા માર્ગથી દૂર રહી, સૌથી વધારે રખડે છે એવું જે બીજી સસ્થામા ચાલી રહ્યું છે એવુ આપણી સસ્થામા બનશે નહિ.

**શ્રીયુત્ રેનોલ્ડઝની કેટલાંક સૂચનો માટે કરેલી વિજ્ઞપ્તી.**

આ કામ ઉપાડવામા મ્હારા મિત્રોના અનુકૂળ અભિપ્રાયથી જ્યારે મ્હને મારી છાપ પડી છે તો મ્હારે તેમને કોઇ પણ આજ્ઞાંકિત બધન કરાવવુ તે અઘટિત કહેવાય, પણ આવી સસ્થાઓ ઘણીએ વાર નિષ્ફળ નિવડે છે, અને કુદરતી રીતે વિચાર કરતા દીલગીરી થાય છે કે કેટલુંએ કામ થઇ શક્યુ હોય તે મ્હારા કેટલા સુચનોથી કેટલી ભૂલો અને ખોડખાપણ સુધરે તે માટે એ સુચનો કરવાને મ્હારે રજા લેવી પડે. અધ્યાપકોને–પ્રેક્ષકોને ઠીક લાગે તો આ સુચનોને અમલમાં મુકવા અથવા તો ફેંકી દેવા એ એમની મરજીની વાત છે.

**કળાની પ્રગતી માટે રેનોલ્ડ્ઝે કરેલી ભલામણ.**

મ્હારી તો ખાસ એ ભલામણ છે કે જુવાન વિદ્યાર્થીઓએ મહાન ગુરૂઓથી ઘડાએલા કળાના નિયમોને સંપૂર્ણ રીતે આજ્ઞાને આધીન થઇ, સખત રીતે પાળવા જોઇએ. જે નમુનાના વખાણ કેટલાએ યુગોથી થયા કરે છે તેવા નમુના સંપૂર્ણ અને દોષ રહીત ગણાવા જોઇએ અને એ નમુનાઓ આપણા અનુકરણના વિષય થવા જોઇએ, નહિ કે ટીકા પાત્ર થવા જોઇએ.

**(૧) નિયમો પ્રતિભા શાળી પુરૂષોને બંધન રૂપ નથી.**

મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે કે કળાની પ્રગતિ માટે આ એકનેજ અસરકારક અને સુંદર રસ્તો છે, જેનું શંકા ક્હેવા તરફજ વલણ છે તે માણસ મૂળ તત્ત્વોનો શુરૂ બને તે પહેલા તો તેને ખબર પડશે કે તેની જીંદગી પુરી થઇ ગઇ છે, પણ એટલુ તો મહાન સૂત્ર તરીકે યાદ રાખવુ જોઇએ કે જે વ્યક્તિ કેવળ પોતાના જ જ્ઞાન ઉપર ઝઝુમે છે તે વ્યક્તિ અભ્યાસ શરૂ કરે છે તેનેથીજ અંત છે નિયમો એ પ્રતિભાશાળી પુરૂષોને બંધન રૂપ છે એવો ખોટો અને અઘટિત અભિપ્રાય દૂર કરવાની દરેક તક લેવા ચુકવી જોઇએ નહિ બુદ્ધિ વગરના પુરૂષોને માટે જરૂર તેઓ બંધન રૂપજ છે. બખ્તર શક્ત મનુષ્યને અલંકાર અને બચાવ રૂપ થઇ પડે છે પણ તે જ બખ્તર અશક્ત અને કમનશીબને રક્ષણ કરવાને બદલે ભાર રૂપ થઇ પડે છે

**નિયમોનું ખંડન કરવા લેવાતી અણઘટતી છૂટ.**

નિયમોનુ ખંડન કરવા કેટલી બધી છૂટ લેવાય છે અને વિદ્યાર્થીઓજ ગુરૂ થઇને બેસે છે ત્યારે એ સંબંધમા એક કવિ લખે છે તેમ "સૌંદર્ય લુંટવુ એ કળાને અલભ્ય

છે–કળાની ગ્રહણશક્તિની બહાર છે." આ પણ એક બીજો વિચાર છે. જ્યારે તેમની પ્રતિભા પુરે પુરી સંપૂર્ણતાને પામે છે, ત્યારે નિયમોનુ કદાચ ખંડન થાય છે પણ ઘર ઉભુ કરતાં પહેલા પાલખને તોડી નાખવી જોઇએ.

**(૩) સંચાલકોએ વિદ્યાર્થી તરફ લેવાની કાળજી.**

સંચાલકોએ વિદ્યાર્થીઓની પ્રતિભા ઉપર ખાસ નજર રાખવાની જરૂર છે, કારણ આગળ વધેલા વિદ્યાર્થીઓ અભ્યાસની ખરી અણી ઉપર આવે છે ત્યારે તેમની ભવિષ્યની રસિકતા અને આસ્વાદને કેળવવાનો ખરો આધાર રહે છે તે ઉમરમા તેઓ કુદરતી રીતે જ સંગીન વસ્તુ કરતા તેજસ્વી વસ્તુ તરફ વધારે ખેંચાય છેઅને દુખદ અને નાનમ ઉપજાવે એવી ચોકસાઇ કરતા ફાકડી બેપરવાને વધારે પસંદ કરે છે

**કળાકારોનાં અયોગ્ય આકર્ષણ.**

એટલુ તો કબુલ કરવુ જ પડે કે સુંદર રીતે રચવાની સરળતા ચોક અથવા પેન્સીલ ઉપર અજબ કાબુ એ યુવાન હૃદયને આકર્ષે છે અને તેમની મહાત્વાકાંક્ષાના વિષયો થઇ પડે છે તેઓ આખ આજી નાખે એવી શ્રેષ્ઠતા અને સુંદરતાનુ અનુકરણ કરવા પ્રયત્ન કરે છે કે જે શ્રેષ્ઠતા મેળવવા માટે વિશેષ મહેનત તેમને કરવી પડતી નથી નકામી પ્રવૃત્તિઓ પાછળ વખત બગાડયા પછી મોટુ દુખ પાછા ફરવાનુ થઇ પડે છે. પછી સુધરવુ હોય તોયે પણ ઘણુ જ મોડુ કહેવાય એવો ભાગ્યે જ દાખલો મળશે કે મન એક વખત કલુષિત થયા પછી અને ભ્રાંતિજનક સંપૂર્ણતાથી છેતરાયા પછી વળી પાછુ બી 'તેબી' તે પણ સત્કાર્યમા પ્રવૃત્ત થયુ હોય

આવા નિરૂપયોગી ઉપયોગથી તેઓ સત્ય અને ખરી શ્રેષ્ઠતાને પામતા અટકે છે, તેઓ સંપૂર્ણતાની ઉચ્ચ કોટિએ પહોચે છે, તેઓ ખરી વસ્તુને બદને પડછાયાને ગ્રહણ કરે છે યાત્રિક સુખને કલાની મુખ્ય શ્રેષ્ઠતા માને છે, કે જે યાત્રિક સુખ કેવળ અલંકાર રૂપ જ છે અને એના ગુણો થોડાક જ છુટા છવાયા ચિત્રકારોજ પારખી શકે છે

**નકામી પ્રવૃત્તિઓથી સત્ય અને શ્રેષ્ઠતાનો થતો નાશ**

આપણી નીતિ ભ્રષ્ટતાનુ અથવા અશુદ્ધતાનુ સૌથી ભયંકર મુળ મ્હને તો આ લાગે છે ❞ આ વાત કહેવામાં જરાયે ભૂલ કરતો નથી. પણ સપૂર્ણ વિચારપૂર્વક અને અનુભવથી કહુ છુ કે ઘણાયે પરદેશી એકેડેમી આ દોષના ભોગ થઇ પડયા છે સચાલકો વિદ્યાર્થીઓની ત્વરિત કુશળતાથી રાજી થયા હોય અને તેમની ચોકસાઇને ભોગે કામ ઝડપથી આટોપવાની કળાને વખાણી હોય એ વાત શકય છે

**નીતિ ભ્રષ્ટતાનુ મુળ.**

એક બાજુથી પણ યુવકોને કાર્ય સાધનાના કાબેલવાન કહેવડાવવાની નકામી અને લઘુ મહાત્વાકાક્ષા છે એટલુ જ નહિ પરતુ બીજી બાજુએથી તેમનુ સ્વાભાવિક આળસ તેમને લલચાવે છે ચોકસાઇ મેળવવાના પરિશ્રમથી ઉપજતી આશા અને ઉમેદથી તેઓ ડરે છે જુવાનીનો જુસ્સો ધેરાની ધીમી પ્રગતિથી કંટાળી જાય છે અને કેવળ પરિશ્રમની અધિરાઇથી કી લાને વાવાઓમાંથી ઉતવા ઇચ્છે છે તેઓ શ્રેષ્ઠતાને પામવાનો

**શ્રેષ્ઠ ચિત્રકારના ગુણ.**

**(૧) પરિશ્રમ.**

માર્ગ વધારે ટુંકો રાખવાની ઇચ્છા રાખે છે, વળી જે નિયમો વગર જરાયે ચાલી ન શકે તેવા કળાના નિયમો સિવાય તેઓ કાંઇક બીજાજ સાધનોથી અત્યુત્તમ કાર્યનું ઇનામ લેવાની આશા રાખે છે તેમને ' ડીમ ડીમ ' વગાડી જણાવવું જોઇએ કે સદ્દર અને સંગીન યશની કીંમત કેવળ પરિશ્રમ છે ગમે તેવી પ્રતિભાનોજુસ્સો હોવા છતા પણ સારા ચિત્રકાર નીવડવાનો બીજો સહેલો રસ્તો નથી.

**ચિત્રમાં આલેખાતી વાસ્તવિકતા અને સદાચાર.**

જ્યારે આપણે મહાન્ પ્રખ્યાત ચિત્રકારોના જીવન ચરિત વાંચીએ છીએ ત્યારે દરેક પાનામાંથી સ્પષ્ટ રીતે સમજાય છે કે તેઓએ એક પણ પગ નીતિ ભ્રષ્ટતામાં કે દુરાચારીમાં ગાળી હોય! તેમનો વધતો જતો યશ કાર્યના હુન્નરને એક જુદો જ જુસ્સો આપતો તેઓ કેવળ અવિશ્રામ પરિશ્રમથી તેમના અભ્યાસ પાછળ પડતા હતા તેની ખાત્રીજ કરવી હોય તો રસ્તો એટલોજ છે કે તેઓ નામાંકિત કાર્યો ઉત્પન્ન કરવામાં શી રીતો વાપરતા હતા તે વિચારવું જોઇએ, મનમાં એક વિષય નક્કી કર્યા પછી તેઓ પહેલાં જુદી જુદી જાતની રૂપરેખા ચીતરતા હતા, ચિત્રનું ખોખું તૈયાર કરતા હતા, ત્યાર પછી સંપૂર્ણ ચિત્ર દોરી નાખતા હતા પછી માથું, હાથ, પગ, અને લુગડાં લત્તા વગેરેના વિભાગો—એમ છૂટાં અવયવોનું ચોકસ ચિત્ર દોરતા પછી ચીત્રમાં રંગપુરીને ઉંચેરે પ્રત્યક્ષ જીવનમાં બનતું હોય એવી સુધારણા કરી, ચિત્રને જીવંત બનાવતા, આવા પરિશ્રમથી તૈયાર કરેલા ચિત્રો જાણે જાદુઇ અસર ન ઉપજાવતા હોય અને જાણે કોઇ મહાન બુદ્ધિશાળી વ્યક્તિએ એકજ પીંછીને તડાકે ચીતરી ન નાખ્યું હોય એમ લાગતું.

કળાકારોના મહત્વા-કાંક્ષા.

પણ જ્યારે વિદ્યાર્થીઓને પરિશ્રમ અને ઉદ્યોગની ભલામણ કરવામાં આવે તો પ્રેક્ષકોએ એટલી તો કાળજી રાખવી જોઇએ કે તેમની મહેનત અસરકારક નીવડે છે કે નહિ અને એટલું પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે કે તે ઉદ્યોગની યોજના સારે માર્ગે થાય છે કે નહિ. વિદ્યાર્થી કામમાં પરોવાય પછીજ આગળ વધે છે એવું હમેશાં બનતું નથી. જ્યાં ખરી કળા દેખાડવાની અડચણ આવતી હોય ત્યાં જ આગળ વિદ્યાર્થીઓએ પોતાનું બળ અજમાવવું જોઇએ. જે કળા અડચણ દૂર કરવામાં વપરાઇ તેજ કળાને ઉંચી કોટીની કળા કહેવામાં આવે છે અને આ કળા સાધારણ કળાથી તદ્દન જુદી પડે છે માત્ર અલંકારને માટે ખોટો ઉદ્યોગ કરી વખત ગુમાવવો જોઇએ નહિ. વિદ્યાર્થીઓને એક બીજા સાથે સ્પર્ધા કરવાને બદલે કોણ સૌથી વિશુદ્ધ અને ચોક્કસ રેખા દોરે છે તેની સ્પર્ધા કરતાં શીખવવું જોઇએ. સૌથી ચકચકિત અને તેજસ્વી રંગો ઉત્પન્ન કરવાને બદલે અને નજીવી ચીજોને કૃત્રિમ ચળકાટથી આબેહુબ લાગે એમ બનાવવાને બદલે, જો એમની મહાત્વાકાંક્ષા પડદા વગેરેના પડોને કેમ સુંદરમાં સુંદર રીતે ગોઠવવાની અને મનુષ્યની આકૃતિને કેમ સૌથી સુંદર અને ભવ્ય બનાવવાની સ્પર્ધામાં દોરાય તો વધારે સારું !

થઇ હોય એમ મ્હને લાગે છે. જે દોષ હું કહેવા માગું છું તે એ છે કે વિદ્યાર્થીઓ પોતાની આંખ આગળ હોય એવા નમુનાને આબેહુબ કદી ચીતરતા નથી. ચૈતન્યયુક્ત નમુના ચિતરવાનો તેમનો ઇરાદો હોતો નથી અને તેમને તેમ કરવા કોઇ દોરતું કે કહેતું નથી. નમુનાની આકૃતિમાં જે તેમનું ચિત્રનું મળતાપણું હોય છે. અદ્ધર અને અનિશ્ચિત સૌંદર્યના વિચારો પ્રમાણે તે આકૃતિને બદલે છે અને જેવી આકૃતિ દેખાય તેવી ચિતરવાને બદલે કેવી આકૃતિ હોવી જોઇએ તેનો વિચાર કેરી ચિત્ર ચિતરે છે મ્હને તો આ રીતે મ્હોટા વિઘ્નરૂપ લાગે છે, કારણ ઘણાએ યુવકો બુદ્ધિશાળી થતા અટકી ગયા છે મ્હને મોટી શંકા છે કે જેવું જોઇએ તેવું ચોકસાઇથી ચિતરવાની ટેવ હોય તો પ્રમાણમાં જેવું કલ્પીએ તેવું ચિતરવાની શક્તિ આવતી નથી જે માણસ પોતાની આંખ આગળ આકૃતિની સુંદર રીતે નકલ કરે છે તે માણસ ચોકસાઇ અને યથાર્થતા મેળવે છે એટલું જ નહિ પણ મનુષ્યાકૃતિનું જ્ઞાન મેળવવા આગળનો આગળ ધપ્યા જાય છે જો કે અજાણ્યા પ્રેક્ષકોને તેની ધીમી પ્રગતિ લાગે છતાં પણ તેને માલમ પડશે કે સંપૂર્ણ કાર્યોને લગતી સુંદરતા અને આકર્ષકતા રેડવાને તે શક્તિવાન થશે આધુનિક પ્રજાને પૂર્વજોની માફક આ ગુણો પ્રાપ્ત થયા ન હતા પણ મનુષ્યાકૃતિનું ધ્યાનપૂર્વક અધ્યયન કરવાથી આ બન્ને ગુણો કેળવી શકાય છે.

મહાન કળાકારો આ રીતને અનુસરતા હોવાને લીધે મ્હને આ પદ્ધતિ દાખલ કરવાનું મન થાય છે.

**શ્રીયુત રેફાયલનું 'ધી ડીસ્પ્યુટ ઓફ ધી સેક્રામેન્ટ.'**

દરેકના હાથમાં કાઉન્ટ કેઇલસને હાથે છપાયલું "ધી ડીસ્પ્યુટ ઓફ ધી સેક્રામેન્ટ" નામનું રેફાયલથી ચિતરાએલું જે ચિત્ર છે તે વિષે હું કાંઇક કહીશ

તેણે એક નમુના પરથી રૂપરેખા દોરી હોય એમ લાગે છે. પોતાની આગળ જે આકૃતિઓ હોય તેને ચોકસાઇથી ચીતરવાની ટેવ હોય તેમ લાગે છે. તે બધી જ આકૃતિઓને એકજ જાતની ટોપી એવી સુંદર રીતે આરોહતો કે આપણે આ મ્હોટા માણસને સૌંદર્યની ઉંચી ટોચે હોવા છતાં તે આબાદ નકલ કરનાર હતો, એમ કહી શકીએ "એની આલ કેરેસી" પોતાના સંપૂર્ણ કાર્યોમાં પુરતો નીતિ ભ્રષ્ટ હતો છતાં મ્હેં તેની એકેડેમીની આકૃતિ ગત નમુનાથી દોરાઃ એલી પણ જોઇ છે. એકેડેમીની દૃષ્ટિને અનુસાર આ કાળજી પૂર્વક ચોકસાઈ એટલી બધી વિરૂદ્ધ છે કે હું સંપૂર્ણ માન પૂર્વક પ્રેક્ષકોને ધ્યાનમાં લેવાની, ભલામણ કરવાની રજા માગું છું. વિદ્યાર્થીઓની આશા, ઘણી વાર ભંગ થાય છે તેનું કારણ આ રીતની બેદરકારી એ એટલું જ કારણ છે એમ નથી; અને વિદ્યાર્થીઓ સોળ વર્ષની ઉંમર કરતાં મોટા અને ત્રીસ વર્ષની ઉંમરનાં માણસો કરતાં નાનાં બની જાય છે.

શ્રીયુત રેનાલ્ડઝની આશા.

ટુંકમાં, જ્યાં થોડી જીવીત-આકૃતીઓની નકલ કરવાની હોય ત્યાં મ્હારી ભલામણ કરેલી રીત જરૂર હાનિકારક નીવડે છે કારણ એકની એક આકૃતીઓમાંથી 'ચિતરવાથી' વિદ્યાર્થીઓને ખોડ તરફ દુર્લક્ષ કરવાની ટેવ પડશે. અને ભૂલથી વિકૃતીને સૌંદર્ય માનશે; પણ સમીતિએ એકેડેમીને વિવિધ જાતના નમુના અને વિષયો આપવાનું ઠરાવ્યું હોવાથી આવી જાતનો ભય કદી ઉભો થશે નહિ ખરેખર જે નિયમો ઘડાયા છે તે તમારી પુરતી ખાત્રી માટે સેક્રેટરી સાહેબ વાંચી બતાવશે એટલે મ્હારે આ પ્રસંગ ઉપર કાંઇ વધારે કહેવાનું રહેશે નહીં. કોઇ પણ જાતની શીખામણ આપવા કરતાં મ્હને એટલી ઇચ્છા

અને આશા છે કે આ સંસ્થા રોયલ ફાઉન્ડરની ( રાજકીય-સ્થાપકની ) ધારણા મુજબ કામ કરી એમની અપેક્ષાને સંતોષે અને વળી, વધારામાં આપણો હાલનો યુગ ઇસ્લામીઓના યુગની સાથે કળાની સ્પર્ધામાં ઉતરે અને નાશ થતું કળાનું ગૌરવ જ્યોર્જ ૩ ના રાજ્યમાં ફરીથી નવજીવન પ્રાપ્ત કરે.

# પ્રવચન બીજું.

---

## ચિત્રકારોને સૂચના.

ઇનામની વહેંચણીમા વખત રૉયલ એકેડેમીના વિદ્યાર્થીઓ આગળ વ્યક્ત કરેલુ —

**શ્રિયુત રેનાલ્ડ્ઝની ઇચ્છા.**

તમને જે માન મળ્યુ છે તે માટે હુ તમને ધન્યવાદ આપુ છુ અને તમારા સત્કાર્યો માટે ઘણો ઉંચો અભિપ્રાય છે અને તે અભિપ્રાયના નિષ્ફળ વખાણ કરી વ્યક્ત ન કરતા કાંઇક બીજી જ રીતે વ્યક્ત કરવા ઇચ્છુ છુ હુ તમને એવો અધ્યનો માર્ગ સુચવવા ઇચ્છુ છુ, કે તમારી ભવિષ્યની પ્રગતિ પાછળની સુધારણાને ટેમરૂપ થઇ પડે તમારા સત્કાર્યોના વખાણ કરવા કરતા હજી તમારે સંપૂર્ણતા મેળવવાને કેટલુ બધુ કામ કરવાનુ છે તેજ સંભારૂ તો ઠીક

**કળાકારોએ લક્ષમાં લેવા જેવા સૂચનો.**

મ્હે પણ તમારી માફક અવિશ્રાત પરિશ્રમથી અધ્યયન કરેલુ હોવાથી અને લાંબા અનુભવથી મતોથ મળવાથી તમને કદાચ મ્હારા કેટલાક લક્ષમા લેવાજેવા સૂચનોથી મિથ્યાભિમાન અને ધૃષ્ટતા લાગશે પરતુ આ સૂચનો અનોની પરપરાનો ઇતિહાસ બરાબર જાણવામા આવે તો સત્ય શોધનનો માર્ગ જરૂર સરળ અને ટૂકો થઇ જાય. મ્હારી પદ્ધતિથી કાંઇ શ્રેષ્ઠતા ન મળે પણ એટલુ તો ખરૂ જ કે ઉદ્યોગોને માટે ચની ખોટી શક્તિનો વ્યય તો ઉગરીજ જાય,

હું કળાના સિદ્ધાન્તોનું પ્રવચન તમારાં અભ્યાસની પદ્ધતિને અનુરૂપ કરીશ.

**ચિત્ર કળાનાં ત્રણ કાળ.**

ચિત્રકળાના અભ્યાસને ત્રણ ચોકખા કાળમાં પાડી નાખતાં હું તમને પહેલા કાળમાં આવતાં મૂળતત્ત્વો અને ચિત્ર ચિતરવાની સરળતાનું દિગ્દર્શન કરાવ્યા પછી રંગની મિલાવણીમાં રહેલી સાધારણ ચોવટાઈ વિષે અને રંગ મિશ્રણના ઘણાજ સાદા અને સ્પષ્ટ નિયમો વિષે કાંઇક કહીશ.

**કલાની ભાષાનો અર્થ.**

જેમ સાહિત્યમાં વ્યાકરણની હોશિયારી હોવી જોઇએ તેમ ચિત્ર કળામાં એક એવી જાતની નિપુણતા હોવી જોઇએ કે વિદ્યાર્થી ગમે તે જાતની કળા પછવાડી સારી તૈયાર કરી શકે, ચિતરવાની, નકલ કરવાની અને રંગની યોજના કરવાની શકિતને યોગ્ય રીતે જ 'કલાની ભાષા' કહેવામાં આવી છે. આ ભાષામાં જે અજબ પ્રગતિ કરવાનું માન જે તમને મળ્યું છે તે તદ્દન યોગ્ય જ છે.

**ચિત્રકળાના બીજા કાળમાં ચિત્રકારનું કાર્ય.**

જ્યારે કળાકાર પોતાની ચોકસાઇને કેટલેક અંશે વ્યકત કરવા સમર્થ થાય છે ત્યારે તેણે વ્યકત કરવાના નમુના ભેગા કરવા માટે અને પ્રસંગને અનુસરીને જુદી જુદી જાતના વિચારોનો ભંડોળ ભેગો કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ. અભ્યાસના બીજા કાળમાં તેના સમયમાં જે થઇ ગયું હોય અને જાણ્યું તે શિખવાનું તેનું કાર્ય છે. અમુક ગુરુ પાસેથી જ્ઞાન મેળવ્યા પછી તેણે હવે કળાને જ

ગુરુ માનવો એ આવશ્યક છે. વધારે ઉત્કૃષ્ટ—ભવ્ય અને વધારે વિપુલ જ્ઞાન તરફ—તેણે તેની શક્તિ યોજવી જોઇએ. જે સંપૂર્ણતા વિવિધ પ્રકારના ગુરુઓમાં છુટી છવાઇ છુપાયેલી હોય છે તે સંપૂર્ણતા એક સાધારણ વિચારરૂપે એકત્ર થઇ તેની રસિકતાને નિયમિત કરે છે અને કલ્પનાને વિશાળ બનાવે છે. આમ વિવિધ પ્રકારના નમુના તેની આંખ આગળ હોવાથી એકજ મતાંધ અને દુરાગ્રહી ગુરુના સંકુચિત અને નિર્માલ્ય વિચારને દૂર કરશે અને માનીતા ગુરુઓનું અનુકરણ કરશે નહિ. આ કાળ પણ પરતંત્રતા અને નિયમિત કેળવણીનો છે. ઘણાની સલાહ લેવાથી થતા લાભ જાણવા છતાં જે વિદ્યાર્થી આંખ મીચીને એકજ પ્રમાણભૂત ગુરુને વળગી રહેતો નથી તે વિદ્યાર્થીએ પોતાની વિવેક બુદ્ધિ ઉપર વિશ્વાસ રાખતાં કરતું જોઇએ. જ્યાં ગુરુનો માર્ગસૂચક રસ્તો જડે નહિ તેવે આડકતરે રસ્તે ઉતરી જતાં ડરતું જોઇએ.

**ચિત્રકળાના ત્રીજા કાળમાં ચિત્રકારનું કાર્ય.**

ત્રીજો અને છેલ્લો કાળ વિદ્યાર્થીને પ્રમાણભૂત ગુરુઓની પરતંત્રામાંથી ઉદ્ધારે છે; પણ વિવેક બુદ્ધિથી કરેલા નિર્ણયને સબળ કારણોથી સમર્થન કરતું જોઇએ. પોતાની વિવેક બુદ્ધિ પર શ્રદ્ધા રાખીને વિવિધ પ્રકારનું જે સૌંદર્ય વિવિધ સિદ્ધાંતોમાંથી ઉદ્ભવે છે તેના સિધ્ધાંતોને લક્ષમાં લઇ તે જુદા પાડે છે. આની પહેલાંના કાળમાં તે શ્રેષ્ઠતા જ્યાંથી પ્રાપ્ત થાય ત્યાંથી શ્રેષ્ઠતા જાણી લાવતા અને તેને ભેગી કરી એક સંપૂર્ણ વિચાર તરીકે રજુ કરવા પ્રયત્ન કરે છે.. આ કાળમાં જે સંપૂર્ણતાને એક બીજા સાથે સંબંધ હોતો નથી તેથી તેની સંપૂર્ણતાને વિવેક બુદ્ધિથી છુટી પાડીને ધ્યાન પૂર્વક દૃષ્ટિ ફેંકતાં અને તત્ત્વ સ્પર્શી વિવેચન કરતાં તે શિખે છે.

**વિદ્યાર્થીઓની માન્યતા અને પરિશ્રમ.**

આ સમયથી વિદ્યાર્થી એમ માનતો કે તેનામા પોતાના ગુરુ જેટલી જ શકિત છે અને વળી એમ પણ લાગતું કે જે નિયમો એને બંધનરૂપ હતા તે નિયમો પર એણે એક પ્રકારનુ સ્વામિત્વ મેળવ્યું છે. કળાના એક બીજા સાથેના કાર્યો ન સરખાવતાં પણ કુદરતને ધોરણે કળાની પરીક્ષા કરતાં તે હવે જે કાઇ ભૂલ ભરેલું હોય તેને સુધારે છે, ઉણપોને પુરી કરે છે, અને પૂર્વજોની અપૂર્ણતાને અવલોકન અને અનુમાનથી સુધારે છે. વિવેક બુદ્ધિથી સંપૂર્ણ નિર્ણય કરીને અને બધી વસ્તુ સ્મરણમા રાખીને તે વિદ્યાર્થીઓ નિડરપણે કલ્પનાશકિતને અજમાવવી જોઇએ. પછી કેળવાયેલું મન ઉત્કૃષ્ટ ઉત્સાહમા પ્રેરાય છે અને હદ બ્હાર જવાની હિંમત કરે છે. જે ગૌરવ મહાન બુદ્ધિશાળી પુરુષોની સાથે વાર્તાલાપથી તેણે મેળવેલુ હોય છે તે ગૌરવ તેના પરિશ્રમમાથી ઉદ્દભવે છે. ગુરુઓમા તે પ્રતિસ્પર્ધી તરીકે, નહિ કે અનુકરણ કરનાર તરીકે ઉભો રહે છે.

**ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને સંબોધન.**

આ કળાની જુદી જુદી ભૂમિકા છે. જ્યારે ખાસ કરીને પહેલા કાળમાથી જે વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થવા ભાગ્યશાળી નીવડ્યા છે તેવા વિદ્યાર્થીઓને સંબોધન કરુ છુ ત્યારે હું ધારી શકુ કે તેમને અનુકરણના અભ્યાસમા કાંઇક પણ મદદ જોઇએ છીએ. મ્હારી પહેલી રચના શ્રેષ્ઠતાને મેળવવાનો ટુંકામા ટુંકો રસ્તો દેખાડવાની છે, હું આ વિષય ઉપર એટલું વિશાળ પ્રવચન કરીશ કે કોઇ પણ અધ્યાપકને વધારે કહેવાનું ન રહે.

**નવી શોધ કે વિચાર-કલ્પનાની અગત્યતા.**

મનુષ્ય જીવનનો ઘણો મોટો ભાગ પ્રતિભા મેળવવાના સાધનો એકઠા કરવામા જાય છે, એ વાત નિર્વિવાદ છે. નવી શોધ કે વિચારકલ્પના ખરૂ જોતા ભેગા કરેલા અને સ્મરણમા રાખેલા વિચારોનું એકત્રિતપણા કરતા અધિક અને વિશિષ્ટ છે. શૂન્યતાનો ઉદ્‌ભવ શૂન્યતામાથીજ થાય છે જો પાસે સાધન નજ હોય તો સાધનોનુ સઘટ્ટન શી રીતે કરી શકે !

**વિદ્યાર્થીઓની શક્તિનુ ખોટું માપ**

આગલા માહસોથી અજ્ઞાત વિદ્યાર્થી પોતાની શક્તિનું ખોટુ માપ કહાડે છે નજીવા પર્યટનને ઘડીભર મોટી શોધ કરી હોય એમ માને છે અને નવા લાગતા મિનારાને જોઇને એને એમ લાગે છે કે મ્હેં એક નવો દેશ શોધી કહાડયો છે જો તે અકસ્માત રીતે સાધારણ હદ ઓળંગી જાય છે ત્યારે પહેલાં સારી રીતે ખેડાયલો અને ઓળાયલો નવો પ્રદેશ શોધી કહાડયો હોય એવો અત્યાનંદ થાય છે

**અપૂર્વ યોજક બુદ્ધિ-વાળાં કાર્યો કોને કહેવાં ?**

આવા મનુષ્યોના કાર્યોને આપણે ભાગ્યેજ અપૂર્વ યોજક બુદ્ધિવાળા કાર્યો કહી શકીએ. આવા કાર્યોની આગાહી એમના સુકૃત પ્રયત્નમા જ હોય છે પરતુ જો આ કાર્યો એમના પૂર્વજોના કાર્યોથી કોઇ પણ રીતે જુદાં પડતાં હોય તો તે સ્વચ્છંદ મનના તરંગમાં અને નજીવા ગર્વના ખ્યાલમાં જ જુદા પડે છે જેમ જેમ તમે વધારે ઉત્કૃષ્ટ કાર્યોના સબધમા આવશો તેમ તેમ તમારી કલ્પના શક્તિ વધારે ખીલતી જશે અને જે વિચાર દેખીતી રીતે વિપરીત લાગે તેજ વિચાર ઘણો ખરો અપૂર્વ યોજક બુદ્ધિવાળો હોય છે

**યાન્ત્રિક પદ્ધતિ વિઘ્નરૂપ છે.**

જે માણસનુ મન કલાનુ સત્ય ગૌરવ સમજી શકતુ નથી અને જે માણસ કળાકારોના કાર્યોને યાન્ત્રિક દષ્ટિએ કેટલાક સારા છે અને કેટલાક ખોટા છે એમ ગણે છે તે માણસ મારૂ ચિતરવાને માટે નહિ પરતુ વાર્તાલાપ કરવાને શક્તિમાન થાય એવા સિદ્ધાતો તરફ નજર નાખે છે. યાન્ત્રિક પદ્ધતિપર સંપૂર્ણ ભરોસો રાખી અનુકરણ કરવાનો અવિશ્રાન્ત પરિશ્રમ લે છે અને એમ ધારે છે કે એમણે બહુજ ઝડપથી પ્રગતિ કરી પણ ખરુ જોતા તો ચિત્રનો બહુજ થોડામા થોડો ભાગ ઉમદા રીતે ચિતરાયો હોય છે મ્હને તો આ પદ્ધતિ ઘણી હડાડા ભરેલી અને ભૂલ ભરેલી લાગે છે ઘણા વખાણવા લાયક નિબંધમા કે રચનામા ઘણો મોટો ભાગ તો સાધારણજ હોય છે નકલ કરવામા ઘણોજ વખત જવા છતા પણ કાઇજ સુધારો થતો નથી હુ તો ધારૂ છુ કે સાધારણ નકલ કરવાની ટેવ એ તો ઉદ્યોગની એક ભ્રાન્તિજનક જાત છે હમે કાઇક કાર્ય કર્યુ એ વિચારથી વિદ્યાર્થીને આત્મસંતોષ થાય છે પસદગી કર્યા વગર નકલ કરવાની અને એક વિષયનો નિર્ણય કર્યા વગર મહેનત કરવાની ભયંકર ટેવ પડે છે, કારણ આવી ટેવથી મનને જરાએ મહેનત ન પડવાથી વિદ્યાર્થી ઊંઘમા રહે છે અને કાર્ય અધુરૂં રહી જાય છે. વિચાર કલ્પના રચવાની શક્તિ પર ભુસ્સામા આવવાને બદલે કેળવણીના અભાવે વિદ્યાર્થી શક્તિહીન, મંદ અને જડ બની જાય છે.

**કેવળ નમુનાનું અધ્યયન એ મૂર્ખાઇ ભરેલું છે**

કળાભિજ્ઞ મનુષ્યો સારી પેઠે જાણે છે કે જે વિદ્યાર્થી કેવળ અનુકરણ અને નકલજ કરે છે તે વિદ્યાર્થી ભાગ્યેજ કાંઇક નવી કળા ઉપજાવવા સમર્થ થાય છે

ફક્ત વીરરસ પ્રધાન નાટકનું ભાષાન્તરથી એક કવિ થવા ઇચ્છવું, કુદરતી કૃતિઓનું સંપૂર્ણ જ્ઞાન મેળવવા ઇચ્છવું અને ઉર્મિના આવેગ અને જીંદગીના બનાવો જાણવા ઇચ્છવું એ જેટલું મૂર્ખાઈ ભરેલું છે તેટલું ચિત્રકારની કલાને ખીલવવાના માર્ગને અનુરૂપ શક્તિ અને વિવિધ વિચારો થોડા નમૂનાના મખત અધ્યયનથી આવે છે એમ ધારવુ એ તેટલુંજ મૂર્ખાઈ ભરેલું છે.

નકલ કરવાનો મ્હોટો ઉપયોગ રંગતાં શીખવામાં સમાયલો છે.

**રંગોની નકલ કરવામાં સમાયેલી યુક્તિ.**

રંગવાની કળા પણ કેવળ નમૂનાની અંધ નકલ કરવાથી નથી મળતી. ધ્યાનપૂર્વક સુંદર રીતે ચિતરેલા ચિત્રોનું નિરીક્ષણ કરવાથીજ આંખ ગુણદોષનું વિવેચન કરતા ટેવાય છે. રંગનું બારીક નિરીક્ષણ અને પરીક્ષા કરવાથી તમે રંગ વાપરવાની રીત, રંગનો વિરોધ દર્શાવાની કળા, રંગના ઉપર ઓપ ચઢાવવાની કળા અને બીજી લાભકારક યુક્તિઓ કે જે યુક્તિમાંથી સારા રંગનિષ્ણાતો જુદા જુદા રંગની કિંમત આંકી જાણે છે અને જેનાથી કુદરતની ઘણી જ ઉંચી જાતની સુખેથી નકલ કરી શકાય છે.

**રંગની ચોકકસ નકલ કરવા તરફ ચેતવણી.**

મ્હારે તમને જણાવવું જોઇએ કે રંગથી વિખ્યાત થએલા જુના ચિત્રો ઘણીવાર વારનીશથી એવી રીતે બદલવામાં આવે છે કે બિન અનુભવી ચિત્રકારોની અને યુવાન-વિદ્યાર્થીઓની નજરમા તે ચિત્રો તેમના યશને અનુરૂપ ન લાગે તેમાં નવાઇ પામવા જેવું નથી. જે ચિત્રો હાલ દેખાય છે, તે ચિત્ર પહેલાં કેવું હતું તેનો વિચાર તે નિરીક્ષણથી થયેલી પાકી વિવેક બુદ્ધિથી કરે છે. જો કે રંગ વાદળાંથી અંધકારમય થઈ જાય છે છતાં પણ ચિત્રકાર રંગની ઉજ્જવલતા જોવાની

શક્તિ મેળવવા ટેવ પાડે છે માટેજ આવા ચિત્રોની ચોકસ નકલ કરવાથી વિદ્યાર્થીનુ મન ખોટા અભિપ્રાયથી કલુષિત થાય છે. ખરી વસ્તુના દેખાવથી, ગુરુઓની સત્ય પદ્ધતિથી અને કળા અને કુદરતના સિદ્ધાંતોથી આઘો નાસ્તો હોય એવો ચિત્રકાર ચોકસ નકલથી બને છે.

**રંગવાની કળાનો સમાવેશ.**

જો તમે આ નિયમો, સૂચનાઓ અને ચેતવણી ધ્યાનમાં લ્યો અને સારી રીતે રંગવાની કળા શામા સમાયલી છે અને સ્પષ્ટ રીતે અને મક્કમપણે શીખી લ્યો તો તમે હમેશા પાસે રહેલી કુદરતનો આશ્રય લેવા કરતા તમે ઘણું સારું કામ કરી શકશો એટલું ધ્યાનમા રાખવુ જોઇએ કે ઉજ્વળ અને ચળકતા ચિત્રોની સરખામણીમા સૌથી શ્રેષ્ઠ રંગીત ચિત્રો ઝાંખાં અને ઝમક વગરના હોય છે.

**ચિત્રમાં વિચાર કલ્પના અને નવિનતાની આવશ્યકતા.**

નકલ કરવાની પદ્ધતિ તદ્દન કાઢી નાખવા જેવી નથી અને જ્યારે ચિત્ર કળાની યાંત્રિક પદ્ધતિ થોડે ઘણે અંશે શીખાય છે તે તો અમુક કાર્યનુ નિરીક્ષણ કરવા માટે થોડા પસંદગીના નમુના ચૂંટવા જોઇએ. જો કાર્યની ઉત્કૃષ્ટ અસર શ્રેષ્ઠતામા સમાયલી હોય તો ચિત્રને વસ્ત્રથી આછી રૂપરેખા આપવી, એ ઉચિત છે. આવી ચિત્રની રૂપરેખાઓ ચિતરવાની શૈલી કેળવવાને માટે ઘણી જરૂરની છે. મહાન ગુરુઓની એકજ પીછીથી ચિતરાયેલા ચિત્રની નકલ ન કરતાં એમની વિચાર કલ્પનાની નકલ કરો. એમનાજ પંથમા ખેડવા કરવા કરતા એજ પંથ રાખવા પ્રયત્ન કરો. એમની વિચાર–શ્રેણીમાથી અને સિદ્ધાંતોમાંથી કાંઇ નવું ઉપજાવવા પ્રયત્ન કરો. એમનો જુસ્સો અને ઉત્સાહ તમારામા લાવો. તમે તમારી જાતે જ વિચારો

કે આ વિષયને માયકલ એન્જેલો કેરેફાએલ કેવી રીતે ખીલવત ! એટલું હમેશા યાદ રાખજો કે તમારૂ ચિત્ર પુરૂ થયા પછી તેઓ એનું અવલોકન કરશે અને એની ટીકા પણ કરશે આવી જાતનો પ્રયત્ન પણ તમારી શક્તિને ઉત્તેજિત જરૂર કરશે.

**ચિત્ર કળાની અસરકારક પદ્ધતિ.**

ઉત્સાહથી તમે થોડું કાર્ય કરી શકશો પણ હું ગુરુઓના મ્હોટેના સૂચના કરતા એક આ ઉત્સાહના જેવી અને વધારે અસરકારક પદ્ધતિ રજુ કરવાની ભલામણ કરૂ છું હું તો એમજ ઇચ્છું કે તમે એકજ વિષયનું ચિત્ર ચિતરવાની સ્પર્ધામા ઉતરો અને તમે જે ચિત્રને નમુનારૂપ ગણતા હો તે ચિત્ર પૂરૂં કર્યા પછી નમૂનેદાર ચિત્રની બાજુમા મૂકો અને બન્નેની બરાબર સરખામણી કરો સિદ્ધાંતોનુ અધ્યયન કરવાથી કે જ્ઞાન મેળવવાથી જે ભૂલો માલમ ન પડતી હોય તેવી ભૂલો તમે અવલોકી શકશો એટલું જ નહિ પણ એની ભૂલો હૃદયસ્પર્શી લાગશે. ચિત્ર કળાના સત્ય સિદ્ધાંતો તમારી વિચાર–કલ્પના સાથે મળી જશે. આ પ્રકારે ચિત્ર ચિતરવાથી આપણા વિચારો હમેશને માટે મગજમા ખૂંપી જઇ ચોકસ પ્રમાણભૂત અને સત્ય થશે, એટલુજ નહિ પણ ક્ષણિક વારંવાર પરિવર્તનશીલ અને અનિશ્ચિત સિદ્ધાંતો કરતા વધારે સાધનભૂત બનશે

**વિઘ્નનું નિવારણ.**

કેટલાક મહાન ગુરુઓના પ્રવચનો સાથે તમારા પ્રયત્નો સરખાવવાની પદ્ધતિ ખરેખર ઘણીજ કઠણ અને સંતાપક છે, પરંતુ જેને ઉજ્વળ ભવિષ્યની આશા છે અને જેની ઝંપલાવવાની હિંમત સાથે મહાન વિચારો છે, તેને આ પદ્ધતિનો તો કાંઇજ હિસાબ નથી. વિદ્યાર્થી કેટલેક અંશે સફળતા મેળવવાથી સંતોષ પામે છે, અને જ્યારે પોતાની સ્વેચ્છાથી ન્યાયમંદિરમા એની

બડાઇ નમ્ર થાય છે અને જ્યારે આ મહત્ત્વાકાંક્ષા કયાની કયા ઉડી જાય છે ત્યારે તેને મહાન નિર્ણયની જરૂર પડે છે એટલુંજ નહિ પણ એક ઉમદા નમ્રતાની પણ જરૂર પડે છે સંપૂર્ણ ભાન પૂર્વક યોજના યની પ્રગતિના માર્ગમાંથી ઉપજતો પૂર્ણ સંતોષ જે વિદ્યાર્થીને મહાન ગુરુ થવાની મહત્વાકાંક્ષા હોય છે તેને નિરાશાના નિગ્રહનો આજ કરવામાં મદદ કરશે. આ પ્રસંગ બધા વિઘ્નોને દૂર કરે છે જે શોધ કરે છે અને જે જ્ઞાન પ્રાપ્ત કરે છે તે એની તીવ્ર બુદ્ધિ અને ડહાપણનું પરિણામ છે આમ કરવાથી પ્રયત્નનો નિર્ણય જારી રાખવા જેટલી પોતાનામાં શ્રદ્ધા આવે છે

**ઉપદેશકની વ્યાખ્યા.** આપણે બધાએ અનુભવ્યું છે કે કેવા મંદ અને ભિન્ન અસર કારક ઉપદેશો આપણા મગજમાં ઘુસાડવામાં આવે છે પોતાની જાતના જ ઉપદેશક થયા વગર જ્ઞાન ભાગ્યેજ મળે છે આપણે તો તેજ ઉપદેશો પસંદ કરીએ કે જે ઉપદેશના સદ્ભાવમાંથી મળેલો ઉપદેશ આપણી જાતને આપી શકીએ જ્યારે આપણું મન આવા ઉપદેશો ગ્રહણ કરવા તત્પર હોય ત્યારે આવો ઉપદેશો બહુ જ અસરકારક નીવડે છે,

**જગત્ વિખ્યાત નમુનાની પસંદગી.** જે ચિત્રોને તમે નમુના તરીકે પસંદ કરવાના હો તે ચિત્રોની પસંદગી સબંધી કહું તો એમ કહું કે તમે તમારો પોતાનો અભિપ્રાય લો તેના કરતા જગતનો અભિપ્રાય લો તો ઠીક છે કમા અને તો એમ લાગે છે કે ચિત્રના નમુનાની પસંદગી તમારી ધુન પ્રમાણે ન કરતાં જગત વિખ્યાત નમુનાની પસંદગી કરવી શરૂઆતમા કદાચ તમે એને નહિ વખાણો

પણ જેમ જેમ એની નકલ કરવા પ્રયત્ન કરશો તેમ તેમ તમને ખબર પડશે કે જગત નમુનાની પસંદગીમા ભૂલ કરતુ નથી

વિવિધ નિશાળમા વહેચાયલા નકલ કરવાના શ્રેષ્ટ નમુના દેખાડવા એ કંઈ સહેલુ કાર્ય નથી. આમ કરવાનો પ્રયત્ન આદરવો એતો ભવિષ્યના પ્રવચનનો વિષય છે. યુવાન વિદ્યાર્થીને

**ચિત્રકળાની શૈલી.**

એક ઘણી અગત્યની ચિત્ર ચિતરવાની શૈલી કળાની શાખા વિષે હાલ થોડુંક કહેવાની ઇચ્છા રાખુ છુ. શબ્દ અથવા રગ મારફત જે વિચાર કલ્પના અને લાગણી દર્શાવી શકવાની શકિત તેને ચિત્રકળાની શૈલી કહેવામા આવે છે. આ ચિત્રકળાની શૈલી તદ્દન લખવાની શૈલીને મળતી જ છે. આ શૈલીમા લુડોવીકો કેરેસીના કાર્યો લગભગ મપૂર્ણ છે એવી મ્હારી માન્યતા છે પ્રકાશ અને અધકાર ચિતરવાની એની નિર્વિકાર નિપુણતા અને એની ચિત્ર રંગવાની સાદાઇથી આપણે ચિત્રમા તન્મય બની જઇએ છીએ તેના ચિત્રોમા જે સમી મધ્યાની ભવ્ય અસર પથરાયલી હોય છે તે અમર ટાઇટીઅનના ચિત્રોમા પથરાયલા કૃત્રિમતા ભરેલા સૂર્યપ્રકાશના ઝગઝગાટ કરતાં વધારે ગભીર અને ભવ્ય હોય છે. ટીન્ડોરેટના વિચાર પ્રમાણે તો ટાઇટીઅનની રગવાની કળા એ સપૂર્ણતાનો નમુનો છે, અને એના વિચાર પ્રમાણે તો એની રગવાની કળા માંઇકલ એન્જેલોના ભવ્ય ચિત્રોની તોલે આવી શકે જો એન્જેલોએ ટાઇટીઅનની માફક રગ પુર્યાં હોત અથવા ટાઇટને એન્જેલોની માફક ચિત્રની રૂપરેખા દોરી હોત તો જગતને એક સંપૂર્ણ ચિત્રકાર મળત. મ્હારી ભલામણ કરેલાં કેરેસીનના કાર્યો બોલોગ્નામા પણ નથી મળતાં એ આપણું મોટું કમનસીબ છે. સેન્ટ ફ્રાન્સીસ ઇન ધી મીડ્સ્ટ્ ઑફ્ હેિઝ ફોલોઅર્સ, ધી ટ્રાન્સ્ફીગ્રેશન, ધી બર્થ ઑફ્ સેન્ટ્ બેપ્ટીસ્ટ, ધી કોલીંગ ઑફ્ સેન્ટ્ મેથ્યુ. ધી સેન્ટ જેરીમો અને ઝેમ્પીએરીના મહેલના

ફ્રેસ્કોનાં ચિત્રકામો————આ બધુંજ વિદ્યાર્થીઓની ધ્યાનમાં લેવા જેવું છે. હું ધારૂં છું કે જેને મુસાફરી કરવાનો શોખ છે તેણે ઘણો મ્હોટો સમય આ શહેરોમાં ગાળવો જોઇએ.

**સતત ખંત અને પરિશ્રમની મહત્વતા.**

બીજી કળાની માફક આ કળામાં પણ ઘણા શિક્ષકો શ્રેષ્ઠતા મેળવવાનો નજીક માર્ગ બતલાવવાનો દાવો રાખે છે. અભ્યાસનો પરિશ્રમ મટી જાય એવી ઘણીએ લાભકારક યુક્તિઓ શોધી કહાડવામાં આવી છે. આવાં વિશાળ આશાજનક વચનોથી કોઇ પણ માણસે આળસને પોષવું જોઇએ નહિ; પરિશ્રમ સિવાય શ્રેષ્ઠતા મનુષ્યને કદી મળતી નથી. જેમ ઘડીઆળનો કાંટો કલાકો સૂચવવા છતાં પણ કેવો ન જોઇ શકાય એવો ધીમેથી આગળ ઢળ્યો જાય છે તેમ પ્રાપ્તિનો સંબંધ છે. કે જે પ્રગતિને આનન્દ અનુભવ્યા વગર ઉદ્યોગને ખંતથી વળગી રહેવાની મનની દૃઢતા કાંઇ ઓછી જોઇતી નથી. વાજીંત્ર પર વગાડવાની કળાની માફક ચિતરવાની મરજીતા અનન્ત પ્રયાસથી આવે છે. સતત ખંત અને પરિશ્રમની જરૂરીઆત સંબંધી વધારે કહેવાની અને હમેશાં ચૉકનો કટકો હાથમાં રાખવાની જરૂરીઆત સંબંધી વધારે કહેવાની જરૂર નથી. આ શકિત કેળવવા માટે ઘણી એ પદ્ધતિ તમને સૂઝશે પણ ખાસ કરીને ભલામણ કરવાનું મન થાય છે કે જ્યારે તમે એકેડેમીમાંથી પાછા ફરો ત્યારે સ્મરણમાં રાખેલી આકૃતિઓ ચિતરવા જરૂર પ્રયત્ન કરજો. હું તો કહેવાની હિંમત ધરૂં છું કે જો તમારામાં ખંત અને પરિશ્રમ કરવાની શકિત હોય તો જેટલી મનની ઓછી મહેનતથી એક પેન વડે બારાખડી કાઢી શકો છો તેટલીજ ઓછી મહેનતથી તમે મનુષ્ય આકૃતિ ઘણી સરળતાથી અને ચોકસાઇથી કાઢી શકશો. . . . . .

એકેડેમીના કેટલાક સભાસદોનો દૃઢ વિચાર એવો છે કે આ સરળતા મેળવવી અઘરી નથી, પણ એટલું તો ખાત્રીથી જાણજો કે જો જુવાનીમા આ શકિત નહિ આવે તો પાછળથી આ શકિત જરાએ નહિ આવે.

**જુવાનીમાં ઉપરોકત શકિતની સરળતા.**

પાકી સમજણ આવ્યા પછી લખવા વાચવાનુ શીખવાની જેટલી મુશ્કેલી પડે છે તેટલીજ મુશ્કેલી પાછળથી આ શકિત મેળવવા માટે પડશે.

ચૉકનો કકડો વિદ્યાર્થીનો હમેશનો સાથી છે એમ જ્યારે હુ કહુ ત્યારે વિદ્યાર્થીએ બરાબર યાદ રાખવુ જોઇએ કે તે એટલુજ સાધન છે કે જેનાથી તે ઉંચી કોટીએ પહોચવાની અને વિખ્યાત થવાની આશા રાખી શકે, માટે

**ચિત્રકારનો સાથી–ચૉકનો કકડો**

હુ તમારા મન પર એટલુંજ ઠસાવવા માગુ છુ કે જ્યારે તમને તક મળે ત્યારે તમે ચિત્રો ચિતરવાને બદલે રગવામાજ પ્રવૃત્ત થજો આથી તમને રંગવાની એટલી સરળતા અને સુગમતા પડી જશે કે તમને ખબર પણ નહિ પડે કે હાથમા પેન્સીલ કેમ રમી રહી છે. જો ચિત્રકળામા રૂપરેખા દોરવામા અને રગવાની ક્રિયાનો સમાવેશ થતો હોય અને જો કાગળ ઉપર રૂપરેખા ચિતરવા જેટલી ચિત્રકળામા લાભકારક યુકિત ઉદ્યોગના સહજ પરિશ્રમથી પ્રાપ્ત થતી હોય તો કકડે કકડે કામ કરવાને બદલે આખુજ કામ એક સામટું થઇ જતું હોય તો તેમ કરવામા હુ કાંઇ વાંધો જોતો નથી.

જો આપણે ચિત્રકળાની ઘણી નિશાળો પર નજર નાખીએ અને તેમની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા ધ્યાનમા લઇએ તો આપણને માલમ પડશે કે જેઓ રગવાની કળામાં પ્રવીણ હોય છે તેઓ આ પદ્ધતિને અનુસરે છે. વેનીસ

**રંગવાની કળા, ચિત્રકારોનાં દૃષ્ટાંતો.**

અને ફ્રેન્સીસની નિશાળનો યશ અને માનનો આધાર એમની રંગવાની ક્ળા ઉપર રહેલો છે અને ચિત્રો બેગી કરનારી ખ્યાતિનો ઘણી ઓછી છે ટાઇગીઅનના પૉલ વેરોનીસના ગીટનેરેટના અને બસન્સના ચિત્રો થોડા અને છૂટા છવાયા છે, તેમની ચિત્રમા રહેલી રંગની મીલાવટ જેટલી સુદર અને શ્રેષ્ઠ છે તેટલીજ કદરૂપી અને વિકૃત છે તેમની કાગળ ઉપર ચિતરાયલી રૂપરેખા ગ્રેઝોઓ અને બારોસીઓ ઘણાજ થોડા ચિત્રો આલેખી ગયા છે ફ્રેન્સીસના ચિત્ર કારો રૂબેન્સ અને વાન્ડાઇક ચિત્રનુ આલેખન ઘણુ ખરૂ રંગમા અથવા તો Chiar oscuro ના કરતા ઘણા સપૂર્ણ ચિત્રો આવા મહાન ચિત્રકારોના નામથી વેચાતા.

મ્હારા અનુભવથી હુ આ ઉપદેશ આપવાની હિમત કરૂ છુ મારા ઉપદેશો માન્ય ગણાતા ઉપદેશોમાથી તદન જુદા પડવાથી હુ ડરતે ડરતે રજુ કરૂ છુ પણ આથી વધારે મારા ઉપદેશો સુચવવામા આવશે તો જરાએ દિલગીર થયા વગર પાછા ખેચી લઇશ.

**સતત્ પરિશ્રમથી ધ્યેય પ્રાપ્તિ.**

એક સિદ્ધાત એવો છે કે જેનો દભી, અભણ અને આળસુ માણસ વિરોધ કરશે. હુ તે સિદ્ધાતનુ પુનરાવર્તન કરતા જરીએ ડરતો નથી. તમને તમારી પ્રતિભા પર ભરોસો કે આધાર ન હોવો જોઇએ જો તમે ખરા બુદ્ધિશાળી હશો તો ઉદ્યોગથી ઘણુ કામ સુધરશે. જો તમારામા સાધારણ શક્તિ હશે તો ઉદ્યોગ ખામીઓને સુધારશે. સુયોજિત પરિશ્રમ કરનાર વ્યક્તિને કશુંજ અસાધ્ય નથી. પરિશ્રમ વગર કશુજ મળતુ નથી. પ્રતિભાના સત્વ ઉપર આત્મવિદ્યાની વાદાવાદમાં ન ઉતરતા હુ એક વાત ઠસાવવા હિમત કરૂ છુ કે વિઘ્નથી ન ડગનો અનિશ્રાન્ત પરિશ્રમ અને અમુક ધ્યેય પ્રતિપાદન કરવાનો તત્પર સ્વભાવ કુદરતી—શક્તિ જે અસર ઉપજાવે છે તે અસર આથી ઉપજશે.

જો કે મનુષ્ય બધીજ જગાએ અને બધીજ વખતે ચિતરી કે રગી ન શકે પણ બધીજ વખતે અને બધીજ જગાએ મન યોગ્ય સાધનો તૈયાર કરી શકે. પુરાતન સમયના સૌથી શ્રેષ્ટ શકિતમાન સરદાર પ્રીલોપીમેનનુ વર્ણન

**લીવી અને પુટાર્ચનું સચોટ ચિત્ર.**

કરતાં લીપી અને પુટાર્ચ બન્ને એનું માનસ કેવા પ્રકારનું હતું તેનું ચિત્ર સચોટ રીતે ખડું કર્યું છે, અને કેવા પરિશ્રમથી એ શ્રેષ્ઠતા મેળવવા શક્તિમાન થયો હતો તેનો પણ બન્નેએ ચિતાર આપ્યો છે.

હું ઘરમા હોઉં કે બ્હાર હોઉં, શેરીમાં હોઉં કે ખેતરમા હોઉં તો પણ આ આશાજનક અને ચેકાર યુવાન મ્હારી નજરે પડયા વગર રહેતો નથી. દરેક વસ્તુ તેના દેખવામા આવે તે તે વસ્તુ તેને એક મોટો પાઠ શીખવાને માટે નિમાણ થયેલી ન હોય એમ તે માનતો. તે કુદરતનું નિરીક્ષણ કળાને અર્થે જ કરતો. કુદરતના સૌંદર્યને ભેગું કરતો અને એની ભૂલો સુધારતો. મનુષ્યની મુખાકૃતિમાં લાગણીના અને ઉર્મિના આવેશો મુકતો અને બેડોળ અને વિકૃત વિષયોમાથી નજરે ખુબીઓ આણતો ખરાબ ચિત્રોમાથી પણ ઉપયોગી સિદ્ધાતો ખોળી કહાડતો લીઓનાર ડોડેવીન્સીના કહેવા પ્રમાણે તો અગ્નિમા જણાતી અથવા તો વગર રંગાયલી દિવાલોમાં ચિતરાયલી કલ્પિત અને તરગી રૂપરેખાને સુધારતો.

જે કળાકારનું મન વિચારોથી ભરપૂર હોય છે અને જેનો હાથ અભ્યાસથી ચિત્રકળામાં ઠરી ગયો હોય છે તે કળાકાર પોતાનું કામ ઘણી જ સહેલાઇથી, ઝડપથી કરી શકે છે.

**કળાકારનુ માનસ.**

કળાકાર તમને એમ ઠસાવવા માગે છે કે એ તો પ્રતિભાશાળી પુરુષની પ્રેરણાની રાહ જોઇ રહ્યો છે તે કળાકારને પોતાનુ કામ શરૂ કરવું અઘરૂં પડે છે. અને છેવટે વિઘ્ન અને દુઃખથી બળી જાય

છે. આથી ઉલટું અનુભવી કળાકાર પહેલેથી પોતાના વિષય પર પાકો વિચાર કરે છે અને તેથી પ્રયત્ન વગર કળાની યાન્ત્રિક શક્તિ એની મેળે આવી જાય છે. જે તેની પાસે છે તે મેળવવાની મુશ્કેલીનું જો તેને ભાન હોય તો તે ગુપ્ત વસ્તુ છુપાવવાનો ડોળ કરતો નથી. બીજા પ્રત્યે જરાએ ધાંધાં દેખાડ્યા વગર તેના મનમાં એવો સંતોષ થાય છે કે જે પોતાના જેવો સતત પરિશ્રમ કરશે તે જરૂર એના જેવો મોટો માણસ થશે. જેમ મદારીને સતત ડર અને વ્હેમ રહે છે કે રખેને એની યુક્તિ અને ચાલાકી પકડાઇ જાય, તેવો ડર ચિત્રકારને જરાએ રહેતો નથી; કારણ કે તેની ઉચ્ચ પદવી, તેનો ઉત્કર્ષ અને તેની શ્રેષ્ઠતા, ચાલાકી કે યુક્તિ પર રહેલી નથી.

# પ્રવચન ત્રીજું.

## ચિત્રકળાની પદ્ધતિ અને સિદ્ધાંત.

નાની મોટી વયના વિદ્યાર્થીઓને અને ઊંચા દરજ્જાના અભ્યાસીઓને સંબોધન કરવું એ સહેલું નથી. જો વય પ્રમાણે મગજ કેળવાયલું ન હોય તો આપણે આગળ વધવાને બદલે પાછા પડીએ છીએ.

**અંધશ્રદ્ધાથી અને કેવળ ચોકસાઇથી નકલ કરવાનો પ્રતિબંધ.**

મ્હેં બીજા પ્રવચનમાં કહ્યું તે પ્રમાણે યુવાન ચિત્રકારનો પહેલો પ્રયત્ન તો પોતાની આખ આગળના નમુનાની નકલ કરવામાં અને કલાને લગતી કુશળતા મેળવવામાં હોવી જોઇએ. જ્યારે મ્હેં મહાન પૂર્વજોનાં કાર્યોના ઉદ્યોગી અધ્યયનની ભલામણ કરી હતી ત્યારે મને લાગ્યું કે જેમણે મૂળતત્વો ઉપરાંત વધારે જ્ઞાન મેળવ્યું છે તેમણે મ્હારી શીખામણમાં કાંઇક વજુદ લાગશે; પણ મ્હારે તમને ચેતવણી આપવી જોઇએ કે ગમે તેવો શ્રેષ્ઠ અને પ્રમાણભૂત ગુરુ હોય તેને અંધશ્રદ્ધાથી વળગી રહેવું નહિ તેમજ તેની પદ્ધતિનું અનુકરણ પણ કરવું નહિ. કુદરતની પણ ચોકસાઇથી નકલ કરવાની જરૂર નથી. ચિત્રકળામાં રહેલી શ્રેષ્ટતા કુદરતની નકલ કરવાની કળામાં રહેલી શ્રેષ્ટતા કરતાં વધારે છે. આ શ્રેષ્ટતા હું તમને બતાવવા ઇચ્છું છું. જે વિદ્યાર્થીઓ આરંભની તાલીમમાંથી પસાર થયા હોય છે તે કળામાં ઠીક ઠીક આગળ વધેલા હોય છે. જેને પીંછી પર કાબુ હોય તેવા વિદ્યાર્થીઓને સમજશક્તિ કેળવવાની પણ ફુરસદ હોય છે. તેવા વિદ્યાર્થીને જણાવવું

જોઇએ કે કેવળ કુદરતની નકલ કરનાર મહાન્ કાર્ય ઉપજાવી શકતા નથી તેમજ તેની ઉચ્ચ ગામી અને વિશાળ વિચાર કલ્પના પણ હોતી નથી; અને તે પ્રેક્ષકોની હૃદયોની લાગણી ઉશ્કેરવા પણ અસમર્થ હોય છે.

**સાચા ચિત્રકારની ઇચ્છા.**

સાચા ચિત્રકારની ઈચ્છા વિશાળ હોવી જોઇએ. માનવ જાતને બારીક અને સ્વચ્છ નકલ કરવાની કળાથી રીઝવવાને બદલે તેણે ભવ્ય વિચારથી નમુનાને સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. પ્રેક્ષકોના ઉપર ઉપરનાં વખાણ મેળવવાને બદલે તેણે કલ્પનાને સાધ્ય કરી યશ અને કીર્તિ મેળવવાં જોઇએ.

**કળાની સંપૂર્ણતાનો આધાર સૌંદર્યની ઉચ્ચ આદર્શ ભાવના ઉપર છે.**

કળાની સંપૂર્ણતા કેવળ નકલ કરવામાં સમાયલી નથી એ સિદ્ધાંત નવો નથી. ઘણાએ કેળવાયલા માણસો આ સિદ્ધાંતને પ્રેમે છે. પુરાતન સમયના કવિઓ, વકતાઓ અને અલંકાર શાસ્ત્રીઓ આ સિદ્ધાંત પર પુષ્કળ ભાર મુકતાં જણાવે છે કે કળાની સંપૂર્ણતા સૌંદર્યની ઉચ્ચ આદર્શ ભાવનામાંથી ઉપજે છે. તેઓ ચિત્રકારોની અને શીલ્પીઓની પદ્ધતિને હમેશાં અનુસરે છે અને ખાસ કરીને તેઓ. પ્રીડીઆસ જેવા માનીતા કળાકારનો એના પ્રતિપાદન કરેલા સિદ્ધાંતોના દાખલા આપે છે. સૌંદર્યના સંપૂર્ણ વિચારથી તેનું મન પરિપૂર્ણ કરવા કળાકાર ઇશ્વરી પ્રદેશમાં જાય છે એમ માનવામાં આવે છે. પ્રોક્લીસ જણાવે છે કે, જે કળાકાર કુદરતમાં દેખાય છે એવા નમુના લે છે અને તેની ચોક્કસ નકલ કરવા મથે છે, તે કળાકારને સંપૂર્ણ સૌંદર્ય પ્રાપ્ત થતું નથી કારણ કુદરતની કૃતિ પ્રમાણમાં મ્હોટી નાની હોય છે

અને સૌંદર્યની કક્ષામા પણ આવતી નથી. જ્યારે ફીડીઆસે જ્યુપીટરનું ચિત્ર ચિતર્યું ત્યારે એણે નજર આગળ દેખાતી આકૃતિનું અનુકરણ ન કરતાં હોમરનાં વર્ણનમાંથી જે ચિતાર તેણે મનમાં જ્યુપીટર વિષે ખડો કર્યો હતો તે ચિતાર ધ્યાનમાં રાખીને, વિચાર કરીને ચિત્ર ચિતર્યું સીસેરો ફીડીઆસના ઉપર વિવેચન કરતાં જણાવે છે કે જ્યારે તેણે જ્યુપીટર અથવા મીનર્વાની આકૃતિ કોરી કાઢી તે વખતે તેણે કોઇ પણ મનુષ્ય આકૃતિ નકલ કરવાને માટે નજર આગળ રાખી ન હતી પણ સૌંદર્યનો સંપૂર્ણ વિચાર મનમા રાખીને સૌંદર્યનુ ધ્યાન પૂર્વક અધ્યયન કરતો અને પોતાની બધીજ કળા કુશળતા અને પરિશ્રમ તેનુ અનુકરણ કરવા તરફ યોજતો.

**કળાની શ્રેષ્ઠતા માટે વપરાતા જુદા જુદા શબ્દો.**

હાલના તેમજ પહેલાના વખતના લોકો કળામા રહેલી શ્રેષ્ઠ શક્તિને માને છે. દરેક ભાષા આ શ્રેષ્ઠતા દર્શાવવાને માટે જુદા જુદા શબ્દો વાપરે છે ઇટાલીના લોકો શ્રેષ્ઠતાને ભવ્ય જુસ્સો કહે છે. ફ્રેન્ચ લોકો તેને સંપૂર્ણ ખુબ સુરતી કહે છે. અને અંગ્રેજ લોકો એને મહાન શૈલી, પ્રતિભા અને રસિકતા કહે છે. આ એકજ વસ્તુના જુદા જુદા નામો છે. પોતાની જાતને અને યન્ત્રને જુદી પાડતી માનસિક ભવ્યતા ચિત્રકારની કળાને ઉમદા કરે છે અને વક્તૃત્વ જે અમર ઉપજાવવા ભાગ્યે જ સમર્થ હોય છે, તે અસર માનસિક ભવ્યતા ઉપજાવી શકે છે.

**વખાણથી ઉપજતી ખોટી અસર.**

તેટલાજ માટે હાલના તેમજ પહેલાના વખતના લોકો કળાના આ દિવ્ય સિદ્ધાંતના હોંસ પૂર્વક-વખાણ કરવા ચુકતા નથી પણ મ્હે પહેલાં જણાવ્યુ હતુ તેમ હોંસ પૂર્વક

કરૂના વખાણ જ્ઞાનન ભાગ્યેજ વધારે છે વિદ્યાર્થી ઘણી વાર આવા વખાણથી ઉત્તેજીત થઇ મોટું કામ ઉપાડવા સમર્થ થાય છે પરંતુ આવા વખાણ નામનો જુસ્સો વધારવાનેં બદલે નરમ પાડે છે પોતાના મન સાથે વિચાર કર્યા પછી તે વિદ્યાર્થીને સમજણ પડે છે કે બાલકાર પ્રજ્ઞાની પ્રેરણા જેવી વસ્તુ કોઇ છે જ નહિ. નવા વિચાર મેળવવા ને કોઈ દિવ્ય પથે વિચરનો નથી. વિદ્યાર્થીને માલમ પડે છે કે સાધારણ અવલોકન કરવાની અને સમજવાની શક્તિ એ ખરા અગત્યના ગણો તેણે મેળવ્યા છે આમ તે અન્ય કોઈ શબ્દ પાંડિત્યના વાગાડમ્બરમા નિરાશ થાય છે અને મનુષ્ય ઉદ્યોગથી પણ મેળવી ન શકાય એવા વિષયોની પાછળ પ વાનો નિરર્થાગ્રહ વિચાર કરે છે

આ તેમજ બીજા પ્રસંગો પર આપણે કેટલો આધાર ઉત્સાહ પર રાખી શકીએ અને કેટલો આધાર બુદ્ધિ પરત્વે રાખી શકીએ તેનો તફાવત બરાબર સમજવો જોઇએ જ્ઞાની ઉચ્ચ કોટીની સંપૂર્ણ અસર સ્પષ્ટ રીતિ અને મન કર્ષક ભાવો દર્શાવવાની જે સત્ય અને સંગીન મિલ્કતો પર આપણે વિચાર કરી શકીએ અને તેને આચારમા મૂકી શકીએ એવા મિલ્કતોના અંદર વખાણ કરી ભેગી રહેવુ એ અયોગ્ય ન થાય

**રસિકતા અને પ્રતિભાની પ્રાપ્તિ.**

જો વિદ્યાર્થીના મનનુ વલણ મહાન શૈલીને પ્રાપ્ત કરવાનું હોય તો તે શૈલીની વ્યાખ્યા આપવી અથવા તો તેનુ શબ્દોમા વર્ણન કરવું એ કાઇ અઘરુ નથી રસિકતા અને પ્રતિભા નિયમોથીજ શીખી શકાય તો તેને રસિકતા કે પ્રતિભા કહેવી એ ગમ ભરેલુ છે આ મહાન ગુણો મેળવવા માટે કોઈ નીર્મિત નિયમ નથી છતા પણ આપણે એટલુ તો ચોકસ રીતે કહી શકીએ કે જે આપણે ધ્યાન પૂર્વક

કુદરતીની કૃતિઓને નિહાળીએ, વસ્તુની પસંદગીમા કુશળ હોઇએ, તેને હૃદયમાં ઉતારવાની કાળજી રાખતા હોઇએ અને અવલોકનને સરખાવતા હોઇએ તો તે ગુણો થોડે ઘણે અંશે પ્રાપ્ત થઇ શકે. ઉપદેશ વગર ન મેળવી શકાય એવા સૌંદર્યો કળામા છે એમ આપણને લાગે છતા પણ એ સૌન્દર્યોને પ્રયોગાત્મક સિદ્ધાંતો તરીકે રજુ કરી શકાય અનુભવ એજ મોટામા મોટી વસ્તુ છે, પરતુ દરેક વ્યક્તિને અનુભવથી લાભ થતો નથી પોતાનામા શક્તિ હોવા છતા ઘણા માણસો નિરર્થક વસ્તુનો અનુભવ મેળવવાની ભૂલ કરે છે. સૌંદર્ય અને સપૂર્ણતાના મહાન આદર્શો સ્વર્ગમા હોતા નથી પણ પૃથ્વિ પરજ હોય છે. તે આદર્શો આપણી પાસે છે અને આપણી આજુબાજુ વીંટળાયલા હોય છે કુદરતની વિકૃતિ શોધી કહાડવાની શક્તિ અનુભવથી જ મળી શકે છે મ્હારા અભિપ્રાય પ્રમાણે વ્યવહારિક રીત રિવાજોમા વિલક્ષતા અને ખાસીયતમા અને દરેક જાતની અવિસ્તરતામા કલાની ભવ્યતા અને સૌન્દર્ય સમાયલુ છે

**કુદરતના દેખાવોનું અધ્યયન, સૌંદર્યનો અર્થ.**

આપણી નજર આગળ દેખાતા બધાજ કુદરતના દેખાવમા કોઇની કાંઇ ભૂલ કે ખોડ હોય છે. સૌથી શ્રેષ્ઠ કુદરતી દેખાવમા પણ નિમોવ્યપણુ, બારીકપણુ અને અસંપૂર્ણતા હોય છે, પણ દરેક વ્યક્તિ આ ખોડ જોઇ શકતી નથી. જે વ્યક્તિએ કુદરતના દેખાવનુ અધ્યયન કર્યુ હોય, સરાસર સરખામણી કરી હોય તેનેજ આ ખોડ માલમ પડે છે શ્રેષ્ઠતા મેળવી પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનાર ચિતારે આ લાબી અને પરિશ્રમ યુક્ત સરખામણીનો અભ્યાસ કરવો જોઇએ. આ સાધનથી તે સૌદર્યનો સાચો વિચાર પ્રાપ્ત કરે છે. તે કુદરતને કુદરતથી સુધારે છે અને કુદરતની અસંપૂર્ણ દશાને તેની સંપૂર્ણ દશાથી સુધારે છે ચિત્રકાર સમગ્ર આકૃતિમાથી ખોડ

ખાંપણને, દુઃખદવૃદ્ધિને અને વિકૃતિને જુદી પાડે છે અને આકૃતિને એક જુદાજ સંપૂર્ણ ભાવવાચક વિચારરૂપે રજુ કરે છે. કોઇપણ આકૃતિને મરખાવી ન શકાય એવી આકૃતિ કુદરતી રીતે ચિતરતાં તે શીખે છે એ કહેવું દેખીતી રીતે વિપરિત લાગે છે. કુદરતની સંપૂર્ણતાના આ વિચારને કળાકારો આદર્શ સૌંદર્ય કહે છે. આ વિચાર એક મોટામાં મોટો પ્રેરક સિદ્ધાંત છે. આ આદર્શથી ફીડીઆસને યશ મળ્યો. આ ગંભીર સિદ્ધાંત પર કામ કરી તેણે જગતમાં ઉત્સાહ અને હોંસ ઉત્તેજીત કર્યાં. જો આ પદ્ધતિને અનુસરવાની તમારામાં હિંમત હશે તો તમને જરૂર ફીડીઆસની માફક

સમયના શીલ્પીઓના કામોનુ કાળજીપૂર્વક અધ્યયન કરવાની આ પદ્ધતિ છે. તેઓ આખી જિંદગીના પરિશ્રમને અંતે જે શ્રેષ્ટ સૌંદર્યયુક્ત નમુનાઓ પોતાની પાછળ મૂકી ગયા છે તેનુ કાળજી પૂર્વક અધ્યયન કરવુ એજ ટુકી પદ્ધતિ છે આથી એમ આશા ન રાખવી કે એમના જેટલાજ પરિશ્રમ અને ઉદ્યોગથી એમના જેટલીજ મહેનતનો બદલો અને યશ તમને મળશે એમને માટે જે વિદ્યાલયો હતા તેજ વિદ્યાલયો આપણે માટે આજે છે કારણ કુદરત કદી કોઇનેજ એના શિષ્ય થવાની ના પાડતી નથી

**એકનનો અભિપ્રાય.**

મને ખબર છે કે જે પ્રતિભાની શક્તિ અને આનન્દ પર આધાર રાખે છે તમને આ પરિશ્રમયુક્ત પરીક્ષા કે તપાસ નઠારી લાગશે એકન જેવો મોટા માણસ પણ નિયમોને બંધનરૂપ થવાના વિચારને અને પસંદગીથી કે ચુંટણીથી સૌંદર્ય ઉપજાવવાના વિચારને હસી કહાડે છે એકન એક ઠકાણે લખે છે કે કોઇ પણ માણસ એમ કહી ન શકે કે ઍપેલેસ અથવા આલ્બર્ટ ડ્યુરર છોકરવાદ હતા કારણકે એમના એક ભૂમિતિના પ્રમાણથી મનુષ્યાકૃતિ ચિતરી હતી અને બીજાએ જુદી જુદી મુખાકૃતિઓના સૌથી શ્રેષ્ઠ ભાગો લઇ એક શ્રેષ્ઠ અને સુંદર મુખાકૃતિ બનાવી હતી માટે એકનના જેવા ઉજ્જ્વળ ચિત્રકારે કોઇપણ નિયમને બંધનરૂપ થવું જોઇએ અને એકજાતના અંતરના આનન્દથી પોતાનુ કામ કરવુ જોઇએ

એકન જેવા મહાન લેખક અને મહાન વિચારકના અભિપ્રાયની શંકા કરવી એ જોખમ ભરેલુ છે તે વધારા પડતુ ટુંકાણમા લખવાનો અભ્યાસી હતો તેટલા માટે કેટલીકવાર એ શું કહેવા માગે છે તેની શંકા ઉદ્ભવતી હતી. સૌંદર્યોને નિયમો સાથે કાંઇએ સંબંધ

નથી એમ બેકનનો કહેવાનો અર્થ હોય તો તેમાં એની ભૂલ છે. કુદરતમાંથી એક એવો નિયમ મળે છે કે વિકૃતિમાં લઇ જતા નિયમોને તોડી નાખે છે. જ્યારે કોઇપણ કાર્ય નિયમ ઉપરાંત કરવામા આવે છે ત્યારે તે કાર્ય બીજા નિયમને અનુસરીને કરવામાં આવે છે, નહિ કે તે નિયમોનો વિરોધ કરવામા આવે છે. નિશ્ચયાત્મક કાયો કોઇ સિદ્ધાંતપરજ રચાય છે.

**"પરમાનન્દ"નો અર્થ.**

જો ( Felicity ) પરમાનન્દનો અર્થ કીસ્મત અથવા સાહસ કરવામાં આવે અથવા તેનો અર્થ જન્મતાની સાથે આવેલી શકિત અને પ્રયત્નથી ન મળેલી શક્તિ એમ કરવામાં આવે તો એ મહાન્ તત્વજ્ઞાની સાથે હું તો સમ્મત નજ થઇ શકું. દરેક આનન્દ ઉપજાવનો નમુનો કેટલાક સિદ્ધાંતમાંથી આવે છે. જેમ આનન્દ ઉપજાવનારા નમુના અનન્ત છે તેમ તેના સિદ્ધાંતો સુમાર વગર જુદા પડે છે. દરેક મનુષ્ય પરમાનન્દ કે મહત્વ કિસ્મતથી સિધ્ધાંતો ખોળી શકતો નથી પરંતુ કાળજી અને અભ્યાસથી ખોળી શકે છે.

આ આકૃતિઓ જુદા લક્ષણવાળી અને પ્રમાણસર હોવા છતાં પણ સંપૂર્ણ હોય છે, એ વાત ખરેખર સત્ય છે, પણ આમાંનું એક આકૃતિ વ્યકિતનું નિરૂપણ ન કરતા આખા વર્ગનું નિરૂપણ કરે છે. જેમ મનુષ્ય જાતને માટે એક આકૃતિ હોય છે, તેમ એકજ

**જુદી જુદી આકૃતિનાં લક્ષણમાં સમાએલું સંપૂર્ણ સૌંદર્ય.**

વર્ગની જુદી જુદી વ્યકિતગત આકૃતિને માટે એકજ વિચાર અને એકજ મુદ્દાની આકૃતિ હોય છે. બાળપણ અને ઘડપણની આકૃતિમા ઘણો ફેર હોવા છતાં પણ બાળપણની એકજ સરખી અને ઘડપણની પણ એકજ સરખી આકૃતિ હોય છે મ્હારે વધારે કહેવું જોઇએ કે સમગ્ર મનુષ્ય વર્ગની સૌથી શ્રેષ્ઠ સંપૂર્ણ આકૃતિઓ ને વર્ગની વ્યકિતગત આકૃતિ કરતા વધારે ચઢિઆતી હોવા છતા આમાંની કોઇપણ આકૃતિમાંથી મનુષ્યાકૃતિની સૌથી શ્રેષ્ઠ સંપૂર્ણતા મળતી નથી. આ સંપૂર્ણતા હરકયુલસની આકૃતિમા, કુસ્તીબાજની આકૃતિમા, કે ઍપોલોની આકૃતિમા એ મળતી નથી પરંતુ બધી આકૃતિ ભેગી કરીને તેમાંથી ઉપજાવેલી એકજ આકૃતિમા સંપૂર્ણતા હોય છે. કુસ્તીબાજની ચપળતા, ઍપોલોની સુકોમળતા, અને હરકયુલસના બાહુબળનો ચિતાર એકજ આકૃતિમા રજુ કરેલો હોય છે. કારણ સંપૂર્ણ સૌદર્ય જુદી આકૃતિના લક્ષણો ભેગા કરવામાજ સમાએલું છે. બધાં લક્ષણો દૂર કરી, એકજ વિશિષ્ટ લક્ષણ લેવામાં સૌદર્ય સમાએલું નથી.

આકૃતિને જુદી પાડવાની, તેના તફાવત સમજવાની શકિત અને તેના જુદા જુદા લક્ષણોનું જ્ઞાન ચિત્રકારને બહુજ જરૂરનું છે. જુદા જુદા આકારની આકૃતિની રચના બદલવા છતાં, દરેક જાતમાં રહેલો સંપૂર્ણતાનો ખ્યાલ ચિત્રકારની ધ્યાનબ્હાર જતો નથી.

**વિકૃત આકૃતિમાં આકારની સામ્યતા.**

વિકૃત આકૃતિમાં પણ આકાર સામ્યતા હોય છે. પાતળી અથવા જાડી, ઉંચી અથવા ટુંકી, અને સૌંદર્યના અભાવવાળી આકૃતિ હોવા છતાં તેના જુદા જુદા ભાગોની મીલાવટ, આપણા મનને આનન્દ પમાડયાં વગર રહેતી નથી.

**કુદરતના જ્ઞાનની આવશ્યકતા.**

સૌંદર્ય અને આકાર શુદ્ધિ-સામ્યનાનું-ચોકખું અને સ્પષ્ટ જ્ઞાન મેળવ્યાં પછી અને કુદરતની જુદી જુદી આકૃતિને ભાવ વાચક રૂપે સ્મરયા પછી, કળા-કારનું બીજું કામ ફેશનથી તદ્દન જુદી એવી કુદરતની સત્ય રેખાનું જ્ઞાન મેળવવા તરફ હોવું જોઇએ. આજ પદ્ધતિ અને સિદ્ધાંત ધ્યાનમાં રાખીને હાલની કેળવણી એ જે કુદરતને અનિકૃત્રિમતાના ડોળના ઓન્તમાં દારી દીધી છે. ને કૃત્રિમતાને કળાકારે સારી અને પવિત્ર-નિર્મળ કુદરતથી જુદી પાડવી જોઇએ.

કુદરની પગના હલન વિષે જે શરીર શાસ્ત્રનો અધ્યાપક શીખવી શકે તેના કરતાં વધારે સારી રીતે હું સમજાવી શકું એમ નથી. આગળ પાછળ પગ હલાવવાની ફેશન, ઉભા રહેવાની પદ્ધતિમાંથી ઉપજતી નિર્બળતામાંથી, અને હાડકાંની રચનામાંથી પ્રાપ્ત થતાં, કુદરતથી તદ્દન વિરૂદ્ધ છે. વધારામાં માથાં ટટાર રાખવાની રમત છાતીને આગળ રાખવાનો શોખ અને પગ એકદમ સીધા રાખવાની રીત અને આવી ઘણી પદ્ધતિનું પરીણામ ફેશનમાંથી ઉદ્દભવે છે. આ બધું કુદરત શીખવતી નથી પરંતુ આપણે બાલપણમાંથી શિખીએ છીએ.

દંભ, ડોળ અને તરંગને લઇને ઘણીએ મનુષ્ય આકૃતિ અને કુદરતી થઇ છે તેના દાખલા મેં ઘોડા ઘણા આપ્યા છે. જો તમે નૃત્ય કળાનાં શિક્ષકોને વાળ જુદી જુદી રીતે ગોઠવનારા ઉત્સાહીને

અને દરજીઓને જુઓ તો તમને માલમ પડશે કે તેઓ કુદરતી વસ્તુઓ ઉપર કેવો ઓપ ચઢાવે છે.

યાન્ત્રિક અને અલંકારિક કળાને ભોગ ફેશનને લીધે અપાતો હોય તો કુદરતને ચિત્રકળામાંથી તદ્દન કાઢી નાખવી જોઇએ. ચિત્રકારે કુદરતના સત્ય બાલકને બદલે તરંગી રીતે બદલી લીધેલા બાળકની ભૂલ કરવી જોઇએ નહિ. પોતાના દેશના કલ્યાણ અર્થે ખોટા અને વિરૂદ્ધ વિચારોને જોરજુલમથી કાઢી નાખવા જોઇએ, અને વ્યવહારિક અને ક્ષણિક અલંકારોનો તિરસ્કાર કરવો જોઇએ તેમજ શાશ્વત ટેવોનું અધ્યયન કરવું જોઇએ. તે દરેક દેશના લોકોને પોતાના કામથી પરિચિત કરે છે અને પ્રેક્ષકોને ભવિષ્યની પ્રજા બનાવવાની આગાહી કરે છે.

કુદરતની ટેવોને આધુનિક ફેશનને જુદી પાડવાની છે કાળજીમાંથી એક હસવા જેવી પદ્ધતિ ઉભી થાય છે. ચૌદમા લૂઇની કોર્ટના ગ્રીસના બહાદુર માણસોમાં રહેલો ડોળ અને ભપકાને આપણા ચિત્રકારો અનુસરતા હતા. આવી પદ્ધતિને અનુસરવું એ બેવકુફાઇ છે.

**કુદરતની સત્ય સાદાઇ.** આ ભૂલને દૂર કરવી અને કુદરતની સત્ય સાદાઇનું અનુકરણ કરી જારી રાખવી એ કામ દેખીતી રીતે કઠણ છે. ફેશન અને રીતરિવાજોની તરફેણમાં વિરૂદ્ધ વિચારોને, યોગ્ય રીતે બીજી કુદરત કહેવામાં આવે છે. કેવળ કુદરતી વસ્તુ અને કેળવણીની મદદથી ઉપજેલી વસ્તુ વચ્ચે શો તફાવત છે એ આ "બીજી કુદરતની" મદદથી કહેવું એ મુશ્કેલ છે. જે માણસે કુદરતના શાશ્વત અને નિશ્ચિત જ્ઞાનથી પોતાના દંભ અને ડોળ ડબાવ્યા નથી અને જેણે પોતાના મન પર કાબુ રાખ્યો નથી તે માણસ વ્યાવહારિક, વિરૂદ્ધ અને ખોટા વિચારોથી દોરવાઇ જાય છે. આજ વખતે

આપણે પુરાતન સમયના લોકોને ઉપદેશકો બનાવવા જોઈએ તેમના કાર્યોનુ કાળજીપૂર્વક અધ્યયન કરવાથી તમે કુદરતની સત્ય સાદાઈ મેળવી શકશો. જો તમે એકલીજ કુદરતનો અભ્યાસ કરશો તો તમારી ધ્યાન બહાર જાય એવા અવલોકનની સુચના તેઓ કરી શકશે. આધુનિક સમયના લોકોના કાર્યો કરતા પુરાતન સમયના લોકોના કાર્યો આ પદ્ધતિમા વધારે સહેલા છે, એવો મ્હારો પાકો વ્હેમ છે તેમની રીતભાત સરળ અને સાદી હોવાથી તેમને કશુ શીખવાનુ નથી એમ નથી પણ આધુનિક કળાકાર પોતે સાચી વસ્તુનુ નીરિક્ષણ કરે તે પહેલા તો ફેશનનો પડદો ઢાંકવાને બદલે ઉઘાડવાની તેમને ફરજ પડે છે

**આકૃતિમાં ભવ્યતા અને ચેતન રેડવાની કળા.**

ચિત્રકળાની મહાન્ શૈલીની પૂરી પરીક્ષા અને તપાસ કર્યા પછી જો આપણે એમ ધારીએ કે કળાકારે સૌંદર્યનુ સત્ય જ્ઞાન મેળવ્યુ છે અને તેણે સાદાઈ અર્પતી કુદરતની અકલુષીત દેવોનુ જ્ઞાન મેળવ્યુ છે તો તેનુ બાકીનુ કામ આપણે સાધારણ કલ્પી શકીએ તેનાથી પણ ઓછુ થઈ જાય છે જેણે સૌંદર્ય અને મા ઇના ગુણો મહાન શૈલીમા કેળવ્યા છે તેને ઘણુજ થોડુ શીખવાનુ રહે છે પણ એટલુ તો ભુલવુ ન જોઈએ કે વિચાર કલ્પનાની ઉદારતા કેવળ સપૂર્ણ આકૃતિના દેખાવ કરતા વધારે તીવ્ર બુદ્ધિની ભવ્યતાથી આકૃતિમા જીવન અને ભવ્યતા અર્પવી અને તત્વજ્ઞાનના ડહાપણથી અથવા વીરરસ પ્રધાન ગુણથી આકૃતિમા ચેતન રેડવુ એ એક કળા છે જે માણસ પોતાની સમજ શક્તિને વિવિધ પ્રકારના જ્ઞાનથી વધારે છે અને આધુનિક તથા પુરાતન સમયની કવિતા વાચી પોતાની કલ્પના શક્તિને પોષે છે તેનેજ આ કળા પ્રાપ્ત થાય છે

આની રીતે કેળવાયલો હોય અને કેળવાયલી બુદ્ધિ મૌથી શ્રેષ્ઠ કળા ઉપજાવવાને સમર્થ છે. ચિત્રકળાના નમ્ર પંથ ગમે તેવો લાભકારક હોવા છતા પણ આવી ઉચ્ચ કોટીનો વિદ્યાર્થી એ પથને ધિક્કારશે કારણ એ પથે જવાથી યશ મળતો નથી. પ્રેક્ષકોને છેતરી શકે એવા ચિત્રો મૌથી શ્રેષ્ઠ ચિત્રો છે એમ માનનારા સકુચિત વિચારના કળાકારોને હમેશને માટે તે છોડી દેશે. માળીની માફક નીચી કોટીના ચિત્રકાર એકજ જાતની એકજ વસ્તુ અને બીજી વસ્તુનો છુટો તફાવત તે દેખાડવા દે છે, પરતુ ઉચ્ચ કોટીના કળાકાર તત્વજ્ઞાનીની માફક કુદરતને ભાવવાચક વિચારો અર્પે છે, અને દરેક આકૃતિમા જુદી જાતના લક્ષણો રજુ કરે છે.

**પ્રતિભાશાળી ચિત્રકાર આંખને અગત્યતા ન આપતાં બુધ્ધિને અગત્યતા આપે છે.**

જો કળાનું વિશિષ્ટ લક્ષણ આખને છેતરવાનું હોય તો ઝીણી બુધ્ધિનો ચિત્રકાર જરૂર સફળ થાય પરતુ પ્રતિભાશાળી ચિત્રકાર આખને અગત્યતા ન આપતા બુધ્ધિને અગત્યતા આપે છે ઇંદ્રિયોને આકર્ષે એવા, ધ્યાનમા વિક્ષેપ પાડે એવા અને હૃદયની લાગણીને ઉત્તેજીત ન કરે એવા નજીવા અને ઝીણા નમુનાઓપર તે પોતાના જરાએ સમય બગાડતો નથી.

આજ મહાવાક્યો તમારા મનમા ઉસ્કેરવા ઇચ્છું છુ. આ આખા પ્રવચન મારફત મારો આશય એક મોટો વિચાર રજુ કરવાનો છે કે જે વિચાર ચિત્રકળાને માથી ભવ્યતા અર્પે છે, જે વિચારથી, ચિત્રકળાને ઉચી કોટીની વિદ્યાનુ નામ અપાય છે અને જે વિચારથી તેને કવિતાની ભગિની કહેવામા આવે છે.

એવુ કદાચ મને પણ ખરૂ કે ઘણાએ યુવાન વિદ્યાર્થીઓએ ઉદ્યોગથી મુશ્કેલીઓ દૂર કરી હોય, વિશાળ વિચારો સમજવા

શક્તિમાન થયા હોય અને વધારે ઉમદા માર્ગથી તદ્દન અજ્ઞાત રહી ચિત્રકળાને પંથે ઝંપલાવ્યું હોય. વસારી એક ઠેકાણે યોગ્ય રીતે લખે છે કે આલ્બર્ટ ડ્યુરરે કલાના મહાન્ સિધ્ધાંતો ગ્રહણ કર્યા હોત તો એક મહાન્ ચિત્રકાર નિવડત; પણ કમનસીબે આવા સિધ્ધાંતો ન જોયાથી કે સાંભળવાથી તે પોતાના સિધ્ધાંતને સંપૂર્ણ માની વળગી રહ્યો.

**ચિત્રકળાનાં ખાતાં.**

ચિત્રકળાનાં ખાતાં ઘણાં છે. કોઇપણ ખાતું કળાના પ્રતિષ્ઠિત વિચારની સ્પર્ધામાં ન ઉતરવા છતાં પણ તે વિશીષ્ટ ગુણ વગરનું નથી. જે ચિત્રકારો પોતાની કળા અધમ અને અસભ્ય લક્ષણોમાં યોજે છે અને નીચ બુધ્ધિથી જુદી જુદી લાગણીના ભાવો દર્શાવે છે તે પણ પ્રશંસાપાત્ર થાય છે; પરંતુ આવા અધમ વિષયો તરફ યોજાયલી પ્રતિભાના પણ તેજ પ્રમાણમાં વખાણ થાય છે. ટેનીઅરસના, બુરનો આનન્દ અને તકરાર, બ્રાઉવર અથવા ઑસ્ટેડના એજ જાતનાં કાર્યો એમની કળા મુજબ તો શ્રેષ્ઠ કહેવાય. કુદરતમાં દેખાતી લાગણીના ભાવો તેઓ આકૃતિમાં અને નમુનામાં દેખાડે છે; અને તે મુજબ તેમની શ્રેષ્ઠતા અને પ્રશંસા અંકાય છે. બોરગૉગ્નનની લડાઇને, વૅટ્યુની ફ્રેન્ચ પ્રેમ ચેષ્ટાને, અને પ્રાણીજીવનના દેખાવ ઉપરાંત પણ ક્લોડે લૉરેન્નના ચિત્રાંતર્ગત દેખાવને અને વેન્ડર વેલ્ડેના દરીયાઇ દેખાવને આ સિધ્ધાંત યોગ્ય રીતે લાગુ પડે છે. કવિના જે હક ઉપહાસ કાવ્ય રચનારને, ટુંકા ભાવવાહી કાવ્ય બનાવનારને, સોનેટ ( ચૌદ લીટીની ટુંકી કવિતા ) બનાવનારને અને ગોપકાવ્ય અને વર્ણનાત્મક કાવ્ય બનાવનારને હોય છે, તેજ હક બધાજ વિષયોને ચિત્રકારના નામ પ્રમાણે જુદા જુદા પ્રમાણમાં હોય છે.

**આબેહુબ વર્ણનકાર ચિત્રકાર.**

આજ દરજ્જાના પણ મોટા ગુણ વગરના આબેહુબ વર્ણનકાર ચિત્રકાર હોય છે પણ નકલની ચોકકસ નકલ કરવી એજ એનુ વિશીષ્ટ લક્ષણ છે જેની મહત્વાકાંક્ષા અધમ નમુનાનુ બારીક નિરૂપણ કરવામા રહેલી છે તેવા સ્થિર અને શાન્ત જીવનના ચિત્રકારને તેના કાર્યની સફળતા મુજબ યશ મળે છે કારણ આ શ્રેષ્ઠ કળાનો દરેક ભાગ કિંમતી અને ઉપયોગી છે વિદ્યાર્થીએ શરૂઆતમાથીજ આ વિચારોને ધ્યાનપૂર્વક સમજવા જોઇએ ઉચ્ચકોટીની વસ્તુ તરફ લક્ષ્યબિંદુ રાખીને કામ શરૂ કર્યા પછી જો માઇ પણ મનના વલણને લીધે અથવા તો જે દેશમા રહેતો હોય તે દેશના શોખ અને ચલન લીધે અથવા ઉચ્ચ પ્રયત્ન કરવા છતા પણ સફળતા ન મળવાને લીધે જો વિદ્યાર્થીને નીચ કોટીની કળા તરફ જવાની ફરજ પડે તો પણ તે વિષયમા તે એક જાતની ભવ્ય રચના અને સુંદર નક્ષણો અર્પશે

હરક્યુલસની ગદા ફેરવી ન શકે માટે માણસ નિર્બળ છે એમ નજ કહી શકાય પોતાની માન્યતા શ્રેષ્ઠ હોવા છતા પણ મનુષ્ય તે પ્રમાણે હમેશા વર્તતો નથી પરંતુ તે માન્યતા મેળવવા માટે પોતાનુ મનતુ તો ખરે છેજ નિયમિત રીતે વર્તનાર કળાકારને ઘણાયે રસ્તા છે જે ચિત્રકળાની પદ્ધતિનો ઘણોજ અગત્યનો મહાન્ સિદ્ધાંત સમજાવવાની અત્યારસુધી મ્હે મ્હેનત કરી તે સિદ્ધાંત સૌન્દર્યના જ્ઞાનને માટે ઘણોજ આવશ્યક અને જરૂરનો છે

**કુદરતની રૂપરેખામા ચોકકસાઇ અને સ્પષ્ટતાનું આલેખન.**

જો મ્હારો કહેવાનો અર્થ ચિત્રકળાની નીચ અને બેપરવાઇ ભરેલી રીતને ઉત્તેજન આપવાનો થતો હોય તો તો મ્હને જરૂર દિલગીરી ઉપજે. કુદરતના આકસ્મિક ફરફારોને ધ્યાનમા ન રાખનાર ચિત્રકારે કુદરતના દેખાવને

અદ્દ્ભુત ચોકસ અને સ્પષ્ટ રીતે દેખાડવા જોઇએ. સ્પષ્ટ દેખાય એવી અને નિશ્ચય પૂર્વક દોરેલી રૂપરેખાએ ચિત્ર કળાની મહાન્ શૈલીનું વિશિષ્ટ લક્ષણ છે; પણ મ્હને કહેવાદો કે જેને ચોકસ આકૃતિનું જ્ઞાન છે તે માણસ પોતાનાં કાર્યોમાં સ્પષ્ટ રીતે અને ચોકસાઇથી એ જ્ઞાન દેખાડયા વગર નહિ જ રહે.

**સૌંદર્ય એજ સિધ્ધાંત.**

ટૂંકમાં, સૌંદર્યના વિચારને સિદ્ધાંતમાં મૂકવા મ્હેં પ્રયત્ન કર્યો કર્યો છે. મ્હેને જણાવતાં આનન્દ થાય છે કે વિરોધી રંગની દર્શાવવાની કળાનો

# પ્રવચન ચોથું.

## ચિત્રકારની શ્રેષ્ઠતા અને શૈલી.

**માનસિક આનંદ કળામાં કિંમત.**

દરેક કળાની કિંમત અને શ્રેષ્ઠતા, માનસિક મહેનત અને માનસિક આનન્દના પ્રમાણમાં હોય છે ઉચ્ચ કોટિની કળા અથવા ધાર્મિક વેપાર કેળવવાનો આધાર આ સિદ્ધાન્ત વળગીએ અથવા છોડી દઇએ એ તેના ઉપર છે જ્યારે એક માણસના હાથમાં આ સિધ્ધાંતને લગતી ઉમદા શક્તિ શ્રેષ્ટ કાર્યો કરવાનો હક ધરાવે છે, ત્યારે બીજાના હાથમાં આ સિધ્ધાંત કેવળ અલંકારને માટે હોય છે અને પછી ચિત્રકાર શોભા અને સુંદરતા દેખાડવાના નમ્ર પ્રદેશમાં વિચરે છે

માનસિક મહેનત કળાને ઉમદા બનાવે છે એ વિચારથી રોમન અને વેનીસના વિદ્યાલયો જુદા પડે છે મ્હેં પહેલા જણાવ્યું હતું કે સંપૂર્ણ આકૃતિ વિશિષ્ટ નમુનાઓમાંથી નથી ઉપજતી પરંતુ આકૃતિના સમગ્ર વિચાર કરવાથી ઉપજે છે આત્મ વિદ્યાને લગતા આ સિધ્ધાંત દરેક દરેક કળાને ઉપયોગી છે નવી શોધને દરેક જાતની રચનાને લાગણી અને ભાવ દેખાડવાની શક્તિને અને રંગ વાની અને લુગડા લત્તા અને પડદા ચિતરવાની કળાને આ સિધ્ધાંત ભવ્ય શૈલી યોજતા શિખવે છે

**વિષયની પસંદગી.**

ચિત્રકળામાં નવી શોધ કરવી એ વિષયની નવી શોધ કરવા બરાબર છે એ વિચાર ખોટો છે કારણ ઇતિહાસકાર અથવા કવિની પાસેથી પણ

વિષય મળી રહે છે કુદરતી રીતે નિર્મળ વિષયની પસંદગી કોઈએ-
ન કરે વીરરસ પ્રધાન કાર્ય અથવા તો દુઃખી જીવન જેવાજ
કોઈ ભોગે વિષય પસંદ કરવો જોઈએ ચિત્રકળાના કાર્યમા કે
વિષયમા એવું નાટક હોવું જોઈએ કે સમગ્ર જનતાની લાગણી
વેગપૂર્વક ઉશ્કેરાય.

ખરૂ જોતા આખી દુનિઆ રાજી રહે એવો વિષય મળવો
મુશ્કેલ છે પણ આપણા દેશમા એવા મોટા બનાવો બન્યા
છે અને એવા મહાન પુરુષો થઈ ગયા છે કે સમગ્ર જનતા
ને રસ પડે એવા વિષયો તેમાથી મળી શકે છે સામાન્ય
જીવન અધોગતિને પામ્યા વિના મોટા બનાવો ગ્રીક અને
રોમન વાતાઓમાથી અને ઇતિહાસમાથી મળી આવે છે આવા
સરસ બનાવો વાચવાની તક આપણને પ્રાથમિક કેળવણીમા મળે
છે આવા બનાવો ધર્મના ઇતિહાસના વિષયો થઈ પડે છે અને
તેમની ખરાબ બાજુ હોવા છતા પણ ધર્મને લીધે રૂચીકર થઈ
પડે છે

બાજુના અને બહુજ સંબધવાળા સજોગોમા બહુ ન ઉતરતાં પ્રેક્ષકોના મનમા વાર્તાનો માનસિક ચિતાર રજુ કરે છે

**સંજોગોના આલેખનથી ઉપજતી સત્યની ભાવના.**

કેટલાક સંજોગોનુ આલેખન બહુજ ચોકસાઇપૂર્વક કરવાથી કેટલાક પ્રેક્ષકોને આનન્દ મળે છે એટલુજ નહિ પરતુ કેટલેક અંશે સત્યની ભાવના પણ ઉત્પન્ન કરે છે તેટલાજ માટે આવા સંજોગોને ચિત્રાલેખનમાંથી કાઢી નાખવા ન જોઇએ જો કળાનુ કર્તવ્ય અવલોકનની ખાસ સુક્ષ્મતા દેખાડવાનું હોય તો આવા સુક્ષ્મ સજોગોના આલેખનનો સ્વભાવ સત્ય વસ્તુ દેખાડવાનો છે અથવા ભવ્યતાને નુકસાનકારક નીવડવાનો છે

**સૂક્ષ્મતાનું આલેખન એ ભૂલ છે.**

સૂક્ષ્મતાનુ આલેખન એ મોંથી ભયકર ભૂલ છે ઘણાએ આ ભૂલથી નિષ્ફળ નીવડયા છે. માટે આ ભૂલથી બહુ જ ચેતતા રહેવાની જરૂર છે સાચી શ્રેષ્ટતા મમગ્ર વિચારમાં મમાયલી છે. નાની વસ્તુઓને ગમે તેટલી સપૂર્ણ હોવા છતા પણ બીલકુલ દયા વગર મોટી વસ્તુઓમા સમર્પી દેવી જોઇએ ટીકા વગર કઇ વસ્તુ દાખલ કરવી એ ચિત્રકાર નહિ તપાસે. એ વિચાર સુદ્ધાત પણ નહિ કરશે કે તે વસ્તુઓ ચિત્રમા હોય તો ઠીક. તે તો એમ જ દેખાડશે કે એ બધી વસ્તુ ત્યા હોવી જોઇએ. અને જો તે વસ્તુ ત્યા ન હોય તો ચિત્રકાર એમ જ માને કે તેનુ ચિત્ર અગ વગરનુ અને ખોડ ખાપણવાળુ છે.

**આકૃતિ ચિતરવાની ભૂમિકા ઉપર રહેલી ચિત્રની અસર.**

આકૃતિ ચિતરવાને એક ભૂમિકા હોવી જોઇએ આકૃતિને શણગારવી જોઇએ. ચિત્રમાની આકૃતિ પાછળ એક જગ્યા હોવી જોઇએ ચિત્રની આજુબાજુ પ્રકાશ ને અંધકારની ખીલવટ હોવી જોઇએ આ બધી વસ્તુ કળાકારના અતરમાથી આપોઆપ નીકળી જોઇએ પ્રેક્ષકોની પણ ધ્યાનમા ન આવે એવી ખુબીથી આ બધી વસ્તુઓ ચિતરવી જોઇએ જ્યારે આપણે ચિત્રનુ પૃથક્કરણ કરીએ છીએ ત્યારે આપણને ખબર પડે છે કે ક્યા કળાકારને કેટલી ઝીણવટ અને મુશ્કેલીથી આકૃતિની પાછળ રહેલી જગ્યાને તથા પડદાને અને પ્રકાશના મસુદને અને લુગડાનતાને ચિતરતો હશે આપણે સારી પેઠે જાણીએ છીએ કે ચિત્રની અસર અને સૌદર્ય આ બધી વસ્તુ પર જ રહેલુ છે આ કળાને એટલી ખુબીથી છુપાવવામા આવે છે કે ચિત્ર ઉઠાવી લીધા પછી વિવેકી માણસ તેને આપને પણ ઉતરતી પક્તિના ચિતરાયલા ભાગો યાદ આવતા નથી

**કુશળ કળાકાર કળાને છુપાવે છે.**

કળાનો મોટો આશય કળાને ઉત્તેજીત કરવાનો છે પોતે કાંઇક કલ્પના કરી રહ્યો છે એવો ઢોંગ ઊચ ચિત્રકારે કરવાની જરૂર નથી પ્રેક્ષકોને તો ચિત્રકારના અતરની લાગણીને સમજવાની જરૂર છે પોતાના ઉદ્યોગની કિંમત પ્રેક્ષકો ન સમજે તો નીચી કોટીનો કળાકાર નારાજ થાય છે કુશળ કળાકાર હમેશા પોતાની કળાને છૂપાવે છે, પણ નીચી કોટીનો કળાકાર અતિ પરિશ્રમથી કળાને ખુલ્લી કરી સ્પષ્ટ રીતે વ્યકત કરે છે નીચી કોટીના કાર્યો અધ્યયન, અડચણ અને પ્રતિ

અધથી ભરેલા હોય છે. આવી કળાને દંભી અને ઢોંગી નિરાંતે કહી શકાય અજ્ઞાન માણસો આવા ચિત્રોને આશ્ચર્ય અને તટસ્થ વૃત્તિથી જુએ છે.

**ઐતિહાસિક સત્યોના માર્ગથી જરા દૂર રહેવાની જરૂર.**

કળાકારે આકૃતિની નાની વસ્તુને બહુ અગત્ય ન આપવી. ચિત્રકળાની નવી શોધનુ (માનસિક ચિતાર ખડો કરવાનુ) એકનુ જ કર્તવ્ય નથી, પરંતુ આકૃતિની ભવ્યતા જાળવવા માટે ઐતિહાસિક સત્યોના માર્ગથી જરા દૂર જવાની તેને જરૂર છે.

**રેફાયલના હાસ્યજનક ચિત્રો.**

રેફાયલના હાસ્યજનક ચિત્રો પરથી આપણને ખબર પડે છે કે ચિત્રકારો કેવળ સત્ય બનાવો ઉપર ભાર ન મૂકતા કલ્પિત વિષયો પોતાની શૈલીથી કેવા સુંદર ચિતરે છે. જે ચિત્રોમા ચિત્રકારે પેગંબરનું અથવા ધર્મ સ્થાપકોનું આલેખન કર્યું છે, તેવા બધા જ ચિત્રો તે બહુ જ ઉમદા રીતે ચિતરે છે પણ ધર્મ પુસ્તકોમા સ્પષ્ટ રીતે કહેવામા આવ્યુ છે કે આ ચિત્રોનો દેખાવ જરાએ માન ઉપજાવતો નથી. સેન્ટ પોલના સબંધમા ખાસ કરીને કહેવામા આવ્યુ છે કે તેનો શારીરિક દેખાવ બહુ જ કટાળો ઉપજાવે એવો હતો. એલેકઝાંડરને ઠીંગણો ચિતરવામા આવ્યો છે. ચિત્રકારે એનુ આવુ આલેખન ન કરવું જોઈએ. એજીસીલૅાસને નાનો લંગડો અને કટાળો ઉપજાવે એવા દેખાવનો ચિતરવામા આવ્યો છે. ચિત્રના આલેખનમા એ મુખ્ય પાઠ ભજવતો હોય તો આવી ખોડખાપણ ચિત્રકારે ચિતરવી જોઈએ નહિ. રીતરિવાજ અને નિયમોને અનુસાર હું તો આ કળાને ઐતિહાસિક ચિત્રકળા કહું પરંતુ ખરું જોતા તો આ કળાને, કવિતાને ગમતી કળા કહેવી જોઈએ.

**ઐતિહાસિક ચિત્રકળા.**

આ કળાથી કોઇ સત્ય બનાવો ખોટા પડતા નથી. કવિતા લખવામાં જે છુટ લેવાય છે તે છુટ આ કળામા લેવાય છે. આબેહુબ વર્ણન કરનાર ચિત્રકાર વ્યક્તિની આબેહુબ છબી કહાડે છે ઇતિહાસનો ચિત્રકાર માણસનું તેના કાર્યો સહિત ચિત્રો ચિતરે છે. ચિત્રકારે પોતાની કળાની કુદરતી ઉણપો ખુબીથી બદલવી જોઇએ ચિત્રકાર એક વાક્ય બોલી શકે છે, પણ-ચિતરવાની તો એકજ ક્ષણ હોય છે કવિ અથવા ઇતિહાસકારની માફક ચિત્રકાર વીરપુરૂષ અથવા મહાત્માઓના આલેખનથી માનની લાગણી ઉપજાવી શકતો નથી એટલુંજ નહિ પણ ઉપદેશ પણ કરી શકતો નથી પરતુ ચિત્ર મારફત એટલી તો આપણને ખબર પડે છે કે મહાત્મા વિકૃત છે અથવા નો વીરપુરૂષ લગડો છે. મુખાકૃતિ પર વિચારની ભવ્યતા દેખાડયા સિવાય અને લાગણી અને સજોગોનુ આકૃતિ સાથેનો ગાઢ સબધ દેખાડયા સિવાય આકૃતિના મનમા રહેલી લાગણી અને ભવ્યતા દેખાડવાનો બીજો રસ્તો ચિત્રકાર માટે નથી આ પ્રકારના આલેખનમા ચિત્રકારે જેટલા બને એટલા સજોગો ચિતરવા જોઇએ કારણ સાચી મોટાઇના આલેખનોમા એટલા બધા સંજોગો હોય છે કે ચિત્રકાર બધાજ સંજોગો ન જ આપી શકે મહાન પુરૂષની માફક તે મુખ્ય પાત્રને વાત કરાવી નહિ શકે.

**ચિત્રકળામાં હાવ ભાવનું આલેખન.**

ચિત્રકળામા નવી શોધની (માનસિક ચિતારની) માફક ચિત્રમા મનના હાવભાવ દેખાડવામા ચિત્રકારે ઊડા ઉતરવાની જરૂર નથી. સજોગોમાથી ઉત્પન્ન થતા હાવભાવો આકૃતિને આપવા જોઇએ. આટલેથી ચિત્રકારનુ કાર્ય અટકતું નથી પરતુ એને મહાન પુરૂષ જેવો

ચિત્રમા દેખાડવો તો જોઈએજ આવા આલેખનો માટે જો ચિત્રકાર સજીવોનુ અભ્યાસપૂર્વક પૃથક્કરણ કરે તો જરૂર સત્ય અને વાસ્તવિક જીવનની ભવ્યતા તે ચિત્રમા લાવી શકે પરતુ જે હાવભાવ એના દરજ્જાના માણસોનો હોય તે હાવભાવ દરેક માણસનો હોવો જોઈએ ભવ્ય પાત્રનો આનન્દ અથવા દીલગીરીનો હાવભાવ નીચ પાત્રનો આનન્દ અને દીલગીરીના હાવભાવ સરખો નજ હોવો જોઈએ આ સિદ્ધાંત ઉપર બર્ની નિદાંત પાત થયો હતો ગોફણમાથી પથરો નાખતા ડેવીડનુ બાવલુ તૈયાર કરતી વખતે આ શીલ્પીએ હલકો અને કટાળો ઉપજાવે એવો હાવભાવ આ બાવલાને આપ્યો હવે આ બાવલાને ઉત્સાહ અને રોસનો હાવભાવ આપવાને માટે તેણે તેને નીચનો હોઠ કરડતો દેખાડયો આવી જાતનો હાવભાવ જરીકે ભવ્ય તો ન કહેવાય આવી જાતના હાવભાવવાળા કદાચ એક બે એ દાખલા મળ્યા હશે અને તેથી આકસ્મિક હાવભાવ સર્વવ્યાપી હોય છે એમ માનવાની ભૂલ કરી હોય એમ લાગે છે

**રંગવાની કળાના નિયમો અને સિદ્ધાંતો.**

રંગવાની કળા એ ચિત્રકળાનો એક ભાગ હોય એમ લાગે પરતુ એના એ નિયમો અને સિદ્ધાંતો છે ચિત્રની પ્રથમ અસર રંગવાની કળાથી ઉત્પન્ન થાય છે ચિત્રાલયમાથી પસાર થતા પ્રેક્ષકની નજર ચિત્ર પર રંગને લીધે પડે છે. ચિત્રાલયમા પ્રેક્ષકના થોભવાનો કે ચાલ્યા જવાનો આધાર રંગની ખીલવણી ઉપર છે ચિત્ર જોતામાજ સામાન્ય ભવ્યતાની અસર ઉપજાવવી હોય તો ચિત્રકારે પ્રકાશની નજીવી અને કૃત્રિમ ખુબી અને વિવિધ પ્રકારના રગ તરફ વધારા પડતું ધ્યાન દૂર કરવું જોઈએ શાન્તિ અને સાદાઇનું વાતાવરણ આખા ચિત્ર ઉપર છવાઈ રહેવું જોઈએ આ

જાતની અસર ઉપજાવવા એક સરખા અને લાલ રંગની યોજના કરવી જોઇએ. ચિત્રની ભવ્યતા ઉપજાવવાની બે રીત હોય છે. એમાની એક રીત Chiara Oscuro ના રગ કરતા વધારે ઓછા કરવાની છે. બોલોગ્નીસ નિશાળો આ પદ્ધતિને અનુસરે છે. બીજી રીત રોમ અને ફ્લોરેન્સ નિશાળો મારફત રગને ચોકખા અને જુસ્સાદાર બનાવવાની છે, પરંતુ સાદાઇએ બન્ને પદ્ધતિમા પ્રવર્તતો સિદ્ધાત છે. ખરેખર એક સરખા પણા કરતા વધારે સાદી વસ્તુ કોઇ નથી વિવિધ પ્રકારના સ્વચ્છ રગમાથી ઉપજતુ સામ્ય રોમન અને ફ્લોરેન્સની શાળાના ચિત્રોમા નહિ હોવા છતા પણ વાદળી, લાલ અને પીળા રંગો લુગડા લત્તામા જણાઇ આવે છે અને ભવ્ય અસર ઉપજાવે છે. જેમ રણસંગ્રામના સગીતથી ઉમદા લાગણી ઉશ્કેરાય છે તેમ આવા ચોકખા રગથી મન ઉપર મચોટ અસર થાય છે. જેવી રીતે સંગીતનો એક સુર બીજા સુરમા મળી જઇ આપણી લાગણીને ઉત્તેજીત કરે છે તેવી જ અસર આ સ્વચ્છ રંગો ઉપજાવે છે

**લુગડાં લત્તાં ગોઠવવાની કળા.**

આજ પ્રમાણે અતિહાસિક ચિત્રકાર રગની સવિસ્તર ખીલવણીમા ઉતરતો નથી, એટલુજ નહિ પરતુ લુગડા લત્તાની બારીક તપાસમા ઉતરી પોતાના મનને કલુષિત કરતો નથી જુદી વસ્તુઓનુ વિવિધ પ્રકારે આલેખન કરવું એ તો નીચા પ્રકારની શૈલી કહેવાય. તેનુ સપૂર્ણ ધ્યાન લુગડાલત્તા પરજ હોય છે ,પછી ભલે ને તે ઊનનાં હોય રેશમી હોય, સાટીન હોય કે મખમલ હોય ,લુગડા લત્તાની જાતપર એનુ ધ્યાન જવાથી હોતુ ,તથી લુગડા લત્તાના પડની ગોઠવણ ,કરવી ,અથવા તો તેમની ગડી કરવી એ ભિન્નભિન્ન પ્રશ્નો અભ્યાસના વિષય છે. એ આવિષ્કાર

પદ્ધતિથી લુગડા લત્તાને કુદરતી બનાવી શકાય તેમા પ્રતિભા કે રસિકતાની જરૂર હોતી નથી, પરંતુ લુગડા લત્તાને ગોઠવવામા ઊંચા પ્રકારની વિવેક બુદ્ધિની જરૂર હોય છે, કારણ કે પડ અને પાટલીનો એક બીજા સાથે એવો સબંધ હોય છે કે તેને લીધે આખી આકૃતિ શોભે છે.

કાનો મરટીના અભિપ્રાય મુજબ્બ વિદ્યાર્થીઓને લુગડા લત્તા ગોઠવવાની કળાને શીખવવી એ વધારે અઘરૂ છે કારણકે ચોકકસ આકૃતિના આ લેખનના નિયમો કરતાં લુગડા લત્તાના આ લેખનના નિયમો નક્કી કરવા એ વધારે કઠણ છે આ કળાની કુશળતા ઉપરથી કાર્લો મરટી પોતાની જાતને કુશળ માને છે તેની લુગડા લત્તા ગોઠવવાની કળા એટલી તો કૃત્રિમ છે કે એને રેફાયલ કરતા વધારે ઊંચી કોટીનો ચિત્રકાર નજ કહી શકાય. આવી કૃત્રિમતા હોવા છતા પણ તેને ઠીક યશ સંપાદન કર્યો છે.

**રોમ, ફ્લોરેન્સ અને બોલોગ્નીસની શાળા.**

આપણી કળાની ઉમદા શાખાઓમા આપણે આ સિદ્ધાંતને પળગી રહેવુ જોઇએ રોમ ફ્લોરેન્સ અને બોનોગ્નીસની શાળાઓ આ સિદ્ધાત ઉપર પોતાના કાર્યો રચતી હતી આ સિદ્ધાતને અનુસરવાથી તેમને યશ પણ ઘણો મળ્યો.
આ ત્રણ શાળાઓ મહાન અને ભવ્ય શૈલીમા જગત્ વિખ્યાત છે. આ પદ્ધતિ ઉપર કામ કરનારા ફ્રાન્સની શાળામા શ્રેષ્ટ પુસીન લીમોર અને લીસન બેજ હતા. આ શાળાઓથી બીજા દરજ્જાની પણ શ્રેષ્ટતાની જુદી જ શૈની વાળી ફ્લેમીસ અને ડચ શાળાઓ સાથે ગણાતી વેનીસની શાળા છે આ બધી શાળાઓ ચિત્રકળાના મહાન આશયથી જુદી પડવાનો અને નજીવા ગુણોથી યશ મેળવવાનો દાવો રાખે છે.

**વેનીસના કળાકારોની વિલાસી શૈલી.**

હું સારી પેઠે જાણું છું કે વેનીસના કળાકારોને નીચી કોટિમ મુકવાથી કેટલાક કળાના પ્રશંસકો મ્હારે નિંદા કરશે; પરંતુ મ્હારા સંબંધી એમને ગેરસમજ ન થાય તો ઠીક. જો કે તેમણે તેમના આશય સંપૂર્ણ રીતે પુરા પાડ્યા છે; છતાં હું તો તેમને ચિત્રકળાની ઉમદા શાળાઓની સરખામણીમાં તો નજ મુકી શકું. તેમનો મુખ્ય આશય શોભા અને સુંદરતાથી આંખને આંજી નાખવાનો હોવાથી તેમને તો એમજ લાગે કે તેમની પદ્ધતિ ઉપયોગી ને આશયને અનુરૂપ છે; પરંતુ જે વસ્તુ શોભા અને સુંદરતાને ઉચ્ચ કોટિએ પહોંચાડે છે તે વસ્તુ ભવ્યતાને અધોગતિમાં નાખે છે. આ પ્રકારની વિલાસી શૈલી સાદાઇ અને મખ્તાઇથી અદ્દુજ વિરૂદ્ધ છે.

**વેનીસની શાળાના ચિત્રકારોનો આશય.**

ટીન્ટોરેટ પાઓલા વેરોનીસ અને વેનીસની શાળાના ચિત્રકારોનો આશય પોતાનાં ચિત્રોની કળા અને કૌશલ્યતાના બણગાં ફુંકવા સિવાય બીજો આશય ન હતો. સત્કળા કળાને છુપાવે છે એ સુત્ર એમની ધ્યાન બહાર જતું રહેતું.

**ફ્રાન્સના જ્ઞાનમંદિરમાં એક સભા.**

એક વખત ફ્રાન્સના જ્ઞાનમંદિરમાં એક મ્હોટી સભા ભરાઇ. એ સભામાં લીસન સેબેસ્ટીઅન બોર્ડન એક સભાસદે પ્રશ્ન કર્યો કે પાઓલા વેરોનીસ જેવા મહાન ચિત્રકારે એના પરશીઅસ અને એન્ડ્રોમેડાના ચિત્રમાં શા માટે મુખ્ય આકૃતિને અગ્રપદ ન આપ્યું? અને તેથી શામાટે કળાના નિયમોનો ભંગ કર્યો? આ પ્રશ્નનો સંતોષ કારક ખુલાસો ન

મળ્યો, પરંતુ હુ કહેવાની હિમત કરૂ છુ કે જો તેમણે આ કળાકાર કયા વર્ગનો છે એમ નક્કી કર્યું હોત અને અલંકારીક ચિત્રોના ચિતરાગ તરીકે એનુ સ્થાન કયા છે એમ નક્કી કર્યું હોય તો પ્રશ્નનો ઉત્તર આપવો એ મુશ્કેલ પડત નહિ. અમુક વસ્તુ ધારીજ ન હોય અને પછી એની આશા રાખવી એ મુર્ખાઇ ભરેલુ છે. એનો આશય પહેલેથીજ પ્રકાશ અને અંધકારથી ઉપજતી અસર દર્શાવવાનો હતો ગમે તે વસ્તુને ભોગે પણ આ આશયને પ્રાપ્ત કરતા આનુ તરંગી ચિત્રનુ આલેખન એની શૈલીને અનુરુપ હતુ.

**ચિત્રકળાની 'ભાષા'.**

શૈલીની ઉજ્વલતા પ્રેક્ષકોનુ મન ખરેખર હરી લે છે. વેનીસના કળાકારોની શૈલી મનરંજક છે, કારણ કે તેઓ આંખ અથવા ઇન્દ્રિયને આનન્દ પમાડે એવી કળા ખીલવવાના સંપૂર્ણ પ્રયાસ કરતા હતા જે શક્તિ કળાના યાન્ત્રિક ભાગમાં યોજાતી હોય તે શક્તિને ચિત્રકારની ભાષા કહેવામાં આવે છે. જે વક્તૃત્વ શક્તિથી આપણને એમ સમજાય છે કે છટાદાર ભાષણકર્તા કેવળ વાતજ કરી જાણે છે, તે વક્તૃત્વ શક્તિને આપણે તો નિમાલ્ય વક્તૃત્વ શક્તિ કહીએ શબ્દોને આશય મેળવવાના સાધન તરીકે વાપરવા જોઇએ ભાષા તો એક સાધન છે અને પૂર્ણ વિશ્વાસ એજ ખરૂ કાર્ય છે.

ચિત્રકળાની ભાષા વાપરવાની આ કળાકારોને છૂટ આપવી જોઇએ પરંતુ આ છૂટ આપવાથી તેઓ પસંદગી કરતા વિપુલતા દેખાડે છે અને વિવેકબુદ્ધિ વાપરવા કરતા સમૃદ્ધિ દેખાડે છે. જો આપણે એમની નવી શોધના નીરસ વિષયો ઉપર વિચાર કરીએ, જો આપણે એમની તરંગી આકૃતિની રચના ધ્યાનથી તપાસીએ,

જો આપણે એમની આકૃતિઓની, પ્રકાશની અને અંધકારની જોસદાર અને કૃત્રિમ વિરોધ દર્શાવવાની રંગની કળા ધ્યાનપૂર્વક જોઇએ, લુગડાંલત્તાંનો ચળકાટ અને વિવિધ પ્રકારના સરસામાનથી ઊપજતી નિર્માલ્ય અસર તપાસીએ અને વધારામાં જો આપણે એમની હાવભાવ દર્શાવવા તરફની બેપરવાઇ જોઇએ અને પછી માઇકલ એન્જલોની વિચાર કલ્પના અને જ્ઞાન ઉપર અથવા રૈફાયલની સરળતા અને સાદાઇ ઉપર વિચાર કરીએ તો આપણને તરત જ ખબર પડે છે કે તેમની સરખામણી સુદ્ધાંત પણ કરવી એ નિરર્થક છે. રંગવાની કળામાં પણ વેનીસના કળાકારના ચિત્રમાં આલેખાયલી લાગણી વગરનો ખળભળાટ અને તોફાનની સરખામણી જો આપણે બેલોગ્નીસની પેન્સીલથી આલેખાયલી શાન્તિ અને શુદ્ધતાની લાગણી સાથે સરખાવીએ તો આપણને ખબર પડશે કે તેમની દંભી કળા કાંઇ પણ અસર ઉપજાવ્યા વગરની નિષ્ફળ મહેનત છે. વળી વધારામાં આપણને એમ પણ લાગશે કે મુર્ખા માણસથી કહેવાયલી અને બીલકુલ અર્થ વગરની તોફાન અને ઘોંઘાટથી ભરેલી વાતની અસરના જેવી આ દંભી

આકૃતિ ચિતરવા માટે વેનીસના ચિત્રકારો બીજાઓની લગ્ન અને તેના વરઘોડા, ધર્મ માટે પ્રાણ અર્પણ કરનારા અને જાદુઇ ખેલો જેવા વિષયો પસંદ કરે છે. હું ઘણું સહેલાઇથી કલ્પી શકું છું કે જો પાઓલો વેરોનીસને પૂછવામા આવ્યું હોય તો

**પાઓલો વેરોનીસનો વિષય પસંદગી ઉપર અભિપ્રાય.**

એ જરૂર કહે કે કોઇ પણ વિષય ઐતિહાસિક ચિત્ર ચિતરવાને માટે યોગ્ય નથી, કારણ કે વિષયોની થોડી સંખ્યામા આકૃતિઓનો અને પ્રકાશનો સમૂહ ગોઠવવાની અને તે સબંધી કુશળતા દેખાડવાની પૂર્વના વિવિધ પ્રકારના પોષાકો દેખાડવાની અને અમુલ્ય, સન્માનના લક્ષણો દેખાડવાની ચિત્રકારને તક મળતી નથી.

બીજી મોટી શાળાના વિદ્યાર્થીઓનો મત આ વિષય પર જુદો છે ઍનીબાલ કેરેસીના ધારવા મુજબ કોઈ પણ વાર્તાને માટે બાર આકૃતિઓ બસ છે વધારે આકૃતિઓનો ઉપયોગ જગા ભરવા સિવાય બીજો

**ઍનીબાલ કેરેસીનો મત.**

હોતો નથી એમ એનુ માનવુ છે વધારા પડતી આકૃતિઓ મુખ્ય ચિત્રને મદદ કરતી નથી પરંતુ પ્રેક્ષકની માફક દૂર રહે છે. ઍનીબાલ કેરેસીના શબ્દોમા કહીએ તો વધારે પડતી આકૃતિઓને ભાડે આપવી જોઇએ જો ચિત્રને ઘણુ જ ચુથવામા આવે તો તેની ભવ્ય અસર મારી જાય છે ભૂમિતિના સિદ્ધાત પ્રમાણે આ પદ્ધતિને વિરૂદ્ધ હોય છતા પણ રસિકતાની દ્રષ્ટિએ ઘણી નાની વસ્તુ એક મોટી વસ્તુ બનાવી ના શકે ભવ્ય વસ્તુથી એક મહાન વિચાર મનમા સચોટ રીતે ખૂપી જાય છે તે એક વિચારનો એક પ્રહાર ન હોય એમ લાગે છે પુનરાવર્તન કરવાથી અને બારીક સજોગોને ભેગા કરવાથી સૌંદર્ય ઉપજે છે.

**વેનીસ અને ઇટલીના ચિત્રકારો વચ્ચે તફાવત.**

વેનીસ અને ઇટલીના ચિત્રકારોની આકૃતિની રચનામાં ઘણો તફાવત છે. તેના કરતાં પણ ઘણો મો તફાવત તેમના ચિત્રોના રંગની અસર હોય છે. આ બાબતમાં વેનિસના ચિ કારોને ઘણા જ કુશળ બનાવવા જોઇએ પરંતુ એમની કુશળતા એમની શૈલી અનુરૂપ નહિ થાય. હું કહેવાની હિંમત કરૂં છું કે તેમના રં ઉજ્વલ હોય છે એટલું જ નહિ પણ રંગનું સામ્ય એટલું બ હોય છે કે દૃઢતા, સરળતા અને સાદાઇની અસર ઉપજી શકે નથી, કે જે અસર વીરરસ પ્રધાન વિષયો અને સાદા અ ભવ્ય રંગો ઉપજાવી શકે છે. મહત્વાકાંક્ષાના મહાન પંથે વિચરવું હોય, અને માઇકલ એન્જલોનો યશ અને અધિ કાર પ્રાપ્ત કરવો હોય તો આ જાતની અસર ઉપજાવવાનુ અધ્યયન બહુજ હોશિયારીથી કરવું જોઇએ. ટાઇટીઅનથી ચિતરા યલા ચિત્રને જોઇને આ અદ્ભુત માણસે તેની સાથે આવેલા વસા રીને કહ્યું કે મને એની રંગની કળા અને પદ્ધતિ બહુજ ગમે છે; પરંતુ જુવાનીમાં ચોકસ રીતે ચિત્ર ચિતરતાં ન શીખવું અને અધ્યયનની વધારે સારી પદ્ધતિ ગ્રહણ કરવી એ વેનીસના ચિત્રકારો માટે દયા ઉપજે એવું છે.

**વેનીસના ચિત્રકારો માટે માઇકલ એન્જેલો અને વસારીનો અભિપ્રાય.**

માઇકલ એન્જેલોના અભિપ્રાયથી આપણને એમ સમજાય છે કે વેનિસના ચિત્રકારોનું સચોટ ધ્યાન રંગોના અધ્યયન ઉપર હતું અને આકૃતિના આકર્ષ સૌંદર્ય તરફ અથવા મન પર હાવભાવની યોગ્યતા તરફ તદ્દન બેપ રવાઇ હતી. ટાઇટીઅનનું ચિત્ર જોઇને તે શાળાની નિંદા કરવામાં આવતી હોય તો

પાઓલો વેરોનીસના ચિત્રની અને ખાસ કરીને ટીન્ટોરેટના ચિત્રની કેટલી બધી નિંદા યોગ્ય રીતે કરવામા આવે ! ટીન્ટોરેટની પદ્ધતિ અને શૈલી સંબંધેનો વસારીનો અભિપ્રાય ટાંકવો એ અસ્થાને નહિ જ ગણાય. વસારી લખે છે કે આટલા બધા મહાન્ પ્રતિભાશાળી ચિત્રકારોમાં જંગલી, તરંગી અને હદપારની એ વિચિત્ર નવી શોધ કરવામાં અને મનુની જુસ્સો અને હિંમત લાવવામાં ટીન્ટોરેટની તોલે એક ચિત્રકાર આવી ન શકે. તેની વિચિત્ર ધૂન હદપારની હોય છે. કળા તો નજીવી વસ્તુ છે અને ઘણી સહેલાઇથી પ્રાપ્ત થઇ શકે છે એની ખાત્રી આખી દુનિઆને કરાવવા માટે એનાં કાર્યો પહેલેથી રૂપરેખા નક્કી કર્યાં વિના અકસ્માત રીતે ઉત્પન્ન થતા હોય એમ લાગ્યું.

**પાઓલો વેરોનીસ અને ટીન્ટોરેટની શૈલી**

જ્યારે હું વેનિસના ચિત્રકારોના સબંધમા બોલું ત્યારે તમારે ટાઇટીઅન સિવાય પાઓલો વેરોનીસ અને ટીન્ટોરેટ ચિત્રકારોનેજ સમજવવા, કારણકે એની શૈલી ઇટલીની નિશાળોના બીજા ચિત્રકારોની માફક શુદ્ધ અને પવિત્ર શૈલી ન હોવા છતા પણ રાજ્યસભાના સભાસદને લગતી ઉત્કૃષ્ટ ભવ્યતા તેનામા છે. તેના આબેહુબ વર્ણન કરતા એકલાજ ચિત્રો સાદાઈ અને ઉમદા રીતને લીધે બહુજ માનનીય થઇ પડયા છે અને તેથીજ કળાની આ શાખામા તનુ પ્રથમ ઉચ્ચ પદ છે.

**અલંકારિક શૈલીનો ફેલાવો.**

ટાઇટીઅન સિવાયના એની પહેલેના બે ચિત્રકારોના મોહક ગુણો મનને હરી લઇ કુમાર્ગે ન ચઢાવે તે માટે મ્હારે તમને ચેતવવા જોઇએ. યુવાન અને બિન અનુભવીઓના મનને કલુષિત કરવા માટે અને ચિત્રકારોના ચિત્તને કલાની સત્ય વસ્તુથી દૂર કરવાને માટે આજ માણસોએ

અલંકારમય વક્તૃત્વ શકિતને ખતમ કરી હોય એમ લાગે છે. તેમણે અને તેમના નકલ કરનારાઓએ આ અલંકારમય શૈલીને આખા યુરોપમાં ફેલાવી. રૂબેન્સ આ શૈલીને ફ્લેન્ડર્સ લઇ ગયા. વાટૅટ ફ્રાન્સમાં લઇ ગયો, અને લુકાગીઓ રડેનો સ્પેન અને નેપલ્સમાં લઇ ગયો.

**ચિત્રકારોનો આશય.** સૌંદર્યની શાળામાં વેનીસની શાળા ખરેખર ઘણીજ સુંદર છે આપણે સમજી શકીએ કે નાની શાળાનં શ્રેષ્ઠ કાર્યો મોટી શાળાનાં સાધારણ સારાં કાર્યો કરતાં વધારે ઊંચી કોટિનં હોય છે. કારણ દરેક ચિત્રની કિંમત એનાં સારાં લક્ષણો અને શ્રેષ્ઠ જાત પર આંકી શકાય છે: પરંતુ વિદ્યાર્થીએ આવા ચિત્રોની ઉજ્વલતા અને ચળકાટથી એટલા બધા અંજાઇ ન જવું જોઇએ કે તેની નકલ કરવાનું મન થઇ જાય. રુસીન હમેશાં લભ્ય વસ્તુનેજ જોતો અને એણે ઘણીએ વાર કહ્યું છે; કે કળાનો મહાન આશય પ્રાપ્ત કરતી વખતે અને રૂપરેખા દોરતી વખતે અમુકજ જાતનું ધ્યાન રંગો તરફ વિદ્યાર્થીઓનું હોવું જોઇએ; એ તો વિઘ્ન ભરેલું છે; પરંતુ જો મુખ્ય આશય ઉપર ધ્યાન રાખવામાં આવે તો રંગવાની પદ્ધતિ અભ્યાસથી સારી રીતે પ્રાપ્ત થશે. જેવી રીતે સુસ્વર સંગીતના જલસો કાનને મીઠાશ અને મધુરતા અર્પે છે

**ક્લેમીસની શાળાનો મુખ્ય ચિત્રકાર રૂબેન્સ.**

આવાંજ કારણો પરથી એમ કહેવામાં આવે છે કે રંગમિશ્રણ કરવાની વેનીસની શૈલી મહાન્ શૈલીને કદી સુધારી શકશે નહિ એ વિચાર ઉચ્ચ અને ફ્લેમીસની શાળાને પણ બંધબેસ્તો આવે છે. ફ્લેમીસની શાળા કે જેનો ઉપરી રૂબેન્સ છે તે શાળા વેનીસની શાળાને ધોરણે કામ કરે છે. વેનીસના ચિત્રકારોની માફક રૂબેન્સ પોતાની આંખ આગળના સૌંદર્યમાંથી આકૃતિઓ લેતો પરંતુ વેનીસના ચિત્રકારોની તરફેણમાં એટલું તો કહેવું જોઇએ કે રૂબેન્સના ચિત્રોમા તેમના કરતાં વધારે વિપૂલતા અને પુષ્કળતા હતી અને તેમની ભૂલ ભરેલી પદ્ધતિમાં બેશુમાર ભૂલ ભરેલી પદ્ધતિનો ઉમેરો કરતો. વેનિસની શાળામાં પણ બધાની ભૂલ થવાનું કારણ એકજ હોય છે. છતાં પણ તેની અસરમાં તફાવત હોય છે. પાઓલો અને બસાનોના ચિત્રોમા એક જ તફાવત છે. તેમાંના એકે પોતાના ચિત્રમા વેનિસના મહગૃહસ્થને અને બસાનોએ પોતાના જીલ્લાના ગામડીઆઓને ચિતરીને તેમને કુલપતિ અને દેશ અથવા પયગંબરના નામ આપ્યા.

**ડચ શાળાના ચિત્રકારો.**

ડચ શાળાના ચિત્રકારોને વધારે ગ્યાન હોય છે. તેઓ એક નાના ઐતિહાસિક બનાવો પોતાની જાતનું આબેહુબ વર્ણન કરતા હોય કે ચ્રની-બહારનું વર્ણન કરતા હોય પણ આપણને તો લોકો ચાલતા હોય કે ખા પીતા હોય, રમતા હોય કે લડતા હોય એમ જુદી જુદી પ્રવૃત્તિ માથે માલમ પડે છે. આવા સંજોગો વાળાં ચિત્રો મનુષ્ય જીવનનો જરીએ ખ્યાલ આપતાં નથી અને પ્રજા જીવનની એટલીતો બારીક ખાસીયત આપવામાં આવે છે કે ઘણી રીતે તે મનુષ્ય જીવનથી

જુદી પડે છે. આ શાળાના ચિત્રકારો એમની પોતાની દૃષ્ટિએ ઘણાજ હોશીઆર છે.

થોડીઘણી કુશળતાથી અને થોડી ઘણી અંજન્ય યાન્ત્રિક શક્તિથી તેઓ યશ અને માહિતી મેળવવા માગે છે. આ પ્રમાણે આપણે જોતા આવ્યા છીએ કે શાળાનો રિવાજ રાત્રે દેખાય છે, એવો મીણબત્તીનો પ્રકાશ દેખાડવાનો નથી પણ દિવસે નમુનાને પ્રકાશિત બનાવવા માટે લાલ પ્રકાશ દેખાડવાનો રિવાજ છે. જ્યા નજીવી અસર ઉપજાવવાનો આશય હોય ત્યા આવી ચાલાકી અને હોંશીઆરી નીચી કોટિની શૈલીમાં નભી શકે પરતુ મહાન શૈલીમાં કે જ્યાં વિષયોમાં તલ્લીન થવાનું હોય અને નજીવી વસ્તુ તરફ ફાંફાં મારવાનો અવકાશ જ ન હોય ત્યા આવી ચાલાકી જરીકે નભી શકે નહિ.

જરીએ શંકા વગર ઐતિહાસિક ચિત્રકારો સંપૂર્ણતા ને પામે; કારણ સત્ય હમેશાં એકજ સિદ્ધાંત પર રહેલું છે. ચિત્રાંતર્ગત દેખાવના ચિત્રકારે કુદરતના અકસ્માતનું આલેખન પોતાના ચિત્રમાંથી તદ્દન કાઢી નાખવું કે નહિ એ મહેલું નથી. ક્લૉડ લૉરેઇન કુદરતના અકસ્માતનું જરીએ આલેખન કરતો નહિ કારણ કે તે એમ માનતો કે આવી જાતના આલેખનો સમગ્ર કુદરતની શૈલીની વિરૂદ્ધ છે; અને એની અસર મન પર એટલી તો મચોટ થાય છે કે ચિત્ર કળામાં ખાસ કરીને જોઇતી સ્થિરતા અને શાન્તિ નષ્ટ થાય છે.

**ઐતિહાસિક વર્ણન કરનાર ચિત્રકાર અને આબેહુબ વર્ણન કરનાર ચિત્રકાર વચ્ચે તફાવત.**

ઐતિહાસિક વર્ણન કરતી વખતે આબેહુબ દેખાવોનુ વર્ણન કરનાર ચિત્રકાર કાળજીના અભાવે બહુજ અવિસ્તાર વર્ણન કરવામા ઉતરી પડે છે. ઐતિહાસિક પાત્રોને પોતાની માફક ઘણી વાર ચિતરે છે. કળાની ઉગતી વયમાં જુના ચિત્રકારો આ પદ્ધતિનેજ અનુસરતા હતા. ઐતિહાસિક ચિત્રકાર માણસની સમગ્ર આકૃતિ ચિતરતો હતો, આબેહુબ દેખાવોનું વર્ણન કરનાર ચિત્રકાર અમુકજ માણસ ચિતરતો હતો અને તેથી ભૂલ અને ઉણપો ભરેલી આકૃતિ ચિતરાતી હતી.

**ડટલીની રસિકતા.**

આ પ્રમાણે કળાની નીચી કોટિની પદ્ધતિને અનુસરવાથી મહાન્ કળા પ્રાપ્ત થતી અટકતી હતી; પરંતુ આપણને ખબર છે કે જેમ વિષયની ભવ્યતા ઓછી થાય છે તેમ તેને શણગારવા વધારે અલંકારોની જરૂર પડે છે. ઘરગથ્થુ દેખાવોનો આબેહુબ દેખાવોનો, ચિત્રાંતર્ગત દેખાવોનો અને પ્રાણીઓનો ચિત્રકાર એમ કહે કે હું તો જે ગુણોથી નીચી કોટિની શાળા વિખ્યાત થઇ તે ગુણોને ધિક્કારૂં છું તો આપણને આ વાતથી હસવુંજ આવે.

રંગવાની કળા અને પ્રકાશ અને અંધકાર ગોઠવવાની કુશળતા આ બન્ને ઘણાજ અગત્યના ગુણો થોડી ઘણી મહેનત કરનાર ચિત્રકારમાં તો હોવાજ જોઈએ. દંગ અને ફુલોના ચિત્રકારમાં રંગવાની કળા ના હોય તો એ શા કામની છે? પછી પેન્સીલ ઉપરના અજબ કાબુની પણ શી જરૂર છે? જો તમને યાદ હોય તો એક ફુલના ચિતારે એક વખત બહુજ હિંમતથી કહ્યું હતું કે એ લાખો અને હજારો માણસોને માટે ચિતરવા કે રંગવા નિર્માણ થયો નથી! તે ઇટલીની રસિકતાથી રંગવાનો દાવો રાખતો હતો. રોજેરોજને ધિક્કારતો હતો અને થોડા જ માણસો એનું ચિત્ર વખાણે એમ તે ઇચ્છા રાખતો હતો. ઇટલીની રસિકતા જેટલા બને તેટલા કાળા અને ગંદા રંગો રંગવામાં સમાયલી હતી. મોક્ષ કરતા લક્ષ્મી જેને વધારે પ્રિય હોય તેવા માણસોને માટે રંગની સ્વચ્છતા અને સુઘ-કાટ બને રહે એ વિચારમાં ઇટલીની રસિકતા સમાયલી હતી. આનું પરિણામ તરતજ સમજી શકાય એવું છે કારણ આવી ઊંચી કોટિની શ્રેષ્ટતામાં આ સ્થળે તો મ ય સૌંદર્ય હોય છે, અને અનુકરણ કરવા કરતા કળાકારનું કામ આ ગુણ વગર ચિરંજીવ નહિ રહે

આટલા બધા વિવેચન પછી આપણે કહી શકીએ કે ઐતિહાસિક ચિત્રો ચિતરવાની કેવળ બેજ શૈલી છે ભવ્ય અને સુંદર શૈલી અથવા તો અલંકારમય શૈલી.

**સંયુક્ત શૈલીની અસર.**

મહાન શૈલી તો તદ્દન નિરાળી છે અને તેને નજીવાં સૌંદર્યની જરાએ મદદ જોઈતી નથી. અલંકારમય શૈલીને પણ પોતાના વિશીષ્ટગુણ છે આ બન્ને શૈલીને ભેગી કરવાથી એક સંયુક્ત શૈલી બને છે તો ખરી પણ તે

શૈલી સપૂર્ણ હોતી નથી, અને બન્ને શૈલીમાંથી એકકે શૈલીને તોને આવતી નથી જો કુદરતના સામાન્ય અને વિશીષ્ટ વિચારો ભેગા કરી દેવામા ન આવે અને એક પ્રકારની સામ્યતા જળવાય તો બન્ને શૈલી લાભકારક અને શ્રેષ્ટ છે દરેક ખાતામા મહાન્ કળાકારોને પહેલી પદી મળી જવાથી કેટલાક કળાકારોને તો ઘણી થોડીજ જગ્યા રહે છે કારણ કે તેઓ વિચાર કલ્પના ઉપર વધારે આધાર રાખે છે બીજા કેટલાક કળાકારો મહત્વા કાક્ષાની ભાવનાથી માહક નવીનતાની ઇચ્છાથી અને ટ્રકામા ટ્રુ મે ન્તો મેળવવાની ઇચ્છાથી વચની જગ્યા મેળવવાની કોશીશ કરે છે બન્ને શૈલી ભેગી કરવાથી જેવી રીતે અલકાર અને સૌંદર્યને ભેગા કરવાથી ભવ્ય અને ગૌરવ શક્તિ નાશ પામે છે તેવી રીતે લેનિમની અલકારમય શૈલીમા જો સાદાઇ મેળવવામા આવે તો તે થોડે ઘણે અશે પણ નાશ પામે

કોઇ પણ પ્રકારના હલકા મિશ્રણથી મહાન શૈલી મલિન થયા વિના રહેતી નથી પરતુ થોડા ઘણા દાખલાઓ ઉપરથી આપણને ખબર પડશે કે નીચી કોટિની શૈલી ભવ્ય શૈલીના સગથી સુધરી જાય છે જો આમેહુબ દેખાવનુ વર્ણન કરનાર ચિત્રકારને પોતાના વિષયને સુધારવાની અને ઉચ્ચ કોટિએ પહોચાડવાની ઇચ્છા હોય તો સામાન્ય વિચાર કલ્પના મેળવ્યા વગર તેનો છૂટકો નથી. તે મુખાકૃતિ ઉપરના બારીક ભાગો અને લક્ષણો છોડી દે છે અને ચલુ પોશાકને બદલીને હમેશ ચાલતો પોષાક ચિતરે છે આ પોષાકમા કોઇ પણ જાતના હલકા વિચારો હોતા નથી જો આમેહુબ દેખાવનુ વર્ણન કરનાર ચિત્રકારનો આશય વ્યક્તિનુ તદ્રુપ આલેખન કરવાનો હોય તો તેને ઘણુજ ગેરફાયદા થશે કારણ કે વ્યક્તિનુ સામાન્ય આલેખન કરવાથી જે ભવ્યતા ચિત્રમા આવે છે તે ભવ્યતા મારી જશે અને લાભ થવાને બદલે નુકસાન થશે. સામ્યતા કે સર

આપણાના ભોગ સિવાય મુખાકૃતિનાં લક્ષણોને ઉમદા બનાવવા એ કામ ઘણું અઘરૂં છે.

**સંયુક્ત શૈલીની સફલતાનું દૃષ્ટાન્ત–ચિત્રકાર કોરેજીઓ.**

કોરેજીઓ એ એકલોજ આગળ પડતો ચિત્રકાર હતો; કે જેણે સંયુક્ત શૈલીથી સફળતા મેળવી હોય. એની શૈલી આધુનિક આકર્શકતા અને સૌંદર્ય પર રચાયલી હતી; અને ભવ્ય શૈલીની સાદાઇ તેને બદલે મુકવામાં આવી હતી. પ્રકાશ અને રંગની વિપુલતા લુગડાં લત્તા વિષે સામાન્ય વિચારો અને નિરંતર-વહેતી આકૃતિની રેખાએ આ જાતની અસર ઉપજાવી શકે છે. કોરેજીઓથી બીજાજ દરજ્જાને પરમીજીઓનોની શૈલીએ પુરાતન સમયના લોકોની સાદી અને માઇકલ એન્જેલોની ભવ્ય અને કર્કષ શૈલી સાથે આધુનિક ચાપલ્યપણાની સુંકામળ શૈલીને ભેગી કરી તેને ભવ્ય બનાવી. એટલું તો કબુલ કરવુ પડે કે આ બે અદ્ભુત માણસોએ સૌંદર્યને સૌથી ઉંચે કોટિએ ચઢાવ્યા છતાં પણ તેઓનો દંભ કે ઢોંગ તો ગયો જ નહિ અને પ્રતિભાશાળી મનુષ્યો ખાસ કરીને બેદરકારી અને નિરસપણા કે ચૈતન્યહિનપણાથી ખહુજ ડરે છે; પરંતુ આકર્ષણપણું અને સૌંદર્યના મહાન ગુરુઓના સંબંધમાં આમ ખાસ કરીને બને છે. તેઓ હાસ્યાસ્પદને પામે ત્યાં સુધી તેઓ નિરસ અને બેદરકાર બને છે. પ્રેક્ષકો એના ચિત્રથી ચમકે તો ખરા પરંતુ તેની હિંમત અને વીરતાને વખાણે છે. પ્રતિભાશાળી પુરુષોની ભૂલ ક્ષમાને પાત્ર હોય છે; અને કોઇ પણ વિખ્યાત ચિત્રકાર ભૂલ કર્યા વિના રહેતાએ નથી; પરંતુ તેમણે તેમની પ્રમાણિકપણાની સામાન્ય પદ્ધતિથી તેમની ઢોંગી અથવા તો આકસ્મિક ભૂલો સુધારતાં આપણને શિખવ્યું છે તેમની શૈલી સંપૂર્ણ છે અને એ શૈલીમાં ઉમદા સિદ્ધાંતો સમાયલા છે. જે ગુરુઓએ કુદરતની સામાન્ય વિચાર કલ્પના દર્શાવીને કળાની હદ

વિપુલ કરી છે–અને કળાને ઉત્કૃષ્ટ ભવ્યતા અર્પી છે તેજ ગુરુઓ ખરેખર ઉચ્ચ કોટિના છે.

**સામાન્ય પદ્ધતિ ઉપર રચાયલાં કાર્યોનું ચિરસ્થાયીપણું.**

સમગ્ર વિચાર કરતા મ્હને તો એમ લાગે છે કે આપણે એકજ સિદ્ધાંતથી કળાને નિયમિત અને ચિરંજીવ કરી શકીશું. સામાન્ય પદ્ધતિ ઉપર રચાયલા કાર્યો પછી ભલેને તેઓ કવિઓના, ચિત્ર કાર્યોના ઉપદેશકોના અથવા ઐતિહાસકારકોના હોય તો પણ ચિરંજીવ રહેશે. જેઓ પોતાનાં કાર્યોનો અમુક રૂઢી અને રીતરિવાજ ઉપર આધાર રાખે છે, અથવા ફેશનના જુદા જુદા ફેરફારો પર આધાર રાખે છે, તે માણસોના કાર્યો અધકારમાંથી જ પહેલીવાર બહાર નીકળી આવેલા કાર્યો સાથે સરખાવી શકાય. વર્તમાન અને ભવિષ્ય એ તો પ્રતિસ્પર્ધી કહેવાય અને તેથી જ જ્યારે તે એકલી જ યાચના કરે ત્યારે એણે ખાત્રી રાખવીકે બીજુ એનાથી વિમુખ જવાનું.

---

# પ્રવચન પાંચમું.

## ચિત્રકારની શ્રેષ્ઠતા અને શૈલી

**કળાની શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો.**

ચોથા પ્રવચનનો જે વિષય હતો તે ઉપર હું આ પ્રવચનમાં કાંઇક કહેવા માગું છું. તે પ્રસંગે મ્હારી તો ઇચ્છા એવી હતી કે તમે કળાની શ્રેષ્ટતાને પ્રાપ્ત કરો પરંતુ મ્હારા કહેવાથી કાંઇક ગેરસમજ થઇ છે એમ મ્હને ડર છે જ્યારે કળા મેળવવાની વસ્તુના જુદા જુદા વર્ગ પાડવામાં આવ્યા ત્યારે કેટલાક તો એમજ ધારી લીધું કે તેમની તો પુરેપુરી આબરૂ લેવાઇ. પરંતુ આમ ધારવું એ ઘણી મોટી ભૂલ છે અમુક વસ્તુ પોતાની જગાએ ન હોય તો તેની બધી ખુબી મારી જાય છે અમુક વસ્તુને અધિકાર વગર ઉચ્ચ પદ આપવામાં આવે તો તેને માન મળવાને બદલે તે હાસ્યજનક થઇ પડે છે

ટુંકમાં મ્હારી તો શિખામણ એ છે કે તમે તમારૂં મુખ્ય ધ્યાન ઉંચી કોટિની શ્રેષ્ટતા મેળવવા ઉપર રાખો. જો તમે આ શ્રેષ્ટતા મેળવી શકો તો પછી બીજું કાંઇ જ મેળવવા પ્રયત્ન ન કરતા આમ કરવાથી તમો પહેલા વર્ગના કળાકાર ક્હેવાશો. જે અસંખ્ય સૌંદર્ય તમે માગો તેને માટે અમે ન્હાય દીલગીર પણ થઇએ તમે અસંપૂર્ણ પણ હો છતાં પણ તમે ઘણી ઉંચી જાતના અસંપૂર્ણ કળાકાર ક્હેવાશો

આટલે સુધી આવ્યા પછી જો તમે ઉતરતી પાયરીના શૈલી

ઉમેરો તો જરાએ વાંધો નહિ. હું તો એમ ઇચ્છું કે તમે આ ગુણો તરફ જરાએ બેદરકારી ન દેખાડો તો ઠીક, પરંતુ આમ કરવામાં જેટલી આતુરતા હોય તેટલી ચારે બાજુ હોંશીઆરી 'અને' સાવધ પણ પણ હોવું જોઇએ.

આપણું મન કુદરતી રીતે અસંખ્ય વિષયો જોઇને બીજી બાજુ દોરવાઇ જાય છે અને તેથી સંપૂર્ણતા છીન્ન ભિન્ન થઇને ઊંધી વળી જવાનો મોટો ભય રહે.

કેટલીક શ્રેષ્ઠતા ભેગી કરવા માટે સરજાયલી છે, અને તેમ કરવાથી સુધરી પણ જાય છે. પરતુ કેટલીક શ્રેષ્ઠતા વિરૂદ્ધ સ્વભાવની હોય છે, અને તેને ભેગી કરવાથી કઠોર, કર્કષ અને વિરોધી સિદ્ધાંતો ઉપજે છે. એકજ આકૃતિમા વિરોધી શ્રેષ્ઠતા દેખાડવામાં આવે તો આકૃતિ વિકૃતિ અને બિહામણી થાય છે. જો આકૃતિનાં લક્ષણો અને મન પરના હાવભાવ નિર્માલ્ય રીતે દેખાડ્યા હોય તો આકૃતિ ઘણીજ નિરસ લાગે છે.

**ઉર્મિના આવેગ.**

ઉર્મિના આવેગ કે મનના વિકારો દેખાડવાના સંબંધમા આ ટીકા તદ્દન સત્ય છે. જો તમે શ્રેષ્ઠતા સૌંદર્યની દશામા રાખો તો તમે મનના મનના વિકારો નહિ દેખાડી શકો કે જે મનના વિકારો સૌથી સુંદર મુખાકૃતિમા પણ વિકૃતિ અને વક્રપણું ઉપજાવી શકે છે.

**ચિત્રકાર ગીડો.**

ગીડોની શકિત અને વિચારને અનુરૂપ વિષયની પસંદગી ન થવાથી અને જ્યા સૌદર્યની જરૂર ના હોય ત્યા ઉપજાવવાથી ગીડો ને સફળતા મળી નહિ. એની આકૃતિના વિષયો એવા હતા કે જેમાં મન ઉપરના હાવભાવની જરૂર પડે.

**શ્રેષ્ઠતાના અઘટિત વખાણ.**

આ ટીકા ઉપરથી સ્પષ્ટ રીતે સમજાય એવું છે કે આપણી કળા પર લખનારા લેખકો તેમના કાર્યોમાં અઘટિત વખાણ ઉપર વખાણ કર્યેજ જાય છે. જે કાંઈ કહેવાનો તેમણે નિશ્ચય કર્યો હોય છે તેજ કહેવાનું તેમને તેમાંથી મળી આવે છે. જે શ્રેષ્ઠતા ભાગ્યેજ સાથે હોઇ શકે તે શ્રેષ્ઠતાના તેઓ વખાણ કરે છે; અને બધાં કરતાં જે મિશ્રણ મનોવિકારના હાવભાવ દેખાડવાનું કાર્ય મ્હારાજ અભિપ્રાય પ્રમાણે કળાના આશ્રય કે સિદ્ધાંતની બ્હાર છે તેવાં હાવભાવનું સંપૂર્ણ ચોકસાઇથી વર્ણન કરવાનો તેઓને ઘણો જ શોખ હોય છે.

**આકૃતિના જુદા જુદા ભાગમાંથી ઉપજતી વિવિધ પ્રકારની શક્તિ**

ટીકાકારોએ પોતાની કલ્પનાનું વર્ણન કર્યું હોય એવાં વિવેચનો મ્હેં કેટલાંક હાસ્યજનક ચિત્રો ઉપર અને રેફાયલનાં ચિત્રો ઉપર વાંચ્યાં છે. મ્હે એવાંએ વિવેચનો વાંચ્યાં છે કે જ્યાં મહાન ગુરુઓએ કળાની શક્તિની બ્હાર એવા મનોવિકાર દેખાડવા પ્રયત્ન કર્યો હોય અને તેથી જ કલ્પનાની છૂટ મળી હોય. અત્યાર સુધી કળાના ક્ષેત્રમાં શું થયું છે અને શું થઇ શકે એમ છે એ નક્કી કરવું અઘરું છે. આપણે અદ્‌ભુત કલ્પના ન કરી શકવાથી નિરાશ થઇ જવાની જરૂર નથી. કળાને હદ હોય છે; પરંતુ કલ્પનાને હદ હોતી નથી. પુરાતન સમયના લોકોની માફક આપણે કલ્પી શકીએ કે જે શક્તિ અને સંપૂર્ણતા નીચી પંક્તિના દેવતાઓમાં હતી તે શક્તિ અને સંપૂર્ણતા જ્યુપીટરમાં પણ હોય છે પરંતુ જ્યારે તેઓ તેનું આલેખન કરતા ત્યારે તેઓ આકૃતિને ગૌરવવાળી ચિતરતા હતા. પુરાતન સમયના કળાકારોનાં કાર્યોનો સંબંધ દર્શાવવા માટે આપણે પ્લીનીનો મોટો ઉપકાર માનવો જોઇએ પરંતુ જ્યારે આધુનિક ટીકા-

કારોની શૈલીમા તે તેમનું વર્ણન કરે છે ત્યારે એનુ કહેલું આપણને અસત્ય લાગે છે. તે જણાવે છે કે યુદ્રેનોરથી કોરી કઢાવલા પેરીમા આવલામા તમે એકી વખતે ત્રણ લક્ષણો જોઇ શકશો. દેવીના ન્યાયાધીશની ભવ્યતા, હેલેનનો પ્રેમી અને એચાઇલીસને જીતનાર આવા ત્રણ લક્ષણો બાવલા ઉપરથી માલમ પડશે. જે બાવલામા તમે ગૌરવ યુક્ત ભવ્યતા, જુવાની, સુદરતા અને અજબ બહાદુરી ભેગી કરવા પ્રયત્નો કરો તો જરૂર આમાની એકે વસ્તુ શ્રેષ્ઠ રીતે બાવલામા આલેખી શકાશે નહિ.

આ ઉપરથી સમજાય છે કે આકૃતિના જુદા જુદા ભાગોમાથી ઉપજતી વિવિધ પ્રકારની શકિત એકજ વિષયમા એકત્ર કરવી એ અઘરૂ તેમજ ભય ભરેલુ છે.

વિરોધી ગુણોને ભેગા કરવાથી શ્રેષ્ઠતાની ટોચે આપણે છીએ એમ લાગે પરતુ એ ગુણોને એવા પ્રમાણસર ભેગા કરવા જોઇએ કે એક ભાગ બીજા ભાગનો વિરોધ કરી શકે નહિ, જે કળાકારોએ પોતાના જુદા જુદા ધધામા ઘણી મોટી પ્રગતિ કરી તેમને ખબર હશે કે આ કામ કેટલુ બધુ અઘરૂ છે.

**શ્રેષ્ઠતા ભેગી કરવાની પસંદગી.**

ટૂંકામા હુ વિદ્યાર્થીઓને ઘણીજ અગત્યની સૂચના કરવા માગુ છુ વિદ્યાર્થીઓએ બરાબર સમજવુ જોઇએ કે હુ તમને કળાની શ્રેષ્ઠતા ઉમદા પ્રયત્નમાથી નિરાશ કરવા માગતો નથી પરતુ તેમને એટલું તો સૂચવવા માગુ છુ કે જે દુખ અવિશ્રાત પરિશ્રમમા પડે છે તેવુજ દુખ કંઇ શ્રેષ્ઠતાને ભેગી કરવાની પસદગી કરવામા પડે છે ? તમે એક વાર પ્રયત્ન કરો અને પછી જુઓ કે તમે કેટલું કામ કરી શકો છો અને કેટલુ કામ કરી શકતા નથી શ્રેષ્ઠતાનુ વિશાળ ક્ષેત્ર

ખેડવામા તમારી કુદરતી શકિત નાશ કરવાને બદલે તમારે એક એવોજ રસ્તો લેવો કે જેમા તમે તમારી શક્તિ બતાવી શકો, અને પ્રથમ પદીએ પહોંચી શકો જો કોઇ માણસ સૌથી ઉત્તમ પ્રતાપી અને નરમ પ્રતિભાનો ગુરુ બને અને કળાની નીચી કોટિએ પહોચી તેના વિઘ્નો દૂર કરી એના ઉપર સ્વામિત્વ મેળવે તે ઉપદેશ લેવા કરતા આપવાનો વધારે યોગ્ય છે.

મ્હે શ્રેષ્ટતાને ભેગી કરવા સબંધે ઘણુએ કહ્યું. હવે હું વિવિધ પ્રકારની શ્રેષ્ટતાને નીચી પકિતમા કેમ રાખવી તે વિષે થોડુ વિવેચન કરીશ.

**અલંકારયુકત શૈલીનુ યોગ્ય નિરૂપણ.**

હું તો એવા અભિપ્રાયનો ખરો કે અલંકારયુકત શૈલીને સિદ્ધાંત તરીકે તો ન ગણીએ પરંતુ આ શૈલીને યોગ્ય રીતે યોજવામા આવે તો મહાન્ શૈલીમા મોટી મદદરૂપ થઇ પડે. જો તેના (મદદ) મહાન શૈલીની સખ્તાઇને ઓછી કરવામા અને કઠોરતાને નરમ પાડવામા યોજવામા આવે તો આ અધ્યયનની અસર ઘણી સારી થાય. લુડોવીકો—કેરેસીએ આજ પ્રમાણે એનો ઉપયોગ કર્યો હતો. કોરેજીઓ અને વેનિસના ચિત્રકારોના કાર્યોની તેને જે સારી પીછાન હતી અને જે સિદ્ધાંતની મનરંજક અસર તેઓ ઉપજાવતા હતા તે સિદ્ધાંતો તેને ખબર હતા પરંતુ એના કાર્યોમાથી તે એટલુંજ લેતો કે જેથી પોતાની ઉત્સાહ જુસ્સો અને શકિત વાળી શૈલીને અલકૃત કરે.

**વિખ્યાત ચિત્રકારો વિષે વિવેચન.**

આ તેમજ આગલા પ્રવચનમા મ્હે ચિત્રકળાની શૈલીને લક્ષણો ઉપર પુષ્કળ વિવેચન કર્યું છે, પરંતુ મહાન શૈલીના મુખ્ય સિદ્ધાંતોમાં અને મુખ્ય કાર્યોમા કોણ વિખ્યાત થયા એ વિષે વિવેચન કરવુ એ અસ્થાને તો

નહિ જ ગણાય. મ્હને ખાત્રી છે કે સિદ્ધાંતોને દાખલા આપી સમજાવવાથી વિદ્યાર્થીઓને ઘણોજ રસ પડશે અને કેટલાક ન સમજાયલા સિદ્ધાંતો પણ સ્પષ્ટ રીતે સમજાશે.

**'ફ્રેસ્કો'માં ચિતરાયેલાં ચિત્રો.**

આધુનિક કળાનાં મુખ્ય કાર્યો ફ્રેસ્કોમાં (પીળા અક્ષર સુકાઇ જાય તે પહેલાં જળ મિશ્રિત રંગથી દોરેલું ચિત્ર) છે. આ ચિત્રકળાની પદ્ધતિ નાની સુંદરતાને આલેખતી નથી, છતાં પણ મોટા કળાકારોનો યશ ફ્રેસ્કોમાં રહેલા કાર્યો પર આધાર રાખે છે. વેટીકનમા માઇકલ એન્જેલો અને રેફાયલના આવાં ચિત્રો છે. આમા આપણે હાસ્યજનક ચિત્રોને ઉમેરી શકીએ જો કે હાસ્ય જનક ચિત્રોને ફ્રેસ્કો ન કહી શકીએ પણ એ એની પધ્ધતિની નીચે તો મુકી શકીએ ગીલીઓ રોમાનોના ચિત્રો આજ પ્રકારના છે. જો આ કાર્યો નાશ પામે તો તેની સાથે પ્રખ્યાત ચિત્રકારોનો યશ નાશ પામે: કારણ કે આ ચિત્રો આખા જગતને અભિમાન ઉપજાવે એવા કળાના મહાન્ પરિશ્રમનું પરીણામ છે.! માટે જ આપણું મુખ્ય ધ્યાન ઉંચી શ્રેષ્ટતા તરફ હોવું જોઇએ. જો કળાની શ્રેષ્ઠતા સંપાદન થશે તો નાની કળા સહેલાઇથી મેળવી શકશો.

**ચિત્રકાર રેફાયલ અને કોરિજીઓ.**

રેફાયલે ઉચ્ચ કોટિની કળામાં શ્રેષ્ટતા મેળવી માટે જ એનું નામ ચિત્રકારોમા પહેલુ છે. ફ્રેસ્કોમા ચિતરાયલા તેના ચિત્રોનું આપણે ધ્યાન પૂર્વક અધ્યયન કરવુ જોઇએ. તેના ચોકઠા કે પાટીયાંની ઘોડીના કામો બહુ વખાણવા જેવા નથી. પોતાના મરણના છેલ્લા દિવસ સુધી તેણે પોતાનાં કાર્યો અલંકૃત કરવા છતાં પણ તે કાર્યો બીજાના અનુકર-

ણના વિષય થઇ પડે એવી સંપૂર્ણતા તેન નજ મળી જે નિરસપાડ એણે ગુરૂઓમાથી સંપાદન કર્યું હતુ તેન છતવા એ કદીએ સમર્થ થઇ શકયો નહિ. કોરેજીઓના ચિત્રોમા પથરાયની રગની ફાન્ડી રશ્મિ કતા પ્રકાશ અને અધકારની વિપુલતા એક પ્રકાશથી બીજા પ્રકાશને અને એક અંધકારથી બીજા અધકાર. એક રાગ સ્વરની કુશનતા અને આકૃતિ જાણે આંખે ઉડીને બાઝતી ન હોય એવી અમર રેખાયન ઉપજાવી શક્યો ન હતો. જ્યારે તે તેનમા રગ વાળીને ચિત્રો ચિતરતો હતો ત્યારે તેનો હાથ એટનો બધો ધ્રુજતો અને કાબુમા ન રહેતો કે ચિત્રની બધી સરળતા અને જુસ્સો માર્યો જતો હતો એટલુ જ નહિ પણ ફૂરમે ચિત્રની ચારુતાઇ અને સપૂર્ણતા મારી જતી હતી. એનુ ટ્રાન્સફીગરેશનનુ ચિત્ર જોવામા આવે તો આપણને ખબર પડશે કે એમના કેટલાક ભાગો નિર્માલ્ય રીતે ચિતરાયા નથી દાખલા તરીકે લડૉવિકો કેરેસીએ ફ્રેસ્કો ચિત્રોમા જે જુસ્સો, વીર્ય અને ચોકસાઇ લાવ્યો તેજ જુસ્સો અને ચોકસાઇ તેનમા રગ વાળીને તૈયાર કરેલા ચિત્રમા તે ના લાવી શક્યો. આથી એમ જરાએ ન સમજવુ કે હુ ઉચ્ચ પદ્દી યોગ્ય રીતે ધારણ કરનાર રેખાયલને પદભ્રષ્ટ કરવો કે નીચો ઉતારી પાડવા માગુ છુ પરતુ એની સરખામણી એનીજ સાથે કરતા એટનુ તો મને લાગે છે કે ફ્રેસ્કો ચિત્રોમાનો રેખાયન અને તેલમા રગ વાળી તે ચિત્ર ચિતરનાર રેખાયન એ એક જ વ્યક્તિનો નથીજ

**ચિત્રકાર માઇકલ એન્જેલો.**

જેને કળાનો પથ ખેડવાની મહત્વાકાક્ષા હોય તણે રેખાયનથી બીજાજ દરજ્જાના માઇકલ એ જેલો તરફ દૃષ્ટિ ફેકવી જોઇએ તેનામા રેખાયલના જેટલી ચતુરતા નહતી પરતુ જે કોઇ કલ્પના હતી તે બહુજ ઉચ્ચ

પ્રકારની હતી. જે આકૃતિની ચોકમાઇ અને તેના લક્ષણોનો જુસ્સો, શીલ્પી દેખાડી શકે તેના કરતાં કાંઇ વિશેષ દેખાડવામાં જ કળા સમાયલી છે, એમ માઇકલ એન્જલો માનતો. કળાકાર પોતાના કાર્યમાં જે કાંઇ કરવા ઇચ્છે તેના કરતાં આપણે વધારે કાર્યની આશા રાખવી જોઇએ નહિ. તે પોતાની કળામાં નીચી કોટિનું સૌંદર્ય કે આકર્ષકપણું કદી આલેખતો નહિ. વસારી જણાવે છે કે માઇકલ એન્જલો એ તેલમા રંગો વાટી એક જ ચિત્ર ચિતર્યું હતું અને આવા ચિત્રો તો સ્ત્રીઓ અને બાળકો ચીતરે છે. એવા વિચારથી તેણે આ પ્રકારનુ ચિત્ર કદી નહિ ચિતરવાનો નિશ્ચય કર્યો.

નીચી કોટિની કળાને તિરસ્કારી કાઢવાનો જો કોઇને હક હોય તો તે માઇકલ એન્જેલોનો જ છે. જે સૌદર્ય અને અલંકાર બીજા ચિત્રકારોના કાર્યોને શોભાવે છે તેમને માઇલકલ એન્જેલો તિરસ્કારે તો આપણને જરીએ વિચિત્ર લાગવું ન જોઇએ.

માઇકલ એન્જેલોએ આ બધા સાથે નકામી શોભા અને અલંકારને પણ ચિત્રમાથી કાઢી નાખતો હતો જેમ જેમ કળાકારો અને કળાને આશ્રય આપનારાઓ ઉચ્ચ કોટિની શ્રેષ્ઠતા જાણવા અને મેળવવા પ્રયત્ન કરશે તેમ તેમ તેમની આબરૂ અને યશ જરૂર મળશે દસમાલીઓના જ્ઞાનવાળા યુગમા જે માન મળતું તે માન તેને જરૂર મળશે. જેમ જેમ કળા દિવસે દિવસે ઓછી થતી જાય છે તેમ તેમ ખરેખર આ મોટા માણસની (માઇકલ એન્જેલોની) આબરૂ અને યશ પણ કમી થતા જાય છે, એ વિચાર ધ્યાનમા લેવા જેવો છે. અહિ મ્હારે સ્પષ્ટ રીતે જણાવવું જોઇએ કે જો નાશ પામેલી કળાને ફરીથી સજીવન કરવી હોય તો કળાની અધોગતિ અને નાશ પામવાના કારણો આપણને ખબર હોવા જોઇએ. રેફાયલના અસ્તિત્વનો આધાર માઇકલ એન્જેલોને લીધેજ છે. રેફાયલની ભવ્ય શૈલી માઇકલ એન્જેલોને લીધેજ છે વિચારોને ઉમદા બનાવતા અને

કલ્પિત વિષયોને ભવ્ય બનાવતા તેણે શીખવ્યું હતું માઇકલ એન્જેલોના પ્રતિભારૂપી તણખાએ રેફાયલની પ્રતિભાને પ્રજ્વલિત ન કરી હોત તો એની અગ્નિની માફક જ્વલંત અને ભભૂકી ઉઠે એવી પ્રતિભા હંમેશને માટે શાન્ત પડી જાત. આ અગ્નિ અપૂર્વ જુસ્સાથી ભભૂકી ઉઠયો નહતો. છતા પણ તેની જ્વાળા વધારે સ્વચ્છ સીધી અને પવિત્ર હતી. સમગ્ર રીતે વિચાર કરતા આપણી વિવેક બુદ્ધિથી રેફાયલને પસંદ કરે, પરંતુ તે આપણા પર એવી સચોટ અસર કરી શકતો નથી કે જેથી આપણે કાંઇક જાણવાનું ન રહે. બોચ્ચો ન્ડન જણાવે છે કે જે અસર એને રોમન—વાચવાથી થઇ તેવીજ અસર એને માઇકલ એન્જેલોના મુખ્ય મર્યો જોઇને થઇ હતી.

જો આપણે આ બન્ને મહાન કલાકારોની સરખામણી કરીએ તો આપણને ખબર પડે કે રેફાયલમા વધારે રસિકતા અને તરંગી કલ્પના હતી, અને માઇકલ એન્જેલોમા વધારે પ્રતિભા અને કલ્પના હતી. એકની શ્રેષ્ઠતા સૌન્દર્યમા હતી. બીજાની શ્રેષ્ઠતા ઉત્સાહ

**રેફાયલ અને માઇકલ એન્જેલોની સરખામણી.**

અને જુસ્સામા હતી. માઇકલ એન્જેલોમા કવિતી પ્રેરણા હતી. તેના વિચારો વિપુલ અને ભવ્ય હતા. એના લોકો ઉચ્ચ કોટિના માનવીઓ હતા. તેમના ગાત્રની શૈલી કેમના વિકાર રૂપ થી તેમના અભિનયથી કે મનની સ્થિતિ પરથી આપણને જરાએ યાદ ન આવે કે આ લોકો આપણી જાતના છે અથવા તો આપણામાના એક છે રેફાયલની—કલ્પના એટલી બધી ઉત્કૃષ્ટ નથી તેની આકૃતિઓ મનુષ્યની નાની જાતથી એટલી બધી જુદી પડતી નથી, તો પણ તેના વિચારો પવિત્ર, ઉમદા અને વિષયને અનુરૂપ હોય છે. માઇકલના કાર્યોનું એક સચોટ અને વિશીષ્ટ લક્ષણ છે એનું મગજ એટલું તો ફળદ્રુપ હતું કે બ્હારની મદદ વગર એ પોતાના મગજમાથી મર્યો

ઉત્પન્ન કરતો હતો. રેફાયલ બ્હારના સાધનોની મદદ લેતો પરંતુ ઉમદા રચના તો પોતાની જ હતી. આ અપૂર્વ માણસની શ્રેષ્ઠતા સૌંદર્યમાં પાત્રોના ગૌરવમાં રચનાની સમજણ પૂર્વક પદ્ધતિમાં, ચિતરવાની ચોકસાઇમાં, રસિકતાની પવિત્રતામાં અને બીજા માણસોની વિચારકલ્પના પોતાના વિષયને અનુરૂપ યોજવાની કુશળતામાં સમાયલી હતી. તે કુદરતનું અવલોકન કરતી વખતે માઇકલ એન્જેલોનો ઉત્સાહ અને જુસ્સાને પ્રાચીન સમયનું સૌંદર્ય અને સાદાઇની સાથે એવી વિવેક બુદ્ધિથી ભેગા કરતો કે કોઇ પણ કળાકાર આ શક્તિમાં એનાથી વધારે શ્રેષ્ઠ તો ન જ બની શકે. આથી સહજ પ્રશ્ન ઉભો થશે કે શ્રેષ્ઠતાનું પ્રથમ પદ કોને આપવું ? રેફાયલને કે માઇકલ એન્જેલોને ? કુદરતી રીતે આ પ્રશ્નનો ઊત્તર એવોજ મળે કે રેફાયલનેજ શ્રેષ્ઠતાનું પ્રથમ પદ આપવું જોઇએ કારણ કે કોઇ પણ માણસ કરતાં એનામાં ઘણા ઊંચી જાતના ગુણોનું મિશ્રણ છે. લોન્ગીનસના અભિપ્રાય પ્રમાણે જો ભવ્યતા મનુષ્ય રચનામાં સૌથી શ્રેષ્ઠ હોય દરેક જાતના સૌંદર્યને બદલે ભવ્યતા ઘણી સારી રીતે આલેખી શકાય એમ હોય અને દરેક જાતની અસંપૂર્ણતાને ભવ્યતા દૂર કરી શકે એમ હોય તો જરૂર આપણે માઇકલ એન્જેલોને પસંદ કરીએ.

આ બન્ને અપૂર્વ માણસો એ કળાની શ્રેષ્ઠતાને સંપૂર્ણ બનાવી હજી સુધી એમની તોલે કોઇ આવ્યું એ નથી તેમજ એનાથી ઊંચી કોઇ પહોંચ્યું પણ નથી. આ બન્ને પછી આવનાર કળાકારો સારી રીતે ખેડાયલો પંથ જાણી છોડી દે છે; અને નવિનતાથી લોકોને આશ્ચર્ય પમાડવા અને ખુશ કરવા પ્રયત્ન કરે છે. જો નવિનતાની ઇચ્છા; આળસ અથવા તરંગમાંથી ઉદ્દભવતી હોય તો તેની ટિકા કરવાની જરૂરજ નથી; પરંતુ જો તે ઇચ્છા અમુક વ્યક્તિના

ઉદ્યોગી મનમાંથી ઉદ્ભવતી હોય તો તે ઇચ્છા ઘણી જ અસરકારક અને રસયુક્ત નીવડશે.

**મૂળ શૈલી અથવા નવી શોધક શૈલી.**

આવી મહાન શૈલી હોય કારણકે મનુષ્યના મનમાં એનું સ્થાન ઘણું જ ઊંચું હોય છે; પરંતુ પહેલી શૈલી કરતાં જરા ઉતરતી પણ મોટા ગુણવાળી બીજી પણ શૈલી છે. જેમણે આ શૈલીનું અધ્યયન કર્યું હોય છે તેમની કલ્પના ચેતનવાળી અને જુસ્સાદાર હોય છે. આ શૈલી મૂળ શૈલી અથવા તો નવી શોધક શૈલી કહેવામાં આવે છે કે જેને મૂળ નમુના સાથે ઘણો ઓછો સંબંધ હોય છે. આ શૈલી ચિત્રકારના સિદ્ધાંતમાં અને આખી રૂપરેખાની સામ્યતામાં કોઇ પણ પ્રકારનો વિરોધ ના થાય એ ખાસ જુએ છે.

દરેક શૈલીની શ્રેષ્ઠતાનો આધાર અને ખાસ કરીને નીચી પંક્તિની શૈલીનો આધાર ચિત્રના જુદા જુદા ભાગોને એકત્રિત કરવા ઉપર આધાર અને તેમની અંદરની સામ્યતા દેખાડવા ઉપર છે. આથી જાણે આખું ચિત્ર એકજ મગજમાંથી નીકળી આવ્યું ન હોય એમ આપણને લાગે છે. જેવું મનુષ્યના ગુણદોષમાં બને છે તેવુંજ કળાનાં કાર્યોમાં બને છે. માણસનો દોષ કે ખાડેખાંપણ પણ કુદરતી રીતે ઉદ્ભવતાં હોય તો તે માણસોના લક્ષણોને શોભા આપતાં હોય એમ લાગે છે. અબેહુબ માનસિક ચિત્ર ઉત્કૃષ્ટ પ્રકારનું ન હોય, અનિયમિત જુસ્સાદાર, તોફાની અને ચોકસ રીતે ચિતરાયલું પણ ના હોય તોપણ પ્રતિભાશાળી પુરુષોનાં કાર્યોમાં ચૈતન્ય અને દ્રઢતા હોય છે. તેજ વસ્તુ આબેહુબ માનસિક ચિત્રમાં હોય તો લોકોનું ધ્યાન જરૂર ખેંચાશે. આપણે કહી શકીએ કે આ પ્રકારનું આબેહુબ માનસિક ચિત્ર શ્રેષ્ઠતાના મિશ્રણની અસર કરતાં વધારે સારી

અમર ઉપજાવી શકે છે.

માલ્વેસ્ટર રોઝા આ જાતનાં સજ્જડ લક્ષણો ઉપજાવી શકે છે.

**ચિત્રકાર સાલ્વેસ્ટર રોઝા.**

તે સૌંદર્ય અને માદાઇ વગરનો,[1] ભવ્ય શૈલીને અનુરૂપ, ઉત્કૃષ્ટતા અને ભવ્યતા વગરનો કુદરતનો બ્હારનો દેખાવ આપે છે. આ પ્રકારનો કુદરતનો દેખાવ આપવા છતા પણ તેમાં જંગલી અને વગર કેળવાયલા મનુષ્યની ભવ્યતા હોય છે. પરંતુ એનામા વખાણવા જેવી વાત એ હતી કે જે વિષયોનુ તે અવલોકન કરતો, જે વિષયોને તે પસંદ કરતો અને વિષયોને ખીલવવાની જે એની પદ્ધતિ હતી તે બધામા સામ્યતા અથવા સરખાપણું લાગતુ. તેની આકૃતિની માફક તેના પર્વતોના ઝાડોનાં અને વાદળાંમાં એકજ પ્રકારનુ જંગલીપણું અને તોફાન માલમ પડતુ હતુ.

આપણે સાલ્વેસ્ટર રોઝાની સાથે કાલોમરટીની વિરુદ્ધતા દેખાડી

**સાલ્વેસ્ટર રોઝા અને કાલોમરટી વચ્ચે સરખામણી અને તફાવત.**

મુકાબલો કરીએ તો ઠીક. મ્હારા અભિપ્રાય પ્રમાણે તો કાલોમરટીની પ્રતિભાશાળી પુરુષની મનની પ્રબળતા એ ફળદ્રુપપણું નથી એનામા ઊચી શ્રેષ્ઠતા દેખાડવાની કલ્પનાએ નથી તેમજ આપણા મન હરી લે એવી નવી શોધક વૃત્તિએ નથી. કળાના બધા નિયમો તે જાણતો હતો અને તે પ્રમાણે તે વર્તતો હતો. રેફાયલ, કેરેસી અને ગીડોની આકૃતિ રચનામાથી એણે એક એવી રીતી બનાવી કે જેથી ખોડખાપણ બહાર પડી ન આવે, તેમજ અસરકારક સૌંદર્ય પણ ન નીવડી શકે

હવે હુ બીજા બે ચિત્રકારો વિષે કાંઇક કહીશ આ બન્ને

[1] ડે.

ચિત્રકારો એક બીજાથી જુદા હોવા છતાં પણ દરેકમાં કાંઇ અજબ પ્રકારની શક્તિ હતી. બન્નેમાં વિરોધી ગુણો હોવા છતાં પણ બન્નેને યશ મળ્યો. આ ચિત્રકારો રૂબેન્સ અને પુસીન હતા.

**ચિત્રકાર રૂબેન્સ અને પુસીન.**

કળાના દરેકે દરેક વિભાગમાં મનની વૃત્તિ રાખનાર રૂબેન્સનો સચોટ દાખલો છે. જો એનો એકેક ગુણ વધારે ચોકસ અને સંપૂર્ણ હોત તો એનું કાર્ય અત્યારે જે સંપૂર્ણ દેખાય છે તેવું દેખાત નહિ. એનું આખું ચિત્ર એટલું તો એક જુદા કકડા જેવું લાગે છે કે આ વાત કોઇજ એકદમ ન માને. જો આપણે એને આકૃતિ દોરવાની વધારો પડતી પવિત્રતા અને ચોકસાઇની છૂટ આપીએ તો એની આકૃતિ રચનાની સાદાઇનો અભાવ રંગવાની કળા અને જુગડાંલત્તાંની ગોઠવણી વધારે ખરાબ લાગશે.

આકૃતિ રચનામાં તેની કળા સ્પષ્ટ રીતે નજરે દેખાઇ આવે છે. તેની આકૃતિમાં હાવભાવ હોય છે, સાદાઇ અને ભવ્યતા હોતી નથી પરંતુ ઉત્સાહ અને જુસ્સો હોય છે. રંગવાની કળામાં ઘણોજ કુશળ હોવા છતાં પણ તેનાં ચિત્રો વધારે પડતાં રંગાયલાં હોય છે. એનાં બધાંજ કાર્યોમાં ચિત્રકળાને અનુરૂપ એવી સ્વચ્છતા અને સૌંદર્ય એનામાં નથી. જે ગુણો નીચી પંક્તિની શૈલીને શ્રેષ્ઠ બનાવે છે તે ગુણો એનામાં હોવાથી સ્વચ્છતા કે સુંદરતા એ ચિત્રમાં લાવી શકતો નથી. એની આકૃતિ રચનાના સમૃદ્ધિ, એના રંગની વિપુલ સામ્યતા અને ઉજ્જ્વલતા આંખને તો એવી આંજી નાખે છે કે આપણને તો એમજ લાગે કે એના કાર્યમાં ઉણપ કે દોષ છેજ નહિ.

અલંકારયુક્ત બેપરવાઇ ભરેલી અસંબંદ્ધ, ચોકસાઇ વગરની આ શૈલી પુસીનની સાદી, કાળજીવાળી, પવિત્ર અને ચોકસાઇ ભરેલી શૈલીથી તદ્દન વિરૂદ્ધ છે. આવો વિરોધ હોવા છતાં પણ એકજ

બાબતમાં તેઓનું મળતાપણું આવે છે. આ બન્ને તેમની પદ્ધતિના જુદા વિભાગો વચ્ચે પૂર્ણ સામ્યતા મેળવે.

પુસીન આજુબાજુના લોકો કરતાં પુરાતન સમયના બાવનાને વધારે ઓળખતો હોય તેમ તેની સાથે વાતચીત કરતો અને રહેતો હતો. તે બાવનાને એટલું બધું માન આપતો કે મ્હને ઘણીવાર તેનાં ચિત્રો પુરાતન ચિત્રો હોય એમ લાગતાં. એટલું તો ચોક્કસજ છે કે તે જુની ઢબના ચિત્રોની નકલ કરતો. તેણે ખાસ કરીને રોમના આલ્ડોબ્રાન્ડીની નામના મહેલમાં થતા લગ્નની નકલ કરી હતી કે જે ખરેખર મ્હારા અભિપ્રાય મુજબ તો પ્રાચીન સમયનું સભારાણું છે.

**પુસીનનાં ચિત્રોમાં જુની ઢબના ચિત્રોનું વાતાવરણ.**

જે જુની ઢબના ચિત્રોનું વાતાવરણ પોસીનના ચિત્રોમાં છવાયલું છે તે વાતાવરણ હજુ સુધી કોઇપણ આધુનિક કળાકાર લાવી શક્યો નથી. તેનાં સૌથી શ્રેષ્ઠ કાર્યોમાં પદ્ધતિની શુષ્કતા હોય છે પણ તેનું અનુકરણ કરવું એ યોગ્ય નથી. પરંતુ આ શુષ્કતા પ્રાચીન સમયની સાદાઇને અનુરૂપ છે. પૉલીડોરની માફક તે પુરાતન સમયના લોકોનું એટલું તો અધ્યયન કરતો કે તે તેમનીજ માફક વિચાર કરતો અને અમુક પ્રસંગ અમુકજ જાતનો અભિનય કરશે તે પણ જાણતો હતો.

**એની સમૃદ્ધ અને સુકોમળ પદ્ધતિ.**

એણે એના જીવનના છેલ્લા ભાગમાં શુષ્ક પદ્ધતિને બદલે સમૃદ્ધ અને સુકોમળ પદ્ધતિ દાખલ કરી છે. જે પદ્ધતિમાં ઑર્લીઅન્સના ડયુકના કાર્યોમાં "ધી સેવન સેક્રામેન્ટસ" માં જે આકૃતિ અને ભૂમિકાનું મિશ્રણ હોય છે તેના કરતાં પણ વધારે મિશ્રણ આ પદ્ધતિમાં છે. પરંતુ આ પ્રકારથી

પદ્ધતિનું કાઇપણ ચિત્ર વિલાયતમાં જે શુદ્ધ પદ્ધતિ છે તેની સાથે ન સરખાવી શકાય.

**પ્રાચીન વાર્તા એ એનો માનીતો વિષય.** પ્રાચીન વાર્તા એ પોસીનનો માનીતો વિષય હતો. તેનામાં પ્રાચીન સમયના લોકોની ક્રિયા રીતરિવાજો અને રહેવાનું જ્ઞાન મેળવવાની કુશળતા હતી એટલુંજ નહિ પરંતુ જુદા જુદા પાત્રોથી એનો મહિમા ટેવાઇ ગયો હતો કે તે આકૃતિને દષ્ટાંતરૂપે અથવા અન્યોક્તિરૂપે રજુ કરતો હતો. કોઇપણ ચિતારા આ પ્રકારનું ચિત્ર ચિતરવા સમર્થ ન હતા જો કે એમ વનદેવતાના અને અડધા માણસના અને અડધા બકરાના રૂપના દેવોના ચિત્રામાં કલ્પના દેખાડી છે છતાં પણ પ્રાચીન સમયના લોકોએ અને પોસીને જે તદ્દન જુદી જાતના દેખાડ્યા છે તેના કરતાં આ ચિત્રો ઘણાજ જુદા છે જ્યારે આરા જુની ઢબના ચિત્રો

માણસોનુ આધુનિક વાતાવરણ હોય એ માણસો આપણા શહેરીઓ જેવા હોય, એમના લુગડાં આપણાં જેવા રેશમી વગેરે હોય, એમનો ચિત્રાંતર્ગત દેખાવ આધુનિક ચિત્રાંતર્ગત દેખાવ જેવો હોય તો સૂર્યને બદલે કેવો હાસ્યજનક એપોનો દેખાશે અને નદી કે સરોવરે દેખાડવા માટે ઘરડો માણસ કે અપ્સરા ચિતરી હોય તો કેટલું હાસ્યજનક લાગશે !

અત્યાર સુધી જે કોઇ કહેવામા આવ્યુ છે તેનુ સમર્થન કરવા આબેહુબ દેખાવ ચિતરવાની ચિત્રકળાનો એક પ્રસગ તમારા સમક્ષ રજુ કરવા ઇચ્છુ છુ જ્યારે આબેહુબ દેખાવ ઐતિહાસિક શૈલીમા ચિતરવામા આવે છે અને જ્યારે તે વ્યક્તિનુ કે આદર્શનું બારીક અને યોગ્ય આલેખન નથી હોતુ ત્યારે દરેક સજોગ આ મિશ્રણની સરખામણીમા આવવો જોઇએ જુની ઢબની સાદી અને અભિનયવાળી આકૃતિને આધુનિક કપડા પહેરાવવામા આવે તો તે જરૂર હાસ્યજનક થઇ પડે આ પ્રકારે મિશ્રણ કરવાની શૈલી ધારણ કરવી કે ન કરવી એ ચર્ચામા હાલ ઉતરવાની જરૂર નથી પરંતુ જો તે શૈલી પસદ કરવામાં આવે તો તે સપૂર્ણ હોવી જોઇએ. દાખલા તરીકે જેમ સામાન્ય વિચારથી મગજ જુદુ પડે છે તેમ સરસામાનથી કપડા જુદા પડે છે આ પ્રમાણે મિશ્રણ કરવામા આવે તો કોઇપણ કાર્ય યશસ્વી નીવડયા વગર રહે નહિ અને કદાચ મહાન શૈલીની સ્પર્ધામા પણ ઉતરવા શકિતમાન થાય

**આબેહુબ દેખાવ ચિતરવાની ચિત્રકળાનો એક પ્રસગ.**

રેમેન્સ અને સર વેસ્ટર રોઝાના કાર્યોમા જે મનની સામ્યતા કે ઐકયતા હતી તે વિષે મે એમની રૂપ-રેખા અત્યાર સુધી દોરી પરતુ આપણે કળાકારોનો એક પ્રથમ વર્ગ ઉમેરી

**કળાની પદ્ધતિનું ધ્યેય.**

શકીએ કે જે વર્ગ માઇકલ એન્જેલોથી તે વાટો સુધી જુના કળાકારોનું અનુકરણ કરતો હતો. સમગ્ર રીતે વિચાર કરતાં આપણને માલમ પડે છે કે જો અલંકાર યુક્ત શૈલીને બાજુએ મુકી દઇએ તો બીજી બે પદ્ધતિ છે કે જેમાંની ગમે તે એક પદ્ધતિને ધારણ કરવાથી કળાની ભવ્યતા તો જરૂર લાવી શકાય. પહેલી પદ્ધતિનું ધ્યેય ઊંચી શ્રેષ્ઠતાને ભેગી કરવાનું અને અલંકૃત કરવાનું છે. બીજી પદ્ધતિનું ધ્યેય આ શ્રેષ્ઠતામાંથી એક શ્રેષ્ઠતાને સૌથી ઊંચી કોટિએ લઇ જવાનું છે. પરંતુ જે માણસો પાસે બે પદ્ધતિ-માંથી એકે પદ્ધતિ નથી તે માણસો શેક્સપીઅરના કહેવા મુજબ પ્રતિષ્ઠા વગરના અને દેખાવ વગરના છે.

મહાન્ સિદ્ધાંતો પર અને મહાન પદ્ધતિપર તમારે શો મત બાંધવો એ સંબંધી મ્હે તમને ઘણું કહ્યું છે. બીજી પ્રવૃત્તિ તરફ જવું એ તો સમય બગાડવા જેવું છે. નાની શ્રેષ્ઠતાઓનું તો અવ-લોકનજ કરવું જોઇએ નહિ કે તેનું અધ્યયન થવું જોઇએ. ચિત્ર-કારના અવલોકનની બહાર ન્હાની શ્રેષ્ઠતા ચાલી ન જાય માટે તેનું અવલોકન કરવું એ જરૂરનું છે.

**યશની આશા.**

એક બીજી ચેતવણી આપવા હું ઉચ્છા રાખું છું. જેનું અનુ-કરણ કરવામાં જેટલી તમે પસંદગી રાખો છો તેટલીજ પસંદગી તમે તેને ખુશ કરવા રાખજો. યશની આશા અને પ્રેમ, સિવાય તમે કશુંજ શ્રેષ્ઠ કાર્ય કરી શકશો નહિ; પરંતુ હદપાર સ્પૃહા રાખવાથી તમારા વિચારો નીચી કોટિના થશે. તમારી શૈલી અધોગ-તિને પામશે. એટલું તો ચોક્કસજ છે કે અજ્ઞાન માણસો નીચી કોટિની શૈલીથી વધારે આનન્દ પામે છે. જેને આપણે સંસ્કાર વગરની કુદરતી વસ્તુ કહીએ છીએ તેનાથી અજ્ઞાન માણસો હંમેશાં ખુશ થાય છે.

જો આપણામાં રસિકતા ન હોય તો પુરૂષને છાજે એવું તો અભિમાન હોવુંજ જોઇએ. જ્યારે એ

**પુરૂષને છાજે એવું અભિમાન.**

ગ્રીસના લોકોએ યુરોપીઅનનાં કાર્યોની ટિકા કરી ત્યારે એવું અભિમાન ઉત્તેજીત થયું કે મ્હારાં કાર્યો ત્હમારી પાસે સુધરાવવા માટે નથી, પણ તમને ઉપદેશ આપવા માટે છે. આમ બોલવાનો હક ધરાવવો હોય તો પહેલાં યુરોપીઅન થવાની જરૂર છે; પરંતુ એટલી તો છૂટ આપવી જોઇએ કે જ્યારે કળાકારને ખાત્રી હોય કે તેની ભૂમિકાને મહાન યશસ્વી પૂર્વજોની પદ્ધતિનો-પ્રમાણે ભૂત ટેકો મળ્યો છે ત્યારે તેણે પ્રતિભાશાળી પુરૂષને અનુરૂપ શૌર્ય અને હિંમત દેખાડવી જોઇએ. જનતાને પ્રિય થઇ પડવાની લાલચમાં તેણે કદિ સત્ય માર્ગ છોડવો ન જોઇએ.

**કળા પ્રદર્શન.**

હું આ વાત રજુ કરૂં છું. એનું કારણ એટલુંજ છે કે આપણા કળા પ્રદર્શનો મ્હોટા પ્રતિભાશાળી પુરૂષોને પ્રકાશમા લાવે છે અને સ્પર્ધાની લાગણી ઉત્પન્ન કરે છે. આવા પ્રદર્શનો લોકોના ટોળે ટોળાને રીઝવવાની મહત્વાકાંક્ષામા ચિત્રકારને લલચાવે છે.

---

# પ્રવચન છઠ્ઠું.

## નકલ કરવાની કળા, પદ્ધતિ અને સિદ્ધાંત.

જ્યારથી મ્હેં તમારા અભ્યાસની ચર્ચા કરવી શરૂ કરી ત્યારથી મ્હેં કળાના સવિસ્તર પ્રવચનમાં ઉતરવાનો નિશ્ચય કર્યો. હતો. કળાનું સવિસ્તર પ્રવચન કરવાનું કામ મ્હેં અધ્યાપકોને સોંપી દીધું છે. મ્હારી ખાત્રી છે કે અધ્યાપકોનાં ભાષણથી વિદ્યાર્થીઓને લાભ થશે એટલુંજ નહિ પણ સંસ્થાનો આશય પણ સફળ થશે.

**સંકુચિત અને એક તરફી વિચારો કાઢી દેવાની ભલામણ**

આ બધાજ પ્રવચનોમાં મ્હારો આશય સંપૂર્ણ રસિકતા કેળવવા માટેના સિદ્ધાંતો તમારી આગળ રજુ કરવાનો છે. આ સિદ્ધાંતની જરૂરીઆત વિદ્યાર્થીને ભૂલોમાંથી દૂર કરવામાં અને આશાવાદી બનાવવામાં છે કારણ આવી ભૂલોથી આશાજનક યુવાન વિદ્યાર્થીઓની આશા નિષ્ફળ નીવડી છે. હું તો એમ ઇચ્છું કે સંપૂર્ણ ચિત્રકળાની યાન્ત્રિક રચના સાથે વધતા જતા સંકુચિત અને એક તરફી વિચારોને કાઢી દેવા જોઇએ. જો સંકુચિત અને એક તરફી વિચારો ચારે બાજુ પ્રસરી જાય તો જરૂર કેળવાયેલા અને ઉંચી કોટિના દરેક ધંધા નાશ પામે.

મ્હારા મુખ્ય આશયો આ બે છે. જો હું મ્હારા પોતાનાજ વિચારો આ વિષય પર દર્શાવું તો મ્હને માફ કરશો. કારણ તમે સારી રીતે જાણો છો કે આપણે સંકુચિત અને એક તરફી વિચારો તરફ બેપરવાઇ દેખાડીએ છીએ, ત્યારે આપણી જૂની બુદ્ધિ અને

મત્ય ભાવના પર કેવી ચઢાઇ કરે છે અને મત્યતા અને શુદ્ધિને આઘાત કરી નાખે છે આવા હોવા છતા પણ હુ તમને વિવિધ પ્રકારે કહેવા પ્રયત્ન કરીશ. આ પ્રવચનનો વિષય ચિત્રકારને અનુરૂપ એવી અનુકરણ કરવાની કે નકલ કરવાની કળા છે જ્યારે હુ અનુકરણ કરૂ કે નકલ કરવી એમ કહુ ત્યારે તમારે એનો બરોબર અર્થ ન લેતા એટલોજ અર્થ લેવો કે મોટા ગુરુઓને પગલે જવુ અને એમના કાર્યોથી થતા લાભના રસ્તે જવુ

**પ્રેરણારૂપ કળા.** જે માણસોએ આપણી કળા પર લખવા ધાર્યું છે અને જન્મથીજ મળેલી બક્ષીસ હોય એમ કળાને પ્રેરણારૂપ માની હોય તે માણસો કળા મેળવવાના સાધનોની દ્રષ્ટિથી પરીક્ષા કરનાર કરતા કેવી રીતે મનને વધારે પ્રબળ કરવુ અને કેવી રીતે શ્રેષ્ઠતા મેળવવી એવા વિચારો કરનાર કરતા તે માણસો વધારે લોક પ્રિય થઇ પડશે અને આપણા મન ઉન્નતિ લેવા વધારે સમર્થ થશે

જેને આશ્ચર્યજનક અપૂર્વ વસ્તુની અસરનુ કારણજ ખબર ન હોય તેને માટે આ બહુજ કુદરતી છે કળા મેળવવાના પગથી આની જેને ખબર નથી અને જે લાબા પરિશ્રમનુ અને અનત કાર્યોનુ પરીણામજ જુએ છે તે માણસને તરતજ લાગશે કે કળા મેળવવી અઘરી નથી એટલુજ નહિ પણ મ્હેજ પ્રેરણા હોય તો તેઓ આ કળાને એકદમ પ્રાપ્ત કરવા સમર્થ છે

**અજ્ઞાન માણસોની દૃષ્ટિએ કળાનાં કાર્યો.** જ્યારે એ દેશના અજ્ઞાન માણસોને નાશ પામેલા ભવ્ય મકાનો વિષે પૂછવામા આવે છે અને ભવ્ય અને લાબા વખતથી ગુમ થઇ ગયેલા વિજ્ઞાનના ઉદાસી કીર્તિસ્તભ વિષે પૂછવામા આવે છે ત્યારે પૂર્વના મુસાફરો કહે છે

કે એ તો જાદુગરોએ બાધ્યા હતા. અજ્ઞાન માણસને પોતાની શકિતમા ગુચવાડા ભરેલી કળાના કાર્યમા બહુજ તફાવત લાગે છે અને વળી એમ પણ લાગે છે કે આ કળાની ગુંચવણમા ઊડા ઉતરવુ અને તેને ઉકેલવી એ તો અમાનુષી કે અદ્દભુત માણસનુ કામ છે. કળાકારોને પોતાની શકિતનો ગમે તેટલો ઊચો અભિપ્રાય હોય તો પણ તેમણે આવા પરીક્ષકોને નહિ છેતરવા એ હિતાવહ છે આપણી કળા મુળથીજ અનુકરણ કરવા જેવી અથવા નમ્ન કરવા જેવી હોવાથી પ્રેરણાના વિચારને કળામા અવકાશજ નથી

**કુદરતી શકિત ઉપર અણઘટતો વિશ્વાસ.**

પોતાની કુદરતી શકિતઓથી બધી વસ્તુ ઉત્પન્ન કરવી અને કોઇનુ પણ જરીએ પણ અનુકરણ ન કરવુ એ જાતના વખાણ માણસો વગર સમજે પોતાની જાત ઉપર અને બીજા ઉપર કરે છે નીચી કોટિના અક્કલ વગરના અને ગુલામી વૃત્તિના નકલ કરનારાઓની મગરૂરીભરી નિંદાથી તેમની કલ્પિત ભવ્યતા ઉત્તેજીત થાય છે જો વિદ્યાર્થી બિચારા નકલ કરનારાઓને દીધેલા ભયકર અને શરમ ઉપજાવે એવા વિશેષણો સાભળી ડરી જાય અને નિરાશ થઇ પેન્સીલને ફેકી દે અને મહાન ગુરુઓથી સ્વર્ગીય પ્રેરણા મેળવવી એ એને નકામી લાગે તો આપણને જરાએ નવાઇ ન ઉપજે

**પૂર્વજોના કાર્યોનુ અનુકરણ.**

છટાદાર ભાષણ કરવાની શૈલીમા જે કાઇ કહેવામા આવે તેને માટે થોડી છૂટ આપવી જોઇએ આપણે કદીએ ધારી ન શકીએ કે કોઇપણ માણસ કોઇની નકલજ ન કરે. આવી જગલી પરીસ્થિતિ માટે તો કોઇપણ જાતનો ઉત્તર છેજ નહિ કારણ કે એટલુ તો દેખીતુ છે કે જો

આપણે પૂર્વજોના કાર્યોનો લાભ લેતાં અટકીએ તો આપણી કળા જરાએ પ્રગતિને ન પામે અને બાલ્યાવસ્થામાંજ રહે. આપણે જોતા આવ્યા છીએ કે કોઇપણ કળા એકીવખતે શોધાઇ નથી. તેમજ સંપૂર્ણ થઇ નથી.

**કુદરતનાં કાર્યોની નકલ.**

ગાંભીર્ય અને ડહાપણ મેળવવા માટે એટલું તો નક્કી છે કે ચિત્રકારે પ્રેરણાનો આભાસ દૂર કરવા કુદરતના કાર્યોની નકલ કરવી જોઇએ. એટલુંજ નહિ પણ બીજા ચિત્રકારોની પણ નકલ કરવી જોઇએ આમ કરવામા કદાચ નાનમ લાગે પણ સત્ય વસ્તુની નકલ કરવામા નાનમ ન હોય બીજી કોઇપણ રસ્તે કોઇપણ માણસ કળાકાર ન થઇ શકે.

**નકલ કરવાની ટેવ.**

જે માણસ ડાહ્યા અને બુદ્ધિશાળી છે તે માણસો તો આપણો અભ્યાસ નકલ કરવાની શરૂઆતથીજ કરવાનો કહેશે પરંતુ જ્યારે આપણે આપણી જાતેજ વિચાર કરી શકીએ ત્યારે આપણે પૂર્વજોના વિચારોની નકલ કરવી જોઇએ નહિ, એમ તેઓ ભાર દઇ કહેશે તેઓના અભિપ્રાય મુજબ તો નકલ કરવાની ટેવ કળાનો અભ્યાસ શરૂ કરનારને જેટલી લાભકારક છે તેટલીજ નુકસાનકારક અભ્યાસમા આગળ વધેલા વિદ્યાર્થીઓને છે

હું કબુલ કરૂ છુ કે કળાની પ્રથમ ભૂમિકામા નકલ કરવાની ટેવ ઘણીજ અગત્યની છે પરતુ મ્હારો અભિપ્રાય એવો છે કે જ્યારે તમે મ્હોટા ગુરુઓના કાર્યોની નકલ જીંદગી પર્યંત કરો તો એટલું યાદ રાખજો કે તમે તમારૂં મન નબળુ ન પાડી નાંખો અને નવિનતાનું વાતાવરણ જે મ્હોટા કાર્યોમા છવાઇ રહે છે તે વાતાવરણ ન ગુમાવો

અને એમ કહેવામા આવ્યુ છે કે નકલ કરવાની ટેવથીજ નવા શોધક વિચારો જન્મ પામે છે

**નવા શોધક વિચારોનો જન્મ.**

પરતુ હુ આગળ વધીને કહીશ કે નકલ કરવાની ટેવનુ બાળક પ્રતિભા છે સામાન્ય રીતે આવો અભિપ્રાય વિપરીત લાગે, પરતુ એ વિચાર ચચોટ રીતે રજુ કરતા પહેલા મ્હારે તેને સમજાવવો જોઇએ

**પ્રતિભાનો અર્થ**

કળાના નિયમોની બહાર રહેલી શ્રેષ્ઠતાને ઉત્પન્ન કરવાની શક્તિને પ્રતિભા કહેવામા આવે છે કોઇ ઉપદેશક કે ઉદ્યોગ આ શક્તિ લાવવા અસમર્થ છે

જે સૌંદર્ય પ્રતિભાશાળી પુરુષો ઉપજાવી શકે છે તેવા સૌંદર્ય આપણે ઉપજાવી શકતા નથી, એવા અભિપ્રાયથી આપણે ધારી શકીએ કે એ વસ્તુ નિર્માણ થયેલી છે અને વળી આપણે જાણીએ પણ છીએ કે પ્રતિભા મેળવા માટે એના વિશીષ્ટ લક્ષણો પણ છે પરતુ સત્ય વાત તો એ છે કે જે શ્રેષ્ઠતાની પદ્ધી કે ક્રમને પ્રતિભા કહેવામા આવે છે તે જુદા સમયમા અને જુદી જગ્યાએ જુદી જુદી હોય છે જે માણસો આ પ્રમાણે માને છે તેઓ આ વિષય પર જુદા જુદા મત બાંધે છે

જ્યારે કળા બાલ્યાવસ્થામા હોય છે ત્યારે વિષયની તદ્રુપ આકૃતિ દોરવાની શક્તિને પોતાનો મોટામા મોટો પ્રયત્ન ગણવામા આવે છે કળાના સિદ્ધાંતોથી અજ્ઞાન એવા સાધારણ માણસો આજે પણ એજ ભાષામા વાત કરે છે, પરતુ જ્યારે ખબર પડે છે કે સિદ્ધાંતોનુ અવલોકન કરવાથી આ શીખી શકાય છે ત્યારે જે માણસમા શોધક વૃત્તિ છે, હાવભાવ દેખાડવાની કળા છે, સૌંદર્ય અને ભવ્યતા દેખાડી શકે છે અને નિયમોથી પણ ન શીખી શકાય

એવી શ્રેષ્ટતાની આવી શકિત હોય છે, તેને પ્રતિભાનું નામ આપી શકાય.

આપણી ખાત્રી છે કે આકૃતિનું સૌંદર્ય, મનોવિકારને ઉર્મિના આવેગ દેખાડવાની શક્તિ, આકૃતિ રચવાની કળા અને આખા ચિત્ર પર ભવ્યતાનું સામાન્ય વાતાવરણ લાવવાની શક્તિ નિયમોને આધિન છે. જો પ્રતિભાનો અર્થ ખરેખરી રીતે પ્રેરણા ન લઇએ પણ અવલોકન અને અનુભવની અસરજ છે એમ લઇએ તો આ શ્રેષ્ઠતા કેવળ પ્રતિભાની અસર છે.

**પ્રતિભાની પ્રાપ્તિ.**

જેણે અવલોકનો કર્યાં છે અને હૃદયમાં ઉતારી એક નિશ્ચિત સિદ્ધાન્ત તૈયાર કર્યો છે તેને પ્રતિભા મળી શકી છે. પરંતુ આટલે બધે સુધી જવાનો કોઇએ પ્રયત્ન પણ કર્યો નથી. જે માણસ સુચના કરે છે તેનેજ શ્રવણ કરીને તે પ્રમાણે વર્તવાની પદ્ધતિ અને અભ્યાસની ખબર હોતી નથી. તે પોતાનું કામ કરતો જાય છે અને ભૂલ સુધારતો જાય છે. આ પ્રમાણે કામ કરતાં કરતાં અને ભૂલ સુધારતા સુધારતા એક છુપાયલી વસ્તુ જડી આવે છે. આ મુજબ કેટલાએ સિદ્ધાંતો શોધાય છે અને વિવેચક સાથે રહેવાથી આપણે હિમતથી કહી શકીએ કે જેમ જેમ કળા વધતી જશે તેમ તેમ તેની શકિત કળાના નિયમોથી વધારે નિયમિત અને નિર્ણીત બનશે.

**ટીકાથી ડરો નહિ !**

ટીકા ગમે તેટલા લાંબા પગલા ભરી પોતાના રસ્તા પર પ્રયાણ કરે તો પણ આપણે જરીએ ડરવાની જરૂર નથી કે આપણી નવી શોધ નાશ પામશે કે ડબાઇ જશે, અથવા આપણો બુદ્ધિપૂર્વક યોજાયલો ઉત્સાહ કાયદા તળે કચડાઇ જશે.

પ્રતિભાશાળી પુરુષને તો સવિસ્તર વિચાર કરવાનો ઘણોએ

અવકાશ મળશે અને યાંત્રિક કાર્યોને અને સંકુચિત વિચારોથી પોતાની જાતથી દૂર રાખી શકશે.

**પ્રતિભાને નિયમોનું બંધન.**

પ્રતિભા નિયમોને તોડી નાખ્યા પછી શરૂ થતી નથી પણ જ્યારે નીચી કોટિના અધમ નિયમોને માટે જગા હોતી નથી ત્યારે પ્રતિભા શરૂ થાય છે. જેવી રીતે દરેક કાર્યનું કારણ હોય છે તેવી રીતે પ્રતિભાવાળી પુરુષોના કાર્યોના પણ નિયમો હોવા જોઈએ. અકસ્માત રીતે ઉદ્યોગથી કે યોગ્યતાથી ત્રેઠતા ઉદ્ભવતી નથી પરંતુ જે નિયમો પ અપૂર્વ શક્તિવાળા મનુષ્યો કામ કરે છે તે નિયમો તેઓ અવલોકન શક્તિથી શોધી કહાડે છે અને એ નિયમો એટલા તો સુદૃઢ રીતે એકમેકમાં મળી ગયેલા હોય છે કે તેમને શબ્દો મારફત તો દર્શાવી શકાય નહિ. ખાસ કરી કળાકારને આ રીતે વિચારો દર્શાવવાની કુશળતા પણ હોતી નથી જો કે નિયમોમાં વજૂદ નહિ લાગે અને અર્થસૂચન માટે નખાતા અવગ પણ પડે છતાં કળાકારના મનમાં તો આ નિયમો બહુજ સ્પષ્ટ રીતે આવી જાય છે. કળાકાર આ નિયમો પર

તેવી રીતે બીજાની નવી શોધ પુરેપુરી જાણવાથી આપણે નવી શોધ કરતા શીખીએ છીએ

જેમણે પોતાની રસિકતા મહાન્ ગુરુઓના સૌંદર્યનો આનન્દ મેળવવા કેળવી હશે તેમણે આ અભ્યાસમાં ઠીક પ્રગતિ કરી હશે કારણ આપણે સત્ય વસ્તુનો આનન્દ ભોગવી રહ્યા છીએ એ ભાવમાર્થીજ આપણું મન અંતરના અભિમાનથી એકદમ ઉછળે છે આપણી જાત જેની સાથે સરખાવવા માગતા હોઇએ તેના સંબંધમાં આવવાથી આપણુ હૃદય પ્રવિજત થાય છે, અને તેમની વિચારશ્રેણીને અનુસરવા આપણુ હૃદય એકદમ તત્પર થઇ જાય છે આથી તેમની ઉજ્વલતા અને ચૈતન્યનો થોડો ઘણો પ્રકાશ પણ આપણા હૃદયમાં પ્રસરશે બાળકોનો તો સ્વભાવજ હોય છે કે પોતાના સંબંધમાં આવતા માણસોની પદ્ધતિ અને સામાન્ય દેખાવની નકલ કરવી આવો સ્વભાવ આપણો પણ છે પરંતુ એમાં એકજ તફાવત છે કુમળું મગજ સમજી જાય એવું અને અનુસરણ કરે એવું હોય છે. પરંતુ આગળ જતાં તે સખ્ત થઇ છે આવા મગજપર ઊંડી અસર થવા માટે તેને સુકોમળ અને લાગણીવાળુ બનાવવુ જોઇએ

**નકલ કરવાની ટેવ એ તો મનુષ્ય સ્વભાવ છે.**

આ વિવેચનપરથી સમજાશે કે આપણે મનને શ્રેષ્ઠનાનુ અધ્યયન કરાવવાની ટેવ પાડવી જોઇએ અને જીંદગીની છેલ્લી ક્ષણ સુધી પણ આપણે ભવ્યતાના સંચય દાખનાના સંસર્ગમાં રહેવુ જોઇએ તેમની નવી શોધો આપણી બાલ્યઅવસ્થાનો ખોરાક છે, એટલુ જ નહિ પરંતુ આપણી તાકાત વધારનાર પોષક ખોરાક છે

**મનની કેળવણી.**

મગજ એ તો ઉજ્જડ જમીન છે એના તત્વો સુકાઇ જાય છે અને પાક બીનકુળ થતો નથી પરતુ આ જમીનને અઢારના તત્વોથી સમૃદ્ધ અને ફળદ્રુપ બનાવી હોય તો એકજ વાર પાક થાય છે

મગજને ફળદ્રુપ બનાવવા માટે કળાનાં કાર્યો સતત આપણી આંખ આગળ હોય તો આપણે એ જાતના કાર્યો ઉપજાવી શકીએ. જેમના કાર્યોનુ અધ્યયન કરીએ તેમનુ આપણે બારીક નિરિક્ષણ કરવુ જોઇએ જ્યારે આપણુ મગજ મહાન્ બુદ્ધિશાળી માણસોના ઉજ્વળ અને ઉમદા વિચારો પર વિચાર કરતા ટેવાય છે ત્યારે આપણે મહાન્ અને ઉમદા વસ્તુ શોધી શકીએ છીએ મોગમા મોગી કુદરતી પ્રતિભા પોતાનાજ વિચાર ભંડોળ પર ટકી શકતી નથી. જે માણસ બીજાના મનની પાકી શોધ કરવાને બદને પોતાના મનની પાકી શોધ કરવાનો નિશ્ચય કરે છે તે માણસનુ મગજ ખાલી થઈ જાય છે એટલુજ નહિ પણ બલ્કે નિમાલ્ય નકલ ગમાર નીકળે છે આથી તે પોતાની નકલ કર્યા કરે છે અને વારવાર કહેલી વસ્તુનુ પુનરાવર્તન કરવાની ટેવ પડે છે, આવા માણસોથી કેરાયની વિષયની રૂપરેખા જોઇનેજ કાર્ય કેવા પ્રકારનુ થશે તેની તરતજ આપણને સમજણ પડી જાય છે

પ્રાચીન સમયની કળાના ખજાનામાંથી સમૃધ્ધ થયેલું મગજ ઉત્કૃષ્ટ અને ફળદ્રુપ હોય છે. એટલું તો ચોક્કસ છે કે જેની પાસે ઘણાં સાધનો છે તેને નવી શોધ કરવાની જરાએ હરકત પડતી નથી.

ઘણાનો અભિપ્રાય એવો છે કે બીજા માણસની વિવેકબુદ્ધિ વિકાસ પામ્યા વગરની નિર્માલ્ય અને ઘુંચવણ ભરેલી શ્રેષ્ટતાના વિચારોને મક્કમ અને દૃઢ કરશે પરંતુ પ્રાચીન સમયની પરીક્ષામાંથી પવિત્ર થયેલાં કાર્યો આવા શ્રેષ્ટતાના વિચારોને સંપૂર્ણ અને પ્રમાણભૂત બનાવે છે.

**પ્રતિભા અને જ્ઞાન.**

મગજ કે પ્રતિભાને અગ્નિના તણખા સાથે સરખાવવામાં આવે છે આ તણખો બળતણનાં ઢગલાથી ઓલવાઇ જાય છે અને જ્વલંત અગ્નિની જ્વાળા અટકી જાય છે. યુવાન પ્લીની આ ઉપમાનો ઘણીએવાર ઉપયોગ કરતો. આવી દલીલથી ગેરસમજુતી ઉભી થવાનો સંભવ છે, પરંતુ જ્ઞાનથી ભરેલા પ્રતિભાશાળી પુરુષને કોઇપણ જાતનો ડર હોતો નથી જો આ ઉપમાનો બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો આપણને લાગશે કે જ્ઞાન—અગ્નિના તણખાને સમાવી ન દેતા પ્રજ્વલિત કરશે એટલુંજ નહિ પણ જ્ઞાનરૂપ બળતણ ન હોય તો જરૂર અગ્નિનો તણખો નાશ પામત. સત્ય વાત તો એ છે કે જેને બીજાના વિચારો ભારરૂપ લાગતા હોય એવા નબળા મનના માણસોના મનની દૃઢતા હોતી નથી

**નકલ કરવા માટે યોગ્ય નમુનાની પસંદગી.**

પ્લીની દલીલ તોડી નાખવા—સીસેરોની દલીલ વધારે પ્રમાણભૂત છે. વક્તૃત્વ શક્તિ પર સંવાદ લખતા સીસેરો ક્રેસસ પાસે બોલાવે છે કે નકલ કરવા માટે યોગ્ય નમુનાની પસંદગી થવી જોઇએ

જ્યારે હું મહાન ગુરુઓનાં કાર્યોનું અધ્યયન કરવાનું અને નકલ કરવાનું કહું ત્યારે તમારે એમ સમજવું નહિ કે હું તમને તેમની મુખાકૃતિના રંગની આબાદ નકલ કરવાની શીખામણ આપું છું. આપણે જેને માન આપતા હોઇએ તેની પદ્ધતિ, અભિનય અને સ્વભાવનું અનુકરણ કરીએ અને જે સફળતા મળે તેવી સફળતા આવી નકલથી મળે છે. તેમના નમુના કદાચ શ્રેષ્ટ હોય પણ તેમની આબાદ નકલ તો હાસ્ય-જનક થઇ પડે છે. આ હાસ્ય જનક પરિસ્થિતિ નકલ કરવાથી ઉભી થતી નથી: પરંતુ નકલ કરવાની મત્સ પદ્ધતિની પસંદગી ન કરવાથી ઉભી થાય છે.

ગમે તેવા ઊંચા દરજ્જાના માણસને પણ ગુલામગીરીની વૃત્તિથી જવું એ તો ધિક્કારવા જેવું છે. સત્ય અને ઊંચી નકલ કરવાનો માર્ગ તદ્દન ખુલ્લો છે. આ ખુલ્લા માર્ગમાં તમારા કરતાં જે આગળ હોય છે તેને શરૂઆત કરવાની પહેલી તક મળે છે. તમે એને પકડી શકો છો. તમે એનો માર્ગ લો તો બસ છે; પણ એને પગથીએ પગથીએ તો જશો જ નહિ. આમ કરવાથી જો તમારામાં શકિત હશે તો તમે એને જરૂર પકડી પાડશો: અને વિજય મેળવશો.

**કુદરતનું અધ્યયન.**

જ્યારે હું તમને કળાકારમાંથી કલાનું અધ્યયન કરવાની ભલામણ કરૂં ત્યારે હું કુદરતના અધ્યયનનો સમાવેશ તેની અંદર કરૂં છું. કુદરતનો ઝરો અખુટ છે; અને બધીજ શ્રેષ્ઠતા એમાંથીજ વહે છે.

**પૂર્વજોનાં કાર્યોનું અધ્યયન.**

પૂર્વજોનાં કાર્યોનું અધ્યયન કરવાથી આપણી મહેનત ઓછી થાય છે, અને કુદરતની ભવ્યતાનો અને સૌંદર્યતાનો ખ્યાલ આવે છે. તેનો કિમતી ખજાનો આપણી આંખ સમક્ષ

મોજુદ હોય છે; પરંતુ એ ખજાનામાંથી શું પસંદ કરવું અને પસંદ કરેલો વિષય કેમ મેળવવો એનું જ્ઞાન હોવું એ કાંઇ સહેલી કળા નથી. આકૃતિનું શ્રેષ્ઠ સૌંદર્ય કુદરતમાંથીજ લેવાવું જોઇએ. તે મેળવવાની કળા લાંબા અનુભવ પછી આવે છે. આપણે અમુક કાર્યના સિધ્ધાંતોમાં ઊંડા ઉતરવાની જરૂર છે. આપણે કાર્યનાં વખાણ કરી, સંતોષ માની બેસી તો નજ રહીએ. સૌંદર્યની શ્રેષ્ઠના ઉપર ચોટીયું અવલોકનારની આંખ આગળ તરી આવતી નથી.

**સંપૂર્ણ કળાનો અર્થ.** સંપૂર્ણ કળા ઢોંગી કે ભભકાદાર હોતી નથી. તે જાતે દેખાતી નથી; તે છૂપાયલી રહે છે છતાં પણ તેની અસર માલુમ પડે છે. કળાકારનો યોગ્ય અભ્યાસ અને પરિશ્રમ સ્પષ્ટ રીતે દેખાઇ આવતાં સૌંદર્યનાં છૂપાં કારણો શોધી કહાડવામાં સમાએલો છે. પછી કળાકાર પોતાની પદ્ધતિને માટે સિધ્ધાંતો ઘડે છે. આવી જાતની બારીક તપાસ ખરેખર મનની કસોટી કરે છે.

**કુશળ નકલ કરનાર.** કુશળ નકલ કરનાર કેવળ દરેક ગુરુની પ્રતિભા વચ્ચેનો તફાવત શોધવામાં સંતોષ પામતો નથી પરંતુ તે આકૃતિ રચનાની પધ્ધતિમાં ઊંડો ઉતરે છે અને પ્રકાશમાં સહુથી શી અસર થાય છે તે જુએ છે. કેટલી ખુબીથી કેટલાક ભાગો છૂપાવવામાં આવે છે અને કેટલાક ભાગો સુંદર રીતે બ્હાર પડતા દેખાડવામાં આવે છે, કેટલી બુધ્ધિપૂર્વક અને આકૃતિ રચનાને અનુરૂપ કેટલાક ભાગોને અંદર અંદર અદલબદલ કરવામાં આવે છે. તે એકલો રંગનો એક રાગ ( સામ્યતા ) વખાણતો નથી, પણ એકરંગ બીજા રંગને શી રીતે સરસ દેખાડે છે તેની પરીક્ષા કરે છે. તે રંગની છાંટનું બારીક અવલોકન કરે છે અને તે ક્યા રંગની

બનેલી છે તેની પરીક્ષા કરે છે. ત્યારપછી તે ચોક્કસ અને સ્પષ્ટ વિચાર આ વિષય પર બાંધે છે. અને સારા રંગો અને રંગની સામ્યતા શામાં સમાયલી હોય છે તે શીખી જાય છે. આ પ્રમાણે જે શીખાયલું હોય છે તે હૃદયમાં ઉતરી જાય છે અને ભૂલાતું નથી. કળાના સિધ્ધાંતોમાં અને પધ્ધતિમાં આજ રસ્તેથી આગળને આગળ વધાય છે.

**કાર્યોમાંથી શીખાતી કળા.**

એટલું તો ચોક્કસ છે કે કળા કાર્યોના ઉપદેશોથી શીખી શકાય તેના કરતાં કાર્યોમાંથીજ વધારે સારી રીતે શીખી શકાય છે. નકલ કરવાને યોગ્ય નમુનાની પસંદગી કરવી એ ઘણું અઘરૂં છે, અને કયો નમુનો પસંદ કરવો એમાં ઘણી સાવધાની અને હોંશીઆરીની જરૂર છે.

વિદ્યાર્થીઓ જે ભૂલના ભોગ થઇ પડ્યા છે તે ભૂલ મ્હારે તો દર્શાવેજ છૂટકો. જે વિદ્યાર્થી પોતાની જાતે વિચાર કરતો હોય તેણે વિષયની વિશીષ્ટતા જોતાંની સાથેજ ધ્યાનમાં લેવી જોઇએ.

એટલો બધો હોય છે કે તે સૌ દોષને સૌંદર્યમાં ફેરવી નાખે છે અને નકલ કરવાનો વિષય બનાવે છે.

**નવિનતાની મહત્તા.**

એટલું તો કબુલ કરવું પડે કે શૈલીની વિશિષ્ટતા નવીનતામાંથી ઉત્પન્ન થઇ હોય કે ખાસ મનના વલણમાંથી ઉપજી હોય તો પણ તે ઘણીવાર દોષમાંથી છટકી જાય છે. કેટલીકવાર તો આવી શૈલી મનરંજક નિવડે છે. નવીનતા અને વિશિષ્ટતા એના ખાસ ગુણો હોવાથી એની નકલ કરવી એ વ્યર્થ છે. કારણ કે નવીનતા નાશ પામે રમણીયતા રહેતી નથી.

**દોષ અને સૌંદર્યનું અધ્યયન.**

પદ્ધતિમાં ભૂલતો હોય છે; માટે ગમે તેવા ચિત્રકારને પદ્ધતિ હોવાથી એણે મહાન્ ગુરુઓની આંખ તળે રહીને અને તેમના પ્રમાણભૂત સિદ્ધાંતોને આધારે જુદી જુદી જાતના દોષ અને સૌંદર્યનું અધ્યયન કરવું જોઇએ. માઇકલ એન્જેલો જેવો મહાન્ કળાકાર પણ દોષ વગરનો ન હતો. તે કળાને જરાએ અલંકૃત ન કરતો અને રંગો તરફ બે પરવાઈ દેખાડતો. પોસીનના ચિત્રો શુષ્ક અને નિરસ લાગતાં. એના ચિત્રોની ખામી વેનીસની શાળાને લીધે હતી. એનામાં વિષયની પસંદગી ન હોય તો તે રેમ્બ્રાન્ટને લીધે હતી. જો તેનામાં આકૃતિને પ્રમાણસર દોરવાની ચોકસાઇ ન હોય તો કોરેજીઓમાં પણ આ પ્રમાણે ચોકસાઇ ન હતી. જો એનાં રંગો એકમેકમાં મળી જતા ન હોય તો રૂબેન્સના રંગોમાં પણ આજ સ્થિતિ હતી. ટુંકમાં એવો એક દોષ નથી કે જે માફ ન થઇ શકે; પરંતુ એટલું તો યાદ રાખવું જોઇએ કે આ દોષોને લીધે તેમને યશ મળ્યો નથી, આપણી પાસેથી પ્રશંસાની આશા તેઓ ન રાખે; પરંતુ માફીની તો આશા રાખી શકે.

**એકજ માનીતા કળાકારની નકલ ન કરો.**

એકજ માનીતા ગુરુની નકલ કરવાથી માણસ વિશીષ્ટતાની નકલ કરે છે અથવા સૌંદર્યને દોષ તરીકે રજુ કરતા શીખે છે. પ્રતિભા અથવા કળાની કુશળતા સૌથી શ્રેષ્ઠ નમૂના પસંદ કરવાથી કે તેમની શ્રેષ્ઠતાનો તફાવત શોધવાથી મળતી નથી એકજ કળાકારનું અધ્યયન કરવાથી કળાનો સત્ય સંપૂર્ણ વિચાર આવતો નથી. જેવી રીતે ચિત્રકાર વિવિધ પ્રકારની વ્યકિતમા રહેલું છુટું છવાયુ સૌંદર્ય એકજ આકૃતિમા આલેખીને એક સુંદર આકૃતિ ચિતરે છે તેવી રીતે કળાકારે જુદા જુદા ચિત્રકારોથી શ્રેષ્ઠતા ભેગી કરી એક સંપૂર્ણ કાર્ય તૈયાર કરવુ જોઇએ જે એકજ વ્યકિતની નકલ કરે છે તે તેનાથી વધારે સારૂં કામ કરી શકતો નથી, એટલુંજ નહિ પણ એની તોલે પણ આવી શકતો નથી, તે કેવળ જાણનારનોજ દાવો રાખે છે અને એની અંધ નકલ કરવાથી તે હમેશા પાછો પડે છે આપણે હમેશા કળાકારોના સંપૂર્ણ કાર્યોની અને પદ્ધતિની નકલ કરવી જોઇએ.

જો તમારી મહત્વાકાંક્ષા રેફાયલના જેવા થવાની હોય તો તમે રેફાયલ જેવું કામ કરો. એની માફક ઘણા નમુનાની નકલ કરો પરંતુ એટલું યાદ રાખજો કે તમે એની એકલાની જ નકલ કરો તેની સાથે બીજા મહાન્ કળાકારોની પણ નકલ કરજો જે કળાકારોએ બીજા કાર્યોને નહિ જોતાં પોતાના ગુરુનાજ કાર્યોને જોયા છે અને જેમની પહેલી અને છેલ્લી ઇચ્છા પદ્ધતિ મેળવવા તરફ છે તે કળાકારને પણ અનન્ત નમુના નકલ કરવાને માટે મળે છે

**અનન્ત નમુનાની નકલ કરો.**

સંકુચિત નીચી કોટિના, વિજ્ઞાની દૃષ્ટિ વગરના અને હલકી નકલ કરનારાઓના થોડા નામ આપીશ એલીઝ, બેદ્દા, રીશના અને સીમોન કન્ટારીનીએ ગીડોની બહુજ હલકી રીતે નકલ કરી વર્ડીઅર અને ચેરોનેપ્રોસીનની અને જેઓનીમો માઝોલીએ પરમીગીએની આજ પ્રમાણે નકલ કરી. પાઓલો વેરોનીસ અને ઇઆકોમો બસનની નકલ કરનાર તેમના ભાઇઓ અને પુત્રો હતા પાએટ્રો કોર્ટોના પછી સીગેફેરી અને ગમાનેલી આવ્યા. રૂબેન્સ પછી જેકબ્ જોર્ડાન્મ અને ડાએપેનનબીક આવ્યા કાર્લોમરટીની નકલ ગીમેપ્પીચી આરીએ અને યાએટ્રોડી પીએટ્રોએ કરી. રેમ્બ્રાન્ટની નકલ બ્રામર, ઇકોટ અને ફ્લીન્કે કરી. નકલ કરવામા આ બધા માણસોની ગુલામ વૃત્તિ હતી અને તેથી નકલ નિષ્ફળ નીવડી.

**નીચી કોટીના નકલ કરનારાઓ.**

કેટલાકની નકલ કરવાની રીતી ઉપર જણાવેલી નામાવળી કરતા વધારે ઊંચા પ્રકારની હતી. પેલેગ્રીનો ટીબાલ્ડી, રોઝો અને પ્રીમાટીસીઓએ માઇકલ એન્જેલોના કાર્યોનુ ટુકડથી નકલ

**કેટલાક ચિત્રકારોની નકલ કરવાની શૈલી.**

ન કરતા તેમા રહેલા જ્વલંત અગ્નિની નકલ કરતા હતા. કેરાગ્ગીએ પોતાની શૈલી પેનેગ્રીનો ગીમાન્ડી, ડોમેનીશીનો, ગીડો, વેરાનો, આલ્બની, ગરશીનો, કેવડન, લીડય અને ટીઓરીનીમાથી લીધી. આ બધા માણસોએ પોતાની શાળાના સિધ્ધાંતો પર સંપૂર્ણ સ્વામિત્વ મેળવ્યા પછી તેઓ પોતાની જાતે વિચાર કરે છે, અભિપ્રાય દર્શાવે છે અને પોતાની આંખ આગળના નમુના કરતા કાઇક વધારે સારૂં કામ કરવા તૈયાર છે

લીનુ ઓરમની પહેલી પધ્ધતિ તેના ગુરુ વારૂટની પધ્ધતિના જેવીજ છે પરંતુ જેવી તેની કળા એના કરતા વધારે ઉત્કૃષ્ટ બની કે તરતજ બીજા કળાના ભાગોમા પણ ઘણો તફાવત પડવા માડયો. કાર્નોમરટીના વિચાર વધારે વિશાળ હોવાથી એને આ બધા કરતા વધારે સફળતા મળી તે એના ગુરુ એન્ડીઆ સકચી ઉપરાંત રેફાયલ, ગીડો અને કેરેસીમની નકલ કરતો હતો. એટલું તો સત્ય છે કે કાર્નોમરટીની કળામા આપણું મન હરી લે એવું કશુજ નથી એનું કારણ એટલુજ કે એની કળામા જોઇએ એટલું બળ નથી. માણસ પોતાની પાસે પૈસો હોય તે પ્રમાણે બજારમાથી વસ્તુ ખરીદે છે... કાર્નોએ પોતાના પરિશ્રમથી અને ઉદ્યોગથી પોતાનામા જે કાઇ શક્તિ હતી તેનો સદુપયોગ કર્યો, પરંતુ તેની રચના ગોઠવમા, આકૃતિના હાવભાવમા, રંગમા અને ચિત્રની સામાન્ય અસરમા કાઇ દુઃખદ ભારે લાગણી પ્રસરી રહેલી હતી. મુખ્ય વાત તો એ છે કે એના એકે નમુના સરખા આવેલા ન હતા અને પોતે કશુંજ નવું ઉમેરતો ન હતો

**કળાકારોનું કર્તવ્ય.**

આધુનિક કળાકારના અભ્યાસથી આપણે સંતોષ માનવો જોઇએ નહિ. આપણે આપણી દૃષ્ટિ કળાના સગ જગ તરફ ફેરવી જોઇએ કે જે જગમાથી જૂની ઢબના પવિત્ર સિધ્ધાંતોનો ગમ ણુ

સ્થંભ નિરંતર વહ્યા કરે છે. પ્રાચીન સમયના લોકોની નવી શોધ અથવા વિચારો ગમે તો બાવલામાં હોય કે થોડાક ઉપસી આવેલા કોતરકામમાં હોય, પથ્થરપર કાઢેલાં ચિત્રમાં હોય કે સિક્કામાં હોય પણ તેમનું સચોટ અધ્યયન કરવું એજ કળાકારનું તો કર્તવ્ય કહેવાય. જે પ્રતિભાશાળી પુરુષનું મન માનનીય સ્મારકપર ભમે છે અને તેજ ખરેખર આધુનિક કળાનો પિતા કહેવાય છે.

**પ્રાચીન સમયના કાર્યોનું અધ્યયન**

પ્રાચીન સમયના કાર્યો બાકી રહેલા અંશમાથીજ આપણી કળા નવજીવનને પામી છે. એમને આપણા ગુરુ બનાવવા એમાં આપણુ અભિમાન કદાચ ઘવાય પરંતુ આપણે એટલું તો કહેવાની હિંમત ધરીએ કે જ્યારે આપણે પ્રાચીન સમયના કાર્યોનુ અધ્યયન કરવાનું બંધ કરીશુ ત્યારે આપણી કળા આબાદ અને સમૃદ્ધ થશે નહિ એટલુંજ નહિ પણ આપણે જરૂર જંગલી દેશોમા આવી પડીશુ.

કળાકારની પ્રતિભાનો અગ્નિ પરિશ્રમથી ભેગા કરેલા સાધનો પર ફેલાય છે અને તેથી કળાકાર કળાના વિભાગમા કદી નહિ થયેલા એવા નવાં મિશ્રણો તૈયાર કરવા સમર્થ થાય છે. કોરીન્થ નામની ધાતુના બળવાથી વિવિધ પ્રકારની ધાતુનું મિશ્રણ ઓગળી જઇ એક નવી ધાતુ ઉત્પન્ન થાય છે. ધાતુને ચોકખી કરનાર માણસ એના જુદા ભાગોનું પૃથક્કરણ કરે તો પણ કોરીન્થ નામની ધાતુ બધી ધાતુમા શ્રેષ્ઠ ગણાશે અને ઉચ્ચ પદ ધારણ કરશે.

**નકલ કરવાનો લાભ**

આપણે અત્યાર સુધી નકલ કરવાના લાભ જોયા કે જે લાભ આપણી રામકતા કેળવે છે. નકલ કરવાની પદ્ધતિને અનુસરવાથી એક પ્રતિભાનો તણખો ઉત્પન્ન થાય છે, અને આપણા ઉમદા કાર્યોને ઉત્તેજે છે.

**નકલ કરવાની બીજી પદ્ધતિ.**

નકલ કરવાની બીજી પદ્ધતિ પર હવે હું થોડું વિવેચન કરીશ. આપણે બીજા માણસનો અમુક અમુક વિચાર, કાર્ય, અભિનય કે મનોવિકાર અથવા આકૃતિ લેવી અને તેને આપણા પોતાના કાર્યોમાં આલેખવી જોઇએ. આ પદ્ધતિને કેટલાક તફડંચી કહેશે અને કેટલાક એની સુંદર ખીલવણીને લીધે વખાણ પણ કરશે. એટલું તો સામાન્ય રીતે ધારવામાં આવે છે કે પ્રાચીન સમયના લોકોની નકલ કરવામાં કોઇએ કદીએ શરમાવું જોઇએ નહિ. તેમના કાર્યોને સામાન્ય મિલકતની તીજોરી ગણવામાં આવે છે. આ તીજોરી દરેક માટે ખુલ્લી છે અને દરેક વ્યક્તિ એમાંના ગમે તે સાધનનો ઉપયોગ નિરાંતે કરી શકે છે. આ બધું સાબીત કરવા રેફાયલનો દાખલો આપણી આંખ આગળ છે. આવા સાધનો એકઠાં કરવાનો સૌથી સરળ રસ્તો મેતરમસ છે.

**તફડંચી કળાનું નિરાકરણ.**

હાલના કળાકારોના કાર્યો ઘણું ખરૂં તફડંચી હોય છે. પરંતુ જે કળાકાર પ્રાચીન સમયના કે આધુનિક સમયના કળાકારનો એક વિચાર લઇ પોતાના કાર્યોમાં રજુ કરી તેને એકમેક કરી નાખે છે તેને આખા કાર્ય સાથે તન્મય બનાવી દે છે તે કળાકારને તફડંચી તો ન જ કહી શકાય. કવિઓ નિરંકુશપણે આજ પદ્ધતિને પોષે છે. પરંતુ કળાકારે આટલેથી સંતોષ પામવો ન જોઇએ. તેણે મૂળ કાર્ય સાથે સ્પર્ધામાં ઉતરવું જોઇએ, અને પોતાના કાર્યની યોગ્યતા પ્રમાણે તે મૂળ વસ્તુને સુધારવી જોઇએ. આ પ્રકારની કળાની તફડંચી કે ચોરીનો દયાભાવ લેસેડીમોનીઅનના જેવો હોય છે. તે ચોરી કરનારને શિક્ષા કરતો નહિ પરંતુ ચોરી કર્યા પછી તેને છુપાવતા ન આવડનારને સજા કરતો.

નકલ કરવાની કળાને ઉત્તેજન મળે માટે મ્હને કહેવા દો કે કળાની નીચી શાખાના સૌથી શ્રેષ્ટ અને સપૂર્ણ કળાકારોમાથી કુશળ ચિત્રકારને સુચનો મળશે. એટલુ જ નહિ પણ તેમના અપૂર્ણ અને ખરાબ નમુનામાથી કાંઇ શિખવાનુ મળશે. તે રસાયણશાસ્ત્રથી ઉકરડામાથી ચોકખું સોનુ ઉત્પન્ન કરવા સમર્થ થશે, તે નિરસ અને જંગલી પ્રયત્નોમાથી નવિન અને ભવ્ય શોધ કરી શકશે.

**નકલ કરવાની કળાને ઉત્તેજન**

આલ્બર્ટ ટયુરર, લુકાસવાન લીડન, કોબીઅસ સ્ટીમર અને જોરટ આમનની અસંખ્ય નવી શોધમાથી સમૃધ્ધ સાધનો મળી આવે છે, કે જે સાધનોનો ઉપયોગ કરવાથી શ્રેષ્ઠતા, સૌંદર્ય અને વિપુલતા કાર્યમા ઉપજે છે.

પૉલ વેરોની વિપુલ શૈલીમા અને ટીન્ટોરેટની તરંગી આકૃતિ રચનામા એવુ કાઇક હોય છે કે જે કળાકારને પોતાની નવી શોધમા મદદરૂપ થઇ પડે છે, એટલુ જ નહિ પણ કલ્પનાને ઉત્તેજિત કરી ઉચ્ચગામી બનાવે છે

કળાકારને નકલ કરવા લાયક સુદર આકૃતિ રચના, અપૂર્વ અમર ઉપજાવે એવા નમુના, હાવભાવ અને યાંત્રિક શ્રેષ્ઠતા વેનિસ, ફ્રાન્સ અને ડચની શાળામાથી મળી આવે છે. નીચા વર્ગના ફ્રાન્મના ચિત્રકારો મહાન્ સૌન્દર્યને શોભે સાથે જોડે છે. કોયપેલને સાદાઇનો શોખ હતો, અને ભવ્યતા અને ગૌરવને દમામ અને દબ માનવાની ભૂલ કરતો હતો, છતાં પણ તેનામા વાતો કહેવાની ખૂબી હતી, તેની રચનામા કુશળતા જણાઇ આવતી, અને મનોવિકાર દેખાડવાની બે હદ શક્તિ હતી. કૉરેજીઓ અને પરમીગીએનોનુ સાદુ અને પવિત્ર સૌંદર્ય

**નકલ કરવા લાયક નમુનાની શાળાઓ.**

અને ક્રોમવેલ અને વાનોના ડોળી સૌંદર્યની વચ્ચે પાતળી પડે છે અને તેથી બન્ને જુદા પડે છે

**ડચ ચિત્રકારોની શૈલી.** ડચ ચિત્રકારોમા મેમ્બોસીઓ અને જેન મીએલ જેવા ચિત્રકારો જે ચોક્કાઇથી હલકા વિષયો ચિતરે છે તેજ ચોકસાઇથી ઊંચી કોટિના વિષયો ચિતરી શકે પોસીનની શૈલીને મોટામા મોટી શૈલી કહેવામા આવે તો એ શૈલીથી ચિતરેલના ચિત્રોમા વધારે ચોકસાઇ અને સૌંદર્ય દેખાઇ આવે છે ફ્રેન્ક હૉલના કાર્યોમાં આબેહુબ વર્ણન કરનાર ચિત્રકાર મુખાકૃતિની રચના અને તેના હાવભાવનુ અવલોકન કરી શકે છે કે જે અવલોકનથી વ્યક્તિનો સ્વભાવ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે આ પ્રકારની ચિત્રકળાની મુશ્કેલીમા જો એને સપૂર્ણ ચિત્ર દોરવાની ધીરજ હોત તો પ્રથમ પંક્તિના અને આબેહુબ વર્ણન કરનાર ચિત્રકાર વાન ડાઇકની તોલે આવી શકત

આજ શાળાના કેટલાક ચિત્રકાર નીચી કોટિના અને હલકા લોકોનો મનો વિકાર દર્શાવવામા ઘણા કુશળ હતા આ ચિત્રકારોમા જેન સ્ટીન નામનો ઘણોજ ઉદ્યોગી અને બારિક અવલોકન કરનાર ચિત્રકાર ઘણાએ દેખાવોનુ આલેખન કરતો પરતુ હુ ઘણી જ મહેનાઇથી કપી શકુ છુ કે આ અપૂર્વ માણસ હોલેડમા જન્મ વાને બદલે ઇટલીમા જન્મ્યો હોત લીડનમા રહેવાને બદલે રોમમા ગયો હોત બ્રાવર અને વાનગોપનને બદલે માઇકલ એન્જેલો અને રેફાયલને પોતાના ગુરુ માન્યા હોત તો હલકી અને નીચી કોટિની આકૃતિમા તેના હાવભાવ અને લક્ષણોને ડહાપણથી કુશળતાથી અને બારિક અવલોકનથી સુધારી શક્યો હોત. આથી બીજા કળાકારોની સાથે એ પણ કળાનો મહાન્ સ્તભ અને આશ્રય આપનાર તરીકે ગણાયો હોત

જીતી ન શકાય એવી ટેવોથી બંધાઇ ગયેલા માણસો પોતાના સંકુચિત ક્ષેત્રમાં પણ અપૂર્વ શકિત દેખાડે છે અને કુદરતી મનોબળથી પોતાનાં કાર્યોમાં મહાન્ જુસ્સો, ઉત્સાહ અને સંપૂર્ણ રસવાળા મનોભાવ અર્પે છે. તેમની નકલ કરવાની ભલામણ તો નજ થઇ શકે પણ કળાકારો એમની શ્રેષ્ઠતાનુ વિનોદને અર્થે હાસ્યજનક અનુકરણ કરે તો હરકત નહિ. જે કળાકાર ફ્લેમીસ, વેનિસ અને ફ્રાન્સની શાળાઓનો ઉપયોગ કરવા કરવા શકિતમાન થાય છે તે ખરેખર મહાન્ પ્રતિભાશાળી કળાકાર નીવડે છે. ચિત્રકળાના યુગમા જે કળાકારોને જ્ઞાન નથી મળ્યુ તે જ્ઞાન આ શાળાઓમાથી મળે છે.

**નકલ કરવા લાયક શાળાઓ.**

જે માણસનું મન કળાના વિચારોથી ઉત્તેજીત થાય છે, જેણે બધા યુગમા અને બધી શાળામા પોતાના વિચારો ફેલાવ્યા છે, અને જેણે ચારે તરફથી જ્ઞાન મેળવી કળાની સંપૂર્ણ વિચાર સંકલ્પના હૃદયમા ઉતારી છે તેજ માણસ વેરાયેલી શ્રેષ્ટતાને શોધી શકે છે, અને અસખ્ય દોષોથી ઢંકાયલા સૌંદર્યને શોધી કહાડે છે. ન્યાયાધીશની માફક અને કળાનો કજીઆ પતાવવા નીમેલા પંચ કે લવાદની માફક તેની પાસે એક એવી અપૂર્વ શકિત હોય છે કે જે દરેક શાળામાથી દરેક શ્રેષ્ટતા જુદી પાડે છે, અને આકર્ષે છે, મહાન્ વસ્તુમાથી અને નાની વસ્તુમાથી પસંદગી કરે છે, પૂર્વ અને પશ્ચિમમાથી જ્ઞાન મેળવે છે, સમગ્ર જગતમાથી જ્ઞાન લઇ પોતાનુ મનોબળ વધારે છે અને નવિન વિચાર કલ્પનાથી અને વિવિધ પ્રકારની શોધથી પોતાના કાર્યોને સમૃદ્ધ કરે છે.

**કળાની સંપૂર્ણ વિચાર કલ્પના**

કળાનો મહાન ગુરુ કહેવડાવવાની મહત્વાકાંક્ષા હોય તેને માટે

આ એકનીજ અને સાચી પદ્ધતિ છે નકલ કરવામાં આ પદ્ધતિ છે નકલ કરવામાં આ પદ્ધતિ કદાપિ પણ ન છોડવી એવો મ્હારો અભિપ્રાય છે

કોઇ પણ રોકાણને લીધે કે ધંધાની ધમાલને લીધે, આળસને લીધે કે ડોળ અને દભને લીધે જે માણસો પોતાની દૃષ્ટિ બાહ્ય જગતમા કેળવતા નથી તે માણસો એમના કાર્યોમા આગળ વધતા નથી તેમજ સુધારો કરતા નથી એટલુજ નહિ પણ એમના કાર્ય ક્ષેત્રમા પાછા પડે છે આવા માણસો ભિખારી થઇ જતા સુધી પણ પોતાના સિદ્ધાંતોને વળગી રહે છે

બીજાના કાર્યોનુ અધ્યયન કરી શિખેલુ કાર્ય તમે તમારા મર્યોમા રેડોએથી વધારે હુ કશુજ કહી શકુ એમ નથી. આવી ભલામણ કરવી એ નકામી લાગે એ સ્વાભાવિક છે, પરંતુ મ્હને ખબર છે કે કેટલાક કળા કારોને સારા ચિત્રો જોવાનો ઘણોજ શોખ હોવા છતા અને કયુ ચિત્ર ઉત્તમ અને કયુ ચિત્ર દોષ યુક્ત છે તે પારખવાની કુશળતા હોવા છતા પણ તેઓ પોતાનીજ પદ્ધતિને અનુસર્યા છે એટલુજ નહિ પણ બીજા મર્યોનુ આદર્શ જાણવા છતા પણ તેમણે તેમના કાર્યમા તે લાવવા પ્રયત્ન કર્યો નથી. કળાના ભંડારમા રહેલા ઇટલીના ચિત્ર મરોને પોતાની રીતીથી કેમ મંતોષ થતો હશે એ ધારવુ મુશ્કેલ છે તેઓ સાધારણ નવી શોધો ક્યો કરે છે, પણ બીજા કળાગરોના કાર્યોનો વિચાર સુદ્ધાં તેઓ કરતા નથી.

**બીજાના કાર્યોનુ અધ્યયન પોતાના કાર્યમાં રેડવાની ભલામણ.**

મ્હને યાદ છે કે ઘણા વર્ષો ઉપર રોમમા એક મહાન યશસ્વી કળાગર સાથે મ્હે વાતચીત કરી હતી. એનામા અજબ શક્તિ હતી પરંતુ એના અભિપ્રાય મુજબ શક્તિઓ નજ

**એક યશસ્વી કળાકાર સાથે વાતચિત**

આવી શકે એને જે યશ મળ્યો તેના પરથી તેણે ધારી લીધુ કે એની પદ્ધિ પૂર્વજોની પદ્ધિ સાથે સરખાવી શકાય રેફાયલના ચિત્રો સબધે વાતચીત કરતા મ્હને લાગ્યુ કે તેને ચિત્રોની કાઇ ખબર ન હતી તેણે મ્હને કહ્યુ કે પદર વર્ષ થયા તેણે વેનીકનમા પગ મુખ્યાત મૂક્યો નથી તેણે જણાવ્યુ કે તેણે એક વખત રેફાયલના શ્રેષ્ટ ચિત્રની નકલ કરવાનુ ઠરાવનામુ કર્યુ હતુ પણ તે નિષ્ફળ ગયુ તેણે જણાવ્યુ કે જો તે ઠરાવનામુ સફળ થયુ હોત તો રેફાયલના ચિત્ર કરતા પણ વધારે સુદર ચિત્ર તે ચિતરી શક્યો હોત. જો એણે એક વાર વેનીકનની મુલાકાત લીધી હોત તો આપણે ધારીએ છીએ તેના કરતા પણ વધારે કુશળ અને શક્તિમાન કળાકાર એ નીવડ્યો હોત અને એનો ફળ પણ નરમ પડ્યો હોત

**કળાના ક્ષેત્રમાં પ્રગતિ.** મહાશયો ! તમે કળાના ક્ષેત્રમા ઠીક પ્રગતિ કરી છે, અને હુ આશા રાખુ છુ કે ભવિષ્યમા તમે તમારી વિવેક બુધ્ધિથી અને ડહાપણથી આગળ વધશો તમે એટલે હદે પહોચ્યા છો કે તમે તમારી જાતે વિચાર કરી શકો અને ભાર પૂર્વક કહી શકો કે માણસ માત્ર નવને પાત્ર છે મહાન્ પુરુષો પણ ભૂલને પાત્ર છે એ સિધ્ધાત પર તમે મહાન પુરુષોના કાર્યોનુ અધ્યયન કરી શકો છો એમના કાર્યોનો જે વિચાર તમે મનમા રાખ્યો હોય તે વિચારની ટીકા અને સરખામણી કરી શકો છો. તેઓ આગળ વધે છે કે પાછળ પડે છે તે સબધે પણ તમે અભિપ્રાય દર્શાવી શકો છો પરતુ એટલુ તો યાદ રાખજો કે જ્યારથી તમે તમારુ માનસ તૈયાર કરનાર ગુરુઓનુ અધ્યયન કરતા બધ થશો ત્યારથી તમારી પ્રગતિ પણ બધ થશે એમની પ્રેરણા તમને એમના દોષ શોધતા શિખવે છે એ નિર્વિવાદ છે

**મહાન ગુરૂઓના મહાન કાર્યોની પધ્ધતિ અને સિધ્ધાંતની નકલ કરવાની ભલામણ.**

તમારો દરજ્જો કેટલો છે તે પણ ભૂલી જાઓ. તમને કોણ સંબોધી રહ્યું છે તે પણ ભૂલી જાઓ. હું તો તમને વધારે સારા નમુના તરફ અને વધારે સારી શિખામણ આપી શકે એવા માણસો તરફ દોરવા ઇચ્છુ છું. અમે તમને ઘણું જ થોડું શીખવી શકીએ એમ છીએ. તમે તમારી જાતનાજ શિક્ષક છો. આજ ન્યાય આપણી તાલીમદીગમાં આપો. તમે આ જગાએ સંકુચિત ટેવો, ખોટા વિચારો અને આજકાલના ફાંકડા થઇ ફરનાર માણસની નકલ કરવા તરફ ન પ્રેરાઓ એ ખૂબ ધ્યાનમાં રાખશો. તમને કદી ખુશામત કરતાં શિખવ્યું નથી તો તમે તમારી જાતની ખુશામત કદી ન કરશો. અમારો સતત પ્રયત્ન તમને સાચી વસ્તુની સાચી પ્રશંસા કરતાં શિખવવાનો છે. તમે નીચી કોટિના નમુના પસંદ કરો અથવા જો તમે તમારા પહેલાના કાર્યોને નમુના માની લો તો તેમાં તમારો પોતાનોજ વાંક છે.

આ પ્રવચનનો તેમજ બીજા ઘણા પ્રવચનનો સાર મહાન કાર્યોમાં રહેલી પ્રતિભાની કલ્પનામય શક્તિ અને તેની સંપૂર્ણતાનો ખોટો ખ્યાલ દૂર કરવાનો છે. આ ખોટા ખ્યાલથીઓએ બહુજ ચેતવાની જરૂર છે. આ ખોટો ખ્યાલ કે અભિપ્રાય અશ્રદ્ધા અને નિમાલ્ય નિરાશા ઉત્પન્ન કરે છે અને આપણે કુશળ અને સંપૂર્ણ થતા અટકીએ છીએ.

મહાન ગુરૂઓના મહાન કાર્યોનું તેઓનાજ માટે અધ્યયન કરો. એમની પદ્ધતિ અને સિદ્ધાંતો પર તમારા અભ્યાસનો આધાર રાખો. આજ મહાન ગુરૂઓની સાથમાં રહી કુદરતનું બહુજ ધ્યાનપૂર્વક અધ્યયન કરો. એમને નકલ કરવાના નમુના તરીકે માનો અને એમની સ્પર્ધા કરવા તૈયાર થાઓ.

---

# પ્રવચન સાતમું.

## રસિકતાનું સત્ય ધોરણ.

**માનસિક ઉદ્યોગની ભલામણ.**

હુ તમારા મનમા એકજ વિચાર ઠસાવવા માગુ છું તે એ છે કે જો કળાના ક્ષેત્રમા યશ મેળવવો હોય તો ઉદ્યમ કરો હું જે ઉદ્યોગની ભલામણ કરી ન્હી ધુ તે હાથનો ઉદ્યોગ નહિ પરંતુ મનનો ઉદ્યોગ છે

**કળાનો પાયો.**

આપણી કળા ઇશ્વરી બક્ષીસ નથી તેમજ યાંત્રિક વ્યાપાર પણ નથી તેનો પાયો સગીન વિજ્ઞાનમા છે પદ્ધતિ જો કે સપૂર્ણતાને માટે બહુજ જરૂરની છે છતા પણ તે સિદ્ધિતો તરફ અપૂર્ણ લક્ષ્ય આપ્યા સિવાય મળતી નથી

**પ્રબળ જ્ઞાનની આવશ્યકતા.**

કેટલાક કળાના વિવેચકો આ મુદ્દા પર વધારો પડતો ભાર મુકે છે અને ધારે છે કે આવી વિશ્વ વિખ્યાત અને પ્રબળ જ્ઞાનવાળી સભા લોકોની મંડળીની જરૂર છે વીટ્રીવીયસે કુદરતનુ જ્ઞાન મેળવ્યા પછી અને ઘર બાંધવા વિષે કેટલીક પ્રવિણતા અને જ્ઞાન મેળવ્યા પછી તેણે બહુજ ભારપૂર્વક અને ગંભીરતાથી જણાવ્યું હતુ કે પોતે ઘર બાંધવાની જમીનના હકમાં છેતરાય નહિ માટે એને દિવાની કાયદો જાણવોજ પડશે પરંતુ આવી અતિશયોક્તિ વગર આપણે ભારપૂર્વક કહી

શકીએ કે ચિતારાને છુદનીમા કે ચિત્રમા રંગ મેળવવાના પારીખ કરતાં અને નમુના જોયા કરવા કરતાં વધારે જ્ઞાનની જરૂર છે

**કવિ અને જ્ઞાનીનો સંસર્ગ.**

વર્ણન કરનાર દરેક માણસને કવિનો સંસર્ગ તો હોવોજ જોઇએ કે જેથી એનામાં કવિત્વ શક્તિ આવે અને વિચારો વધારે વિપુલ બને તેણે પોતાના મનના વિચારોને સરખા કરવાની અને હૃદયમા ઉતારવાની ટેવ પાડવી જોઇએ તે તત્વજ્ઞાનથી અજ્ઞાત ન હોવો જોઇએ કે જે તત્વજ્ઞાન મનુષ્ય સ્વભાવની ઓળખાણ આપે છે અને જે રીતભાત, પાત્રો, મનોવિકાર અને સ્નેહની લાગણી પ્રદર્શીત કરે છે તેણે મગજને અનુરૂપ કાંઇક જાણવાની જરૂર છે, અને મનુષ્યના શરીર સબંધે તો ઘણુજ જાણવાની જરૂર છે આ આશય પરિપૂર્ણ કરવા માટે તેણે પોતાનો ધંધો રોજગાર છોડી વાંચ્યાજ કરવાની જરૂર નથી નવરાશના વખતમા અને આનન્દને માટે વંચાયલુ વાચન આપણા ઉદ્યોગને ખલેલ પહોંચાડયા વગર મનને સુધારશે અને વિપુલ કરશે. જેમને ઉંડો અભ્યાસ કરવાના સાધનો ન હોય અથવા તો તક મળી ન હોય તેમને માટે સૌથી સરસ રસ્તો ઉપરચોટીયુ વાંચવા કરતા જ્ઞાની અને પ્રતિભાશાળી પુરુષો સાથે વાતચીત કરવાનો છે આપણા યુગમાં આવા ઘણા માણસો છે જ્યારે તેઓ ચાતુર દેખાય અને જો તેમને માન આપવામા આવે તો તેમના વિચાર કળાકારોને પ્રદર્શીત કરવાથી તેઓ રાજી થાય છે જો યુવાન કળાકારોને મહત્વાકાંક્ષા હોય તો જરૂર તેમને આવી સભાજમાં દાખલ કરવામા આવે. આ સમાજમા કાંઇ પણ શિક્ષણ વગર તેમના સાથીઓના સંસર્ગથી તેઓ બુદ્ધિપૂર્વક વિચાર કરતાં શિખશે અને હૃદયમાં એ વિચારો ઉતારશે તેઓ સામાન્ય સત્યો પોતાના આશ

ચોને કેટલા મળતા છે તેનો મનમા વિચાર કરી એક પ્રમાણની નિયમિત અને બુદ્ધિશાળી રસિકતા કેળવશે

આ પ્રકારના અભ્યાસથી અને વાતાલાપથી ખરૂ અને ખોટ પારખવાની શક્તિનુ ફળરૂ ફુટે છે

**રસિકતાનો અર્થ.**

કે જેને આસ્વાદ કે રસિકતા કહેવામાં આવે છે પુરતી મભાગ લેવા છતા પણ રસિકતા મળી શકે કે નહિ અથવા તો રસિકતા એટલી બધી અધમ અને તરગી છે કે તેની મભાગ લેવી કે નહિ ! આ બન્ને પ્રશ્નની પરીક્ષામા હુ વધારા પડતી પ્રસ્તાવના કર્યા વગર ઉતરવા માગુ છું

પ્રતિભા અને રસિકતાને બુદ્ધિ સાથે કેટલો સબધ છે તેની ચર્ચા કરવી એ ઉત્સાહ અને જોસદાર ભાષા વગરનો માણસ આરસ પ્હાણના પથ્થરને રૈખાયિતને સજીવન કરતો પ્રોમેથીઅન અગ્નિથી પણ કદિ દવિભૂત થતો નથી તેના સંબધમા વાતચિત કરવા જેવુ આ છે

જો કળાને બરાબર સમજવી હોય તો એને આકાશની કલ્પિત દશામાથી ઉતારી પૃથ્વિ પર

**કળામાં વાસ્તવિકતાની જરૂર.**

મગીન મહેલ રચવાની જરૂર છે કેટલીવાર જેવી વસ્તુ હો। તેવી જ તેને જેવાની જરૂર હોય છે, અને વાદળારૂપી ખોટો અંધકાર સત્ય વસ્તુ પર છવાયેલો હોય તેને દૂર-કરવાની પણ જરૂર છે

કવિ પોતે શું કહેવા માગે છે તે ન સમજી શકવાથી તે પોતાના અર્થ ગૌરવને ન સમજી શકાય એવી રીતે દર્શાવે છે, પરતુ સાદા ગદ્યમા આપણે સુદર ઉદ્યાનમા કલાદેવીના પ્રેમમા પડવાની ગભીરતાથી વાત કરીએ છીએ, પ્રતિભાની પ્રેરણાની ાદ જોઇએ છીએ, કળા દેવી વસે છે અને તેને સફલતાથી શી રીતે

ઓશવરની યુક્તિ શોધી કહાડીએ છીએ કર્ક-સંક્રાન્તિ સમયે કે મેષ વિષુવ સમયે કલ્પના જ્યારે ઉત્તેજીત થાય છે ત્યારે આપણે ઋતુઓ તરફ ધ્યાન રાખીએ છીએ આપણે બરાબર સમજી શકીએ છીએ કે આપણી કલ્પનાની સ્વતંત્રતા પ્રતિપાદિત નિયમોને લીધે કેટલી બધી દબાઇ જાય છે આપણે જાણીએ પણ છીએ કે આજ કલ્પના જેમ સમય વધતો જાય છે તેમ કેટલી બધી ઝાંખી પડી જાય છે અને અતિશય વિવેક બુદ્ધિથી નરમ પડી મરી જાય છે. જ્યારે આપણે આવી ભાષામા વાતચીત કરીએ છીએ અને લાગણી દર્શાવીએ છીએ ત્યારે આપણને ફક્ત શબ્દોનોજ સંતોષ થાય છે, અને આપણા વિચારો પાયા વગરના નીવડી નુકશાન કરે છે

જો આ બધાનો અર્થ એમ થતો હોય કે કળા મેળવવા માટે માણસ જગતના સમ ધંધાથી નિરાળો પડી જાય છે. અમુક ઋતુઓમાં બીજા દેશોમા ચાલ્યો જાય છે, અથવા વર્ષના અમુક સમયમાં એનું શરીર સારૂં રહે છે અને વર્ષના બીજા સમયમા તે ઘણો સારો વિચાર કરી શકે છે, અથવા તેનું મન અતિ પરિશ્રમથી થાકી જાય છે તો આ બધી વાત હું સમજી શકું છું. હું માનું છું કે માણસ જુવાનીમા જે કલ્પનામા જ કવિત્વ શક્તિ દેખાડે છે તે શક્તિ ઘડપણમા દેખાડી શકતી નથી મ્હારા ધારવા પ્રમાણે હોમરથી તે ડાઇડન સુધી એક કવિ એવો નથી કે જેનું સુખાકારી શરીરમા પણ મનોબળ સાચવી રહ્યો હોય. જો કલ્પનાનો જ્વલંત અગ્નિ તેમના

**જુવાનીમાં કલ્પનાનો જ્વલંત અગ્નિ.**

ભરેલું છે. ચિત્રકાર ઘણીવાર કવિને એક પાંખવાળો ઇશ્વર દૂત કાનમાં કાંઇ લખવા કહેતો હોય એવું આલેખન કરે છે. આપણે માનીએ છીએ પણ ખરા કે ખરેખર કવિ આજ પ્રમાણે લખવા શક્તિ માન થતો હશે; કારણ એ તો મંત્રવત છે અને પ્રેરણાથી લખી જાય છે. આ વાત પણ એટલી જ કુબાઇ ભરેલી છે.

**લોકપ્રિય અભિપ્રાય.**

પ્રચલિત અભિપ્રાયો પછી ભલે ખરા હોય કે ખોટા હોય પણ તેમને આપણે આપણા અભિપ્રાય કુદરતી બનાવીએ છીએ. આવા અભિપ્રાયનો આપણને વારસો મળે છે અને આપણે ભવિષ્યની પ્રજાને પણ આનો આજ વારસો બીલકુલ નુકસાન વગર મૂકી જઇએ છીએ. આમાંના ઘણા ખરા અભિપ્રાયો ચાલુ સિક્કાની માફક તપાસ્યા કે વર્જન કર્યા વગર જો વાપરીએ છીએ. આવા દુર્લક્ષથી ઘણાએ ભેગવાળા નિક્કા આંપણે લઇએ છીએ પણ જ્યારે આપણે આપણી મિલ્કત ગંભીરતાથી તપાસીએ તો આવા સિક્કાને ફેંકી દેવા જોઇએ. આજ પ્રમાણે લોકપ્રિય અભિપ્રાય ધારણ કરનારે ધ્યાન રાખવું જોઇએ કે જ્યારે તેણે એક પ્રકારની પદ્ધતિથી ચાલવું હોય તો સત્ય અને શક્ય અભિપ્રાય વચ્ચેનો તફાવત જોવો જોઇએ; પરંતુ કળાના અધ્યાપકની તો ખાગ ફરજ એ છે કે કળાની બરાબર પરીક્ષા કર્યા વગર કોઇ પણ અભિપ્રાય પ્રચારમાં ન મૂકવો જોઇએ. આ પરીક્ષામાં થીંટ ચેતવણી રાખવી એ વિષે થોડું વિવેચન કરીશ.

**પ્રતિભા અને રસિકતા વચ્ચે ગાઢ સંબંધ અને તફાવત.**

પ્રતિભા અને રસિકતાને ઘણો ગાઢો સંબંધ છે; પરંતુ તેમની વચ્ચે એક તફાવત છે. પ્રતિભા રસિકતામાં કાર્યસાધનની શક્તિ મેળવે છે; અથવા આપણે કહી શકીએ કે રસિકતામાં કાર્ય સાધનની શક્તિ ઉમેરવામાં આવે છે;

ત્યારે અને પ્રતિભાના નામથી આપણે ઓળખીએ છીએ. ઘોકોના અભિપ્રાય મુજબ તો પ્રતિભા અને રસિકતાને નિયમોના બંધન હોતાંજ નથી એમ પણ ધારવામા આવે છે કે આ શક્તિ જ્ઞાન પ્રાપ્ત કર્યાં વગર આવે છે. વળી એમ પણ ધારવામાં આવે છે કે કાંઇ પણ કારણ જાણ્યા સિવાય અને આપણી બુદ્ધિ અને અનુભવને કસોટીમા મુકયા સિવાય પ્રતિભાને નામે મહાન્ કાર્યો ઉત્પન્ન થાય છે અને રસિકતાને નામે ચોક્કસ વિવેક બુદ્ધિથી નિર્ણય અપાય છે.

**વિચારકોના અભિપ્રાય.**

પોતાની મૂર્ખાઇ દેખાડયા સિવાય આવા અભિપ્રાયો આપી શકાયજ નહિ. તે છતા પણ માણસને મ્હોયે ખાસ કરીને કળાકારોને મ્હોયે આપણે આવા અભિપ્રાયો સાંભળીએ છીએ જેમણે આ વિષય પર ગંભીરતાથી વિચાર કર્યો છે તેઓ આ વિષયની બહુ ચાવા ચીંથી કરતા નથી. કેટલાક વિચારકોનો પણ અભિપ્રાય એવો છે કે કળાના નિયમોને પ્રમાણભૂત માનનારા એવા રસિકતાના સિદ્ધાંતો પરીક્ષા કરી નક્કી કરેલા સિદ્ધાંતો કરતા વધારે અસ્થિર અને મજબુત પાયા વગરના છે.

રસિકતા એ વિચારનો વિષય હોયજ નહિ, એ સાધારણ સુત્ર થઇ પડયુ છે, કારણ આ શક્તિ પૃથ્વીથી અતીત છે એમ માનવામા આવે છે બધી લોકોને ભ્રમમા નાખે એવો કલ્પનાનો આભાસ છે.

**અભિપ્રાયની સંતોષકારક સમજ.**

શબ્દોની ચોકસાઇના અભાવે આપણે ઘણીવાર લાગણી પ્રદર્શિત કરવામા જુદા પડીએ છીએ આજ પ્રમાણે અમુક ભાષાના શબ્દોના અભાવે આપણે ઘણાજ બારીક તફાવતો દર્શાવી શકતા નથી. જો અભિપ્રાય

સંતોષકારક રીતે સમજાવવામાં આવે અને શબ્દોની ચોકસાઇ હોય તો ઘણાખરા તફાવતો દૂર થઇ શકે છે.

આપણને અમુક વસ્તુ ગમતી હોય કે ન ગમતી હોય તો આપણે રસિકતા શબ્દ વાપરીએ છીએ.

**રસિકતા કેમ ઉપજાવવી.**

મનુષ્ય સ્વભાવના સામાન્ય અને પ્રચલીત સિદ્ધાંતો અને સત્યોની વિવેક બુદ્ધિથી પરીક્ષા કરવી એ પાયા વગરની તરંગી કલ્પનાં પર અને હવામાં દેખાતા કલ્પિત આભાસ પર વિવેકબુદ્ધિથી પરીક્ષા કરવા જેવું છે. આથી સારામાં સારો રસ્તો એ છે કે જે વસ્તુને માટે શબ્દો વાપરવામાં આવ્યાં હોય તેજ વસ્તુનો તફાવત શોધવો એ હિતાવહ છે.

જે વિષયોમાં રસિકતા અને અર્થ બન્ને હોય તે વિષયોને એકવાર બાજુપર મુકી દઇએ તો વિવાદનો સંભવ નહિ રહે. આપણા મનની કુદરતી રસિકતા સત્યને માટે પ્રેરાય છે, કે જે સત્ય મુળ વિચારોમાંથી અને સત્ય સામ્યતામાંથી ઉદ્દભવે છે. સત્ય વસ્તુના નિરૂપણની સામ્યતાથી અથવા દરેક ભાગની બીજા ઘણા ભાગોની સરખામણીમાંથી ઉદ્દભવે છે. ભૂમિતિના સિધ્ધાંતોનાં આનન્દથી, મૂળ ચિત્રની અને ચિતરાયલા ચિત્રની મનોરંજક સામ્યતામાંથી અને સંગીતના સુરોની એકતાનામાંથી, ઉપજતા હૃદયના ઝણઝણાટમાંથી આજ રસિકતા ઉપજે છે.

વધારે ઓછી ચોકસાઇથી, બુદ્ધિથી અને અધ્યયનથી કુદરતના પ્રતિપાદીત અને પ્રચલિત સિધ્ધાન્ત તપાસ કરવામાં આવે છે. સામ્યતા વગરનું ચિત્ર ખોટુંજ કહેવાય. ચિત્રકારને

**ચિત્રની સત્ય અસર.**

લીધે, કોમળતાને લીધે અને સામ્યતાને લીધે રંગો આંખને રૂચીકર થઇ પડવાથી તેઓ સત્ય લાગે છે; કારણ રંગનો ચળકાટ કોમળતા.

વગેરે કુદરતને મળતા આવે છે ગણીતના સિધ્ધાંતો જેટલી સત્યતા લાગવાનું કારણ કેવળ અધ્યયનજ છે

**એકતરફી અને સંકુચિત વિચારની અસર.** આ ખરા સત્ય ઉપરાંત દેખીતુ સત્ય અભિપ્રાય કે એકતરફી વિચાર હોય છે આ બીજા પ્રકારનું સત્ય દુખ પર રચાયનુ અને વિવેક ખાતર કહેવાયનુ સત્ય છે આ સત્ય શાશ્વત નથી પરંતુ ચલિત છે જ્યાં સુધી સંકુચિત વિચારો અને અભિપ્રાયો પ્રચલિત હોય છે ત્યાં સુધી આવા સત્યો સ્થિર રહે છે કળાનો આશય મનને આનન્દ પમાડવાનો અને ઉપદેશ કરવાનો હોવાથી આવા અભિપ્રાયોને સાચે માર્ગે દોરવા એ કળાની ફરજ છે

સંકુચિત અને એકતરફી વિચારો ચાર બાજુએ ફેલાઇ જવાથી આપણી રસિકતા પણ વિજ્ઞાનની માફક ચોકસ અને નિર્ણીત થઇ જાય છે આવા વિચારો બહુ લાંબા વખત સુધી સત્ય રહેવાથી તેને સત્ય વિચારો ગણવામાં આવે છે અને ચિરસ્થાયી બને છે

આવા એકતરફી વિચારો વધારે સંકુચિત, વ્યવહારિક અને ક્ષણિક બને છે અને આ બીજા પ્રકારની રસિકતા વધારે અને વધારે તરંગી બની સત્ય વિજ્ઞાનમાંથી દૂર રહે છે તેનો મેળ બુધ્ધિથી વિચાર કરતુ નથી અને વર્તનમાં પણ મુકતુ નથી પણ માનવ-જાતમાં માન પામેલા અભિપ્રાયોનુ કદી ઉલ્લંઘન કરવું જોઇએ નહિ. બધી વસ્તુઓમાં બુદ્ધિ એ નિત્ય વસ્તુ છે અને કદી બદલાતી નથી, એટલું તો આપણે માની લેવું જોઇએ રસિકતાને નામે પમાર થતી વસ્તુઓને બુદ્ધિના ક્ષેત્રમાં આપણે લાવી શકીએ પરીક્ષા કરતા આપણને ખબર પડે કે કળાકારો માટેના નિયમો બદલી શકાય એવા નથી તો આપણે કુદરતી રીતે ધારી શકીએ કે કળા વિવેચકોના કે રસિકતાના નિયમો પણ બદલી શકાય એવા નથી.

કળાનાં કાર્યોને વિવેકબુદ્ધિથી તપાસવાનું અને એક કળાના વર્ગને બદલે બીજા વર્ગની પસંદગી કરવાનું કારણ પૂછવામાં આવે તો તેનો જવાબ ઉડાડી દેવાય એવો છે. હું તો મ્હારી રસિકતા પ્રમાણે નિર્ણય કરું છું. આથી એમ ન ધારવું કે વધારે સારો જવાબ આપી શકાય નહિ. પોતાને શું ગમે છે અને શું ગમતું નથી તેની પરીક્ષામાં દરેક માણસ ઉતરતો નથી.

**તરંગી અને સ્વચ્છંદી કળા.**

જો કળાની એ રીતનો નિર્ણય સિદ્ધાંતો વગર થાય અને કળાનાં કાર્યોનો ગુણદોષ લગામ વગરની તરંગી કલ્પનાથી નક્કી થાય તો બધીજ કળા તરંગી અને સ્વચ્છંદી બને એમાં નવાઇ નહિ. જે જ્ઞાનની કળાકારને જરૂર હોય છે તેજ જ્ઞાન વિવેચક કે ટીકાકારને અવસ્ય હોવું જોઇએ.

**કુદરતના સત્ય સ્વભાવની સમજ.**

કળામાં કે રસિકતામાં કઇ વસ્તુ ચોકસ રીતે હોવી જોઇએ તેનો વિચાર જો કરીએ તો કુદરતની સામાન્ય વિચારકલ્પનાનો મહાન્ સિદ્ધાંત આપણી નજરે આવે છે. રસિકતાનું પહેલેથી તે છેલ્લે સુધીના જ્ઞાનનો સમાવેશ સંપૂર્ણ કુદરતના જ્ઞાનમાં થઇ જાય છે. કુદરતનો સત્ય સ્વભાવ સમજવો એ આવશ્યક છે; કારણ જે વિચારો કુદરતને મળતા ન આવે અથવા કુદરતને માન્ય ન હોય અને વિશ્વસત્યથી વિરૂદ્ધ હોય તે વિચારોને તરંગી માનવામાં આવે છે.

મ્હારી કુદરતની સમજ કે માન્યતા કુદરત ઉત્પન્ન કરે એવા નમુના નથી પરંતુ મનુષ્યના મનની અને કલ્પનાની અંતર્ગતરચના છે. સૌંદર્ય અથવા કુદરત જેવા શબ્દો એકજ વસ્તુના જુદા જુદા વિચારદર્શક નામો છે. પછી ભલે આ શબ્દો આપણે બાવલાં કોતરી કાઢવામાં વાપરીએ કે કવિતા કે ચિત્રોમાં વાપરીએ. વિકૃતિ એ

કુદરત નથી પરંતુ નિયમિત પદ્ધતિમાથી જુદે માર્ગે ચાલ્યા જવામાં વિકૃતિ સમાયલી છે. આવા સામાન્ય વિચારને કુદરત કહેવી જોઇએ. જ્યારે આપણે રેમ્બ્રાન્ટ અને બીજા ચિત્રકારોની ટીકા કરીએ છીએ કે ચિત્રકારોએ ઐતિહાસિક ચિત્રોમા વ્યક્તિગત નમુનાનુ તદ્દરૂપ આલેખન કર્યું છે, ત્યારે આપણે કહીએ છીએ કે જો કે તે ચિત્રોમા રસિકતા નથી છતા પણ કુદરતનુ આલેખન તે છે જ.

આવી રીતે શબ્દોનો ખોટો ઉપયોગ કરવાથી યુવાન વિદ્યાર્થીઓ

**યુવાન વિદ્યાર્થીઓની ગુંચવણ.**

બહુજ ગુચવામ છે. તે કહે છે કે શુ કળા એ કુદરતની નકલ નથી? જે કોઇ કુદરતની આબાદ અને તદ્દરૂપ નકલ કરે તો શુ તે શ્રેષ્ઠ કળાકાર ન થાય? આ પ્રકારની દલીલ પ્રમાણે રમ્બ્રાન્ટને રફાયલ કરતા વધારે ઉચ્ચ પદ્વિ મળે છે જરાક વિચાર કરવાથી આપણને ખબર પડશે કે આવી વિશિષ્ટતાને કુદરત કહી શકાય નહિ. જ્યારે બન્ને માણસો એક સરખા નથી હોતા તો તેમના સ્વભાવ એક સરખા શી રીતે હોઇ શકે!

એટલુ તો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે સામાન્ય વિચારની અસરથી આખુ કાર્ય પરીણામે છે તેથીજ એટલુ તો ખાસ જોવુ જોઇએ કે સારી અને ખોટી રસિકતાની શી ખબર હોય છે!

જેવી રીતે સૌદર્ય આખ આગળની વસ્તુઓમા સમાયતુ નથી

**રસિકતાનો સમાવેશ.**

તેવીજ રીતે મન અને કલ્પનાને કુદરતી લાગતા શ્રેષ્ઠ પસદગી વાળા અભિપ્રાયોમા રસિકતા સમાયલી નથી. જ્ઞાનની બાલ્યાવસ્થામા આપણને સારીજ વસ્તુ ગ્રહણ કરવાનો લોભ લાગે છે પરતુ સપૂર્ણ વિચાર કર્યા પછી આપણે આગળ ઘણીએ સારી વસ્તુ ગ્રહણ કરવાની છે એ વિચારથી હાથમા આવેલી સારી વસ્તુને છોડી દઇએ છીએ સદ્‌ગુણની શ્રેષ્ઠતાની બધીજ કલાની ઉદારતા

અને ઉત્કૃષ્ટતા આવા વિપુલ અને બહોળા વિચારમા જ સમાયલી છે જેને આપણે કુદરતી છે એમ કહીએ છીએ તેને ખરેખરી રીતે તો ખોટી ટીકાને બદલે અલ્પજ્ઞ અથવા તો ઉપર ઉપરની ટીકા કહેવામા આવે છે.એનો ખરો દોષ તો એ છે કે સત્ય જોઇએ તેટલું વિપુલ નથી

**કળાકારોની ભૂલ.**

મહાન્ કળાકારો આવી જાતની દલીલ કરવાથી ઘણીએ વાર ભૂલમા પડી છે પોસીન કુદરતના સામાન્ય અને વિપુલ વિચારો પર બહુ ધ્યાન આપતો પરતુ તેણે પણ એક વખત પોતાના સકુચિત અને એક તરફી વિચારને લીધે સત્યને બાજુ પર મુકી દીધુ હતુ પ્રકાશ અને અધકારના સમુહનુ ધ્યાન ન રાખવા માટે અને " ધી બેટલ ઑફ કોન્સ્ટેટાઇન ' ના ચિત્રમાની આકૃતિને ભેગી કરવા માટે તેણે તેની પદ્ધતિનુ વેર લીધુ હોય એમ કહેવામા આવે છે પોસીનના ઘણા ચિત્રોમાથી આવી પદ્ધતિને એ અનુસરતો, તેની આપણને ખાત્રી થાય છે ધી મેફી ફાઇસ ટુ માઇલેનમ અને ધી ટ્રાયમ્ફ ઑફ બેકકસ એન્ડ એરી એડનેના દાખલા આ પદ્ધતિ માટે મોજુદ છે પરસીઅસ એન્ડ મેડુસાસ્ હેડના ચિત્રપરથી તો આ સિદ્ધાત સ્પષ્ટ રીતે જણાઇ આવે છે અને આ સિદ્ધાતનુ આલેખન આ ચિત્રમા બહુજ ભભકાથી કરેલુ છે

**પ્રકાશ અને આકૃતિ રચનાની ખીલવટ અને ગુંચવણ.**

આ વિષય વાદાવાદ અને ધમાલનો છે એ વાત નિશક છે જો ચિત્રની પહેલી અસર વિષયને મળતી આવે તો આકૃતિ રચનાનો સિદ્ધાત ભગ થાય. ચિત્રમા કોઇ મુખ્ય આકૃતિ હોતી નથી તેમજ પ્રકાશની ખુબી પણ લાવવામા આવતી નથી. બધીજ વસ્તુ છૂટી

છવાઇ હોય છે પુષ્કળ ગુચવણ અને ગોટાળો થઇ જવાથી આપણી આખ ચિત્રપર જરાએ ઠરતી નથી. મ્હને તો એમ લાગે છે કે આપણે પોસીનના કાર્યોમા ચોક્કસ આકૃતિની, સચોટ મનોવિચાર દર્શાવવાની અને તદ્રુપ પાત્રો લેખનની આશા હમેશા રાખી શકીએ.

પોસીનની ચિત્રાલેખનની પદ્ધતિ નકલ કરવા જેવી તો નજ કહેવાય. એકજ દૃષ્ટિ નિક્ષેપથી ચિત્ર મનોરજક બનતુ જોઇએ ચિત્રની સામાન્ય અસર આખને આનદ આપતી ન હોય તો બીજા ગમે તેટલા સુદર દેખાવોનુ આલેખન કરવુ તે નકામુ છે

મનને આનન્દ ઉપજાવે એવો ઇદ્રિયોની ભૂલની ભારી માગ વાની જરૂર નથી, જેટલી આપણે બેસુર અને કઠોર અવાજથી મનને ન આપવાની કાળજી લઇએ તેટલીજ કાળજી પ્રકાશના ગોટાળાથી કે રગના વિચિત્ર અને સામ્યતા વગરના મિશ્રણથી આપણે આખને ગુચવી નાખી ખેચાઇ જાય એટલો ત્રાસ આપવો ન જોઇએ

શકે છે, અને પોતાનો આશય પુરો પાડી શકે છે આથી અજ્ઞાન માણસો એમ સમજે છે કે આ સફળતા નિયમોના બધનો તોડી નાખવાથી અને વિવેકબુધ્ધિને બાજુએ મૂકી દેવાથી મળી છે, પરતુ ખરૂ જોતા તો નિયમોનુ સત્ય પાલન કરવાથીજ આ સફળતા મળે છે

**મનરંજક વસ્તુ એજ કુદરતી વસ્તુ.**

જે માણસ કુદરતનો સકુચિત વિચાર કરે છે તે ભાગ્યેજ કલ્પનાને ઉત્તેજન કરવાના આનન્દી સાધનો ઉત્પન્ન કરી શકશે ગમે તે સાધનોથી મનને ખુશ રાખવુ જોઇએ. પછી ભલે તે સાધનો સાદાઇમાથી, કે વિવિધતામાથી, સામ્યતામાથી કે અનિયમિતતામાથી ઉત્પન્ન થતા હોય. મનરજક કરવા માટે ભલે કુદરતી દેખાવો પામેના હોય કે તોફાની હોય, દૂરના હોય, શુષ્ક હોય કે તોફાની હોય, સમૃદ્ધ હોય કે ગરકારી હોય કારણ આ બધી વસ્તુથી ખુશ થવુ એ તો મનનો કુદરતી સ્વભાવ ટૂકમા મનરજક વસ્તુને અને મનને ઘણોજ ગાઢો સબંધ છે માટેજ અમુક વસ્તુ કુદરતી છે એનો શ્રેષ્ઠ અને ઉત્કૃષ્ટ અર્થ જે જે વસ્તુ મનરજક હોય તે તે વસ્તુ કુદરતી છે એમ કહીએ તો વાધો નહિ.

**તરંગી કલ્પનાનો અસ્વિકાર.**

કળાના અધ્યાપકો એ કુદરતનો અર્થ બરાબર સમજવો જોઇએ ડાહ્યા અને જ્ઞાની માણસો તરગી કલ્પનામય કળાને સ્વીકારતા નથી દરેક પ્રસગે વિષયની પસદગી બુદ્ધિથીજ થવી જોઇએ પરતુ રસિકતાના સિદ્ધાંતો બુદ્ધિને લગાડીએ તો કાર્ય અસરકારક નિવડતુ નથી દાખલા તરીકે ભવિષ્યની પ્રજાને માટે તૈયાર કરેલા બાવલામાં આધુનિક પોષાક પહેરાવવામા આવે તો તેમા કોઇએ વાંધો ન લે એ સ્વાભાવિક છે,

પરંતુ થોડો સમય વીત્યા પછી જુની ઢબના માણસોને અથવા પુરાતન સમયના લોકોને આ પોષાક એક આનન્દની વસ્તુ છે એમ લાગે છે; પરંતુ આ પદ્ધતિ આપણી આકૃતિ રચનાની આવની હોય તો કળાકારે તે દૂર કરવી જોઇએ. સામાન્ય સમજ શક્તિએ મહાન્ બુદ્ધિને નમતું આપવું જોઇએ. નગ્ન આકૃતિ અને લુગડાં–લત્તાં પહેરાવેલી આકૃતિમાં એક કળાકાર અને બીજા કળાકાર વચ્ચેનો તફાવત માલમ પડી આવે છે; પરંતુ કળાકારને આધુનિક પોષાકનું આલેખન કરવાની ફરજ પાડવામાં આવે તો નગ્ન આકૃતિ છૂપાવવામાં આવે છે અને દરજીની કુશળતાથી લુગડાં લત્તાં દૂર કરવામાં આવે છે. જો ગ્રીસીઆસને આવા મૂર્ખાઇ ભરેલા નિયમો પાળવાના હોય તો તો એ સાધારણ શિલ્પિને સંતોષ અને આનન્દ આપી શકે છે; કારણ નીચી કોટિની દરેક કળામાં જ્ઞાની અને અજ્ઞાની એકજ ભૂમિકા પર હોય છે.

આવાંજ કારણોને લીધે એક શિલ્પિએ લાકુનની ચમત્કારિક નગ્ન આકૃતિ કોરી કાઢી હતી છતાં પણ તેણે એપોલોને અર્પણ કરી દેવાનાં કાર્યોમાં આશ્ચર્ય ઉપજતું હતું. જો એણે આવા મ્હોટા વિચારો ન કર્યા હોત તો તેણે જરૂર આકૃતિને પવિત્ર દેવો અર્પ હોત. આપણી કળા એટલી બધી પ્રખ્યાત અને માનનીય નથી થઇ કે આપણે પ્રાચીન સમયના લોકોની માફક આત્મભોગ આપી શકીએ. ગ્રીસના લોકો સરદાર હોય કે ન્યાયાધીશ હોય, રાજા હોય કે ગમે તે હોય તેમનું આલેખન નગ્ન દશામાં કરતા. આથી તેમને

ભેગા કર્યાં હતાં. આ એક મોટો દોષ કહેવાય. જો કળાકારે ગૅલેરીમાં સમૃદ્ધ વિવિધ પ્રકારનું અને ચળકાટ વાળા અલંકારનું આલેખન કર્યું હોય તો દષ્ટાંત રૂપક આકૃતિઓને પણ હવાપાણી આણવા પડત, જે એનો આશય હતો તે એણે પુરો પાડ્યો. આ બાબતમા મહાન આશયની વચમાં આવતા નાના વિચારોને દૂર કરી નાખવા જોઇએ.

જે ચિત્રમા વિવિધ પ્રકારથી આબેહુબ વર્ણન કરવામા આવે છે અને આધુનિક પોષાક અને દષ્ટાત રૂપ આકૃતિઓ ભેગી કરવામા આવે છે તે ચિત્રમા બુદ્ધિની જરાએ ઝીણવટ હોતી નથી. એટલું તો ખાસ યાદ રાખવું જોઇએ કે મહાન્ ચિત્રકારનુ કાર્ય મહાન્ ચિત્ર ઉત્પન્ન કરવાનુ હોય છે. પોતાના સાધનોની બહાર હોય એવી પુષ્કળ દલીલોથી ફોસલાવાઇ ન જવાય તેની તેણે ખાસ કાળજી રાખવી જોઇએ.

**ચિત્રકળાનો રસ.** અન્યોક્તિ કે રૂપક કવિતાને કંટાળા ભરેલી અને નિરસ કહેવામા આવે છે, પરંતુ ચિત્રકળાને નિરસ તો ન જ કહી શકાય. એનો રસ બીજા જ પ્રકારનો છે. જો દષ્ટાત રૂપક ચિત્ર આદર્શ સૌંદર્ય ઉત્પન્ન કરે, આકૃતિ રચના સમૃદ્ધ અને મનોરંજક હોય અને કળાકારને અને કુશળતા દેખાડવાની બધી જ તક મળતી હોય તો ચિત્રનો બધો જ રસ મચવાય એટલુ જ નહિ પણ આપણુ હૃદય પણ છતી લે.

**રૂબેન્સની શૈલી.** કેટલાકનુ એમ માનવુ છે કે રૂબેન્સે પોતાના ચિત્રો અલંકાર યુક્ત બનાવવાની મોટી ભૂલ કરી છે. પરંતુ આપણે જણાવવું જોઇએ કે આ પ્રકારે ચિત્ર ચિતરવાની તો એની શૈલી જ હતી. બીજી કોઇ પણ શૈલીમાં એ ચિતરી શકે એમ ન હતુ.

આવી શૈલીમાં ચિતરવાને માટે જ એને આ કામ સોંપવામાં આવ્યું હતું રોમન અને બોનોન્હીની શાળાના કેટલાક શ્રેષ્ઠ ચિત્રકારો આ કાર્યને વધારે ઉમદા રીતે ચિતરી શકત.

હવે આપણે રસિકતાના બીજા વિભાગમાં ઉતરીએ કે જે વિભાગ કળાના જુદા વર્ગોની કિંમત આંકી જાણે છે

**કળા બુદ્ધિ અને લાગણીને ઉત્તેજિત કરી શકે છે.**

બધી જ કળા આપણી બુદ્ધિને અને લાગણી પ્રધાન સ્વભાવને હલાવી શકે છે જો કળાકાર બુદ્ધિ અને લાગણીની મહાન્ શક્તિથી વીરરસ પ્રધાન કળાનું આલેખન કરી શકતો હોય, મનુષ્યના ભવ્ય મનોવિકારો આલેખી શકતો હોય, સુંદર આકર્ષક અને ભભકાદાર અલંકારોથી ઇંદ્રિયોને કે જેને આપણે રસિકતા કહીએ છીએ તે ઉત્તેજીત કરી શકતો હોય તો તે કળાકારને પહેલો પસંદ કરવો જોઈએ વેનીસ ફ્લોરેન્સ અને ડચ શાળાઓ કરતાં રોમ અને બોનોન્હીની શાળાને વધારે પસંદ કરવામાં આવે છે એનું કારણ એટલું જ છે કે શાળાઓ આપણી ઉમદા શક્તિને ઉત્કૃષ્ટ બનાવે છે

**કળાની માનવ જાત ઉપર અસર.**

જેમ વક્તૃત્વ કળામાં સુયોજીત વાક્યોની છટા હોય છે અને કવિતામાં સુરનો એક રાગ કે સામ્યતા હોય છે તે જ પ્રમાણે ચિત્રકળામાં રંગની ખુબી હોય છે આ બધી જ કળા ગમે તેટલી અગત્યની હશે પરંતુ જે કળા માનવ જાતને અનુભવી ડાહી અને જ્ઞાની બનાવે છે તે કળા તો સત્ય વસ્તુને ખુલ્લી કરી સર્વેની આંખ આગળ રહેવું કરવામાં જ સમાયેલી છે ગોલ્ડસ્મીથ લખે છે કે દરેક માણસે પોતાની જાતને માન આપતા શિખવું જોઈએ

**કળાની અગત્યતાનો આધાર.**

દરેક કળાનો દરજ્જો અગત્યતા અને કિંમતનો આધાર બુદ્ધિ અને સાધારણ સારી સમજ શક્તિ પર આધાર રાખે છે. આપણે કોઇને એમ તો નજ કહેવા દઇએ કે મ્હારી રસિકતા નીચી કોટિની શૈલીમાં રહેલી છે.' રસિકતાને એમાં કોઇ પણ જાતનો સંબંધ જ નથી. તેને રસિકતાની જરૂર નથી વરંતુ સારી સમજ શક્તિ અને દૃઢ વિવેક બુદ્ધિની જરૂર છે.

**નીચી કોટિની શૈલીમાં સંપૂર્ણતા.**

કળાના ઉત્કૃષ્ટ પંથની મેળવેલી સાધારણ કુશળતા કરતાં નીચી કોટિની શૈલીમાં મેળવેલી સંપૂર્ણતાને ખરેખર વધારે પસંદ કરવામાં આવે છે. લુકાગીઓ રડેનું નામ ઇતિહાસ કરતા કલૉડ લો રેઇનના ચિત્રાંતર્ગત દેખાવને વધારે પસંદ કરવામા આવે છે. તેટલા માટે જ દરેક કળાના ટીકાકારે દરેક કળાના વર્ગમાં કયા શ્રેષ્ટતા અને સંપૂર્ણતા રહેલી છે તે જાણવું જોઇએ.

ઐતિહાસિક ચિત્રોમા પણ નીચી કોટિની શ્રેષ્ટતાને ઉંચી કોટિએ લઇ જવામા આવે તો તે ચિત્રોની કિંમત ઠીક આંકી શકાય છે. ચિત્રના દરેક ભાગનું જ્ઞાન હોવું અને તેની શ્રેષ્ટતા આકવી એ તો કળાના ટીકાકારાની ફરજ છે. જો કે બસાનોના ચિત્રમાં મન પરના હાવભાવ, આકર્ષણ અને સૌંદર્ય દર્શાવવામાં આવતું નથી છતાં પણ તેની પ્રશસનીય રંગની રસિકતાને લીધે બસાનોના ચિત્રો આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતાં નથી.

**ચિત્રકાર બસાનો.**

જ્યારે હું બસાનોની વાત કરૂં છું ત્યારે આપણે એને પુરતો ન્યાય આપવો જોઇએ. બસાનો મનુષ્યના મનોવિકાર અને લક્ષણો દેખાડ-

વાની ઇચ્છા ન રાખતો છતા પણ દરેક જાતના પ્રાણીઓના લક્ષણ દર્શાવવામા જે સત્ય અને સરળતા હતી તે સત્ય અને સરળતા ઘણા થોડા ચિત્રકારમા હોય છે.

**ચિત્રકાર પૉલ વેરો નીસ અને ટીન્ટોરેટ.**

પૉલ વેરાનીસ અને ટીન્ટોરેટ અમારોની માફક મનોવિકાર દર્શાવવાની રીતની બહુ જ અગત્યની પદ્ધતિ તરફ દુર્લક્ષ દેખાડતા હતા. આવા મહાન્ દોષો હોવા છતા આપણે એમના ચિત્રોની પ્રશંસા કરીએ છીએ. આપણે એમના ચિત્રો દોષોને લીધે નથી વખાણતા પરંતુ એમનામા કાંઈ જુદી જ જાતની શ્રેષ્ટતા હોવાથી આપણે ચિત્રોની પ્રશંસા કરીએ છીએ. એમની શ્રેષ્ટતાનો આધાર સામાન્ય સત્ય પર રહેલો છે તેઓ સત્ય કહે છે પણ પુરેપુરૂ સત્ય કહેતા નથી.

રાખે છે. કલ્પના અને મનોવિકારના સિદ્ધાંતો બદલી શકાય એવા નથી અને માનવ જાતની લાગણી ને ઉત્તેજિત કરતી સાધારણ સમજ શક્તિથી આ સિદ્ધાંતો સમજાય છે. આ સમજ શકિત અને લાગણી સરખી રીતે પ્રમાણભૂત છે. દરેક મનુષ્યના હૃદયમા સચોટ અસર કરે એવી લાગણી હોય છે. માટે કળાના નિયમો પ્રતિપાદન કરવા એ નિષ્ફળ પ્રયત્ન છે. જે સ્નેહની લાગણીથી આપણે અજ્ઞાન હોઇએ તેને હલાવવા પ્રયત્ન કરવો એ તો ખોટા આભાસની પાછળ પડવા જેવુ છે. આપણા મનમા અને આપણી આકૃતિઓમા બહુ મોટો તફાવત છે. એવી શંકા લાવવાનુ કારણ નથી. જો કે બન્ને એકબીજાથી તદ્દન જુદી વસ્તુ છે છતા પણ માનવજાતની બધીજ પ્રજામા એક સામાન્ય સામ્યતા પ્રવર્તી રહેલી છે. જેણે રસિકતા સારી પેઠે કેળવી છે તે સૌંદર્ય અને વિકૃતિનો ઠીક તફાવત શોધી શકે છે

**કલ્પનામાં સામ્યતા અને સત્ય વિચાર.**

આપણા મનની અંદરનુ બંધારણ અને આપણા શરીરની બાહ્ય આકૃતિ સરખા હોવાથી, આપણને કુદરતી રીતે સમજાય છે કે કલ્પના પોતે કાંઇ નવુ ઉપજાવી ન શકવાથી અને વિચારોને પ્રમાણમા લાવી ભેગા કરી શકવાથી બધીજ કલ્પનામા એક પ્રકારની સામ્યતા હોય છે આ પ્રકારની સામ્યતા હોવાથી એટલુ તો સાબીત થાય છે, કે આપણે આપણા નિર્દોષ આનન્દમા તેમજ જીવનના ગંભીર કાર્યોમા, દરેક જાતની લાગણીને નિયમિત રાખવી જોઇએ કેળવાયલુ મન આને પ્રમાણભૂત માને છે અને જનતાના અભિપ્રાયને તાબે થાય છે માનવજાતની સામાન્ય લાગણી અને મનોવિકાર જાણવાથી કલ્પનાનો સત્ય વિચાર આવે છે, અને તેથીજ કલ્પના ઉત્તેજિત થાય છે.

**મનુષ્ય સ્વભાવનું અવલોકન.**

મનુષ્યનો સ્વભાવ અને ચારિત્ર્યનું જ્ઞાન અનુભવથીજ પ્રાપ્ત થાય છે. આપણા હૃદયમાં શું થાય છે, આપણા મનના આશયો કયા છે અને અમુક પ્રસંગે આપણી લાગણી કેવી પ્રકારની છે આ બધાની પરીક્ષા આપણા હૃદય સાથે કરવામાં આવે તો આપણે ઘણું શીખી શકીએ છીએ. અમુકજ કારણથી અમુકજ અસર બીજાના હૃદયમાં થશે એમ આપણે ધારી શકીએ. મમતાનો વિચાર આપણા મનમા કુદરતી રીતે આવે. પરંતુ આપણને ખાત્રી નથી કે આપણી લાગણી સાચી છે કે ખોટી છે ! આવી ખાત્રી બહોળા અવલોકનથી થાય છે. એક માણસ બીજા માણસની સામે થાય તો કોઈ કદાજ નિર્ણય પર આવતું નથી, પરંતુ સંયુક્ત મનનું બળ કોઈથીજ અટકાવી શકાતું નથી. સત્ય વાત તો એ છે કે જે પોતાની જાતનેજ જાણતો નથી તે બીજાને શી રીતે જાણી શકે ! આનું આ સત્ય બીજી રીતે પણ કહી શકાય. જે બીજાની જાતને ઓળખતો નથી તે પોતાની જાતને બહુજ અપૂર્ણ રીતે ઓળખે છે.

જે માણસ એમ ધારે છે કે તે બીજાથી પોતાની સામે થઈ એક તરફી અને સંકુચિત વિચારોથી પોતાની જાતને બચાવે છે તે માણસ ઢોંગી, મતાંધ અને હઠીલો બને છે એટલુંજ નહિ પણ પોતાની કુદરતી શક્તિને અને વિવેક બુદ્ધિને સડાવી નાખે છે. બીજાને તાબે થવું એ તો એક જાતની માનની લાગણી દર્શાવે છે. અને એ માનની લાગણી મને કે કમને દેખાડેજ છૂટકો. ખરૂં જોતાં તો જ્યાં સુધી આપણા અભિપ્રાયો માનવ જાતને સ્વીકાર થઈ પડતા નથી ત્યાં સુધી આપણને સંતોષ હોતો નથી, આપણે હમેશાં તકરાર ફીસાદ કર્યાજ કરીએ છીએ જ્યારે આપણે એમની પાસે

જતા નથી ત્યારે આપણે એમને આપણી તરફ ખેંચવા પ્રયત્ન કરીએ છીએ.

**કળાના નિયમોનું બંધારણ.**

જે માણસને જુદા યુગો અને જુદા દેશોના મનરંજક કાર્યોથી જ્ઞાન હોય છે અને જેણે આ કાર્યો પર પોતાના અભિપ્રાયો બાંધ્યા હોય છે તેને જે માણસ પોતાનાજ યુગ અને દેશના કાર્યોથી જ્ઞાન હોય તેના કરતા વધારે સાધનો હોય છે. અને મનુષ્યનું મનોરાજ્ય જાણવાની વધારે તક મળે છે કે જે વસ્તુ હમેશા આનન્દ આપે છે તે બીજી વખત પણ આનન્દ આપશેજ. આજ પ્રમાણે કળાના નિયમો બંધાયા છે અને તેમનું સંગીન બંધારણ આવા અચળ પાયા પર રચાયલું છે.

**સરખામણીની પદ્ધતિ**

આ પ્રકારની મનની પરીક્ષા અને અધ્યયન એકજ કળાને વળગી રહેવા ન જોઇએ. સરખામણીની પદ્ધતિથીજ એક કળાથી બીજી કળા નવી શકે છે. જો શોધકોએ બીજી કળાના સૂચનો ગ્રહણ કર્યા ન હોત તો ઘણુંયે જાણ્યા વગરનું રહી જાત અને આપણે અંધારામાંજ રહી જવાનો સંભવ રહેત. કળાકારો પોતાના સિદ્ધાંતો સમર્થન કરવા જે વારંવાર જાણીતા દાખલા આપે છે તેજ એમની સાથેનો ગાઢ સંબંધ દેખાડે છે.

મધીજ કળાનો આશય મનને આનન્દ પમાડવાનો હોવાથી અને ઇંદ્રીયો દ્વારા મનની શક્તિઓને સંબોધવાનો હોવાથી એટલું તો ચોક્કસજ છે કે કળાના નિયમો અને સિદ્ધાંતો મનમાં હમેશને માટે લાગી રહેશે.

**કલ્પના અને મનોવિકાર ઉત્તેજિત થવાનાં કારણો.**

હવે આપણે સમજી શક્યા હોઈશું કે રસિકતા એ શું છે? મનુષ્યની કલ્પના અને મનોવિકારો ગમે તે કારણસર ઉત્તેજિત થાય છે. આ કારણોનું જ્ઞાન ઉદ્યોગી અને પરિશ્રમ યુક્ત કુદરતની પરીક્ષા કરવાથી પ્રાપ્ત થાય છે. જેમ ડહાપણું અને જ્ઞાન ધીમી પ્રગતિથી મળે છે તેમ આ કારણોનું જ્ઞાન પણ ધીમી પ્રગતિથી પ્રાપ્ત થાય છે.

**કળા અને સદ્‌ગુણી માણસ.**

એમ કહેવામાં આવે છે કે એકલોજ સદ્‌ગુણી માણસ કળાનો વાર્તા પ્રાપ્ત કરી શકે છે અને તેનો આનંદ અનુભવી શકે છે. જ્યારે આપણે વિચારીએ છીએ કે જીવનની ગંભીર બાબતોમાં મનન શોધનથી પ્રાપ્ત થયેલી એક પ્રકારની મનની ટેવ નજીવા અને હેરી આનંદમાં વળી જાય છે ત્યારે આપણને લાગે છે કે આવો અભિપ્રાય પાયા વગરનો તો નહિજ હોય. એક સ્વભાવ એમજ મનની ઇચ્છા કે જેનું વલણ સ્થિર સંગીન અને સ્થાયી વસ્તુ પર હોય છે તે આપણને બન્ને રીતે ઉત્તેજિત કરે છે વિષય એકનોજ બદલાય છે સૌંદર્ય અને સંપૂર્ણતાની શોધ પાછળ આપણે આજ પદ્ધતિ યોજીએ છીએ સદ્‌ગુણીની શોધમાં આખી સમાજ તરફ દૃષ્ટિ ફેંકીએ છીએ અને કળાની શોધમાં સર્વ યુગના વિચારો તરફ આપણા વિચારો લંબાવીએ છીએ.

**ટેવ અને રિવાજોની અસર.**

દરેક કળાના નિર્ણીત સિદ્ધાંતો બદલી શકાય એવા હોય છે. તેમના તફાવતની ધ્યાન પૂર્વક તપાસ કરવાથી આપણે નક્કી કરીશું કે, આપણા પર ટેવ અને રીત રિવાજોની કેટલી અસર થઇ!

**ચિત્રકળામાં બુદ્ધિની કુશળતા.**

બુદ્ધિની કુશળતા સંગીન કામને જુદી પાડે છે. જે ભાષામાં ... જ હાજર જવાબી કે બુદ્ધિ કુશળતા સમાતી હોય તો તે ખોટી છે. જે ચિત્ર એક યુગને કે એક પ્રજાને, આનન્દ આપે છે તે ચિત્ર ઘણું ખરું વ્યવહારિક અથવો આકસ્મિક વિચારોનું સંગઠન હોય છે.

આપણે આ નિયમ જીંદગીની દરેક ટેવ અને રીતરિવાજને લગાડી શકીએ છીએ. સુજનતા, નમ્રતા અને વિવેકના સિદ્ધાંતો બધીજ પ્રજામાં સરખા હોય છે; પરંતુ એ સિદ્ધાંતની પદ્ધતિ જુદી જુદી હોય છે. બીજાને માન આપવાનો સામાન્ય વિચાર પોતાને માન ઓછું આપવામાં સમાયલો છે પરંતુ શરીરને નીચું નમાવવું, ગુંટણીએ પડવું, સાષ્ટાંગ પ્રણામ કરવા, પોષાકનો ઉપરનો ભાગ ખેંચવો અથવા તો નીચેનો ભાગ લઇ લેવો—આ બધી પદ્ધતિ રીતરિવાજોને લઇને છે.

**કળામાં અલંકાર કે આભૂષણનો ઉપયોગ.**

અલંકાર કે આભૂષણના સંબંધમાં એમ કહેવામાં આવે છે, અલંકારનો ઉપયોગ મરજી મુજબ થવાથી તેની તરફ જરાએ ધ્યાન આપવાની જરૂર નથી. આથી ઉલટું જે અલંકાર તરફ દુર્લક્ષ દેખાડે છે તે કુદરત અને બુદ્ધિની વિરૂદ્ધ વર્તે છે. જેવી રીતે જીવન શ્રેષ્ઠ અલંકાર કે કળા વગર અપૂર્ણ હોય છે તેવી રીતે કળા પણ તેમના અલંકાર વગર અપૂર્ણ રહી જાય છે. સંપૂર્ણ રસિકતા મેળવવા માટે આ બન્નેનું જ્ઞાન બહુજ જરૂરનું છે. વાસ્તવિક રીતે તો અલંકાર કળાને લક્ષણ અને શોભા અર્પે છે. જેવી રીતે પવનમાં પીછું નાખવાથી વાયુ કઇ દિશાએ વાય છે તેની આપણને ખબર પડે છે. તેવી રીતે આમાંથ આપણને પ્રજાની રસિકતાના વિશીષ્ટ લક્ષણો માલમ પડે છે.

રોમન, એલેઝ્મીસ્ અને વેનિસની શાળાઓનાં કાર્યોનો ખાદ તફાવત કળાની શ્રેષ્ઠતા કરતાં રંગમાંથી ઉપજતી સામાન્ય અસરમ રહેલો છે. ઘર બાંધવાની કળા અને કુશળતા કરતાં ઘર પરના અલંકારો એકજ દૃષ્ટિ નિક્ષેપથી એક ઘરની રચનાને બીજી ઘરની રચનાથી જુદી પાડે છે. ડોરીક ટ્રીગ્લીફસના નામથી, આયોનિક વોલ્યુટ્સના નામથી અને કોરીન્થીઅન એકેન્થસના નામથી ઓળખાય છે.

રૂપક અને અલંકારીક ભાષા વક્તૃત્વ કળાને નિરસ કથાથી જુદી પાડે છે. ઉર્મિના આવેગવાળા અને વધારે પ્રકાશિત અને ચમત્કારિક શબ્દો કવિતાને વક્તૃત્વશક્તિથી જુદા પાડે છે. છંદ એજ કવિતાનો અલંકાર અને આભૂષણ છે. છંદ વગરની કવિતા એ કવિતા કહેવાયજ નહિ. જુદી જુદી જાતની કાવ્ય રચનામાં જુદી જુદી જાતના છંદો વાપરવામાં આવે છે. અનુપ્રાસ સહિત કવિતા લખવી અગર અનુપ્રાસ વગર કવિતા લખવી એ પ્રશ્નનો નિર્ણય હજી સુધી પણ વિચારણામાં થયો નથી; પરંતુ એટલું તો ચોક્સ છે કે કવિતા તો છંદબદ્ધ જ હોવી જોઇએ. છંદની રચના વગર કવિતા હોઇ શકે જ નહિ. આપણી રસિકતાથી આપણે એટલો તો નિર્ણય કરવો જોઇએ કે કવિતાની કે વક્તૃત્વ શક્તિની અસરકારિક ભાષા ક્યાં સુધી અસર ઉપજાવી શકે છે ! આપણે ભૂલવું ન જોઇએ કે રસિકતા માનવ જાતની લાગણીઓથી કેળવાય છે. વક્તૃત્વ શક્તિમાં ઉચ્ચ કોટિની શ્રેષ્ટતા હોય છે અને આપણા મનોવિકાર અને લાગણીને ઉત્તેજિત કરે એવા ઉમદા સિદ્ધાંતો છે છતાં પણ તેમાં સ્વચ્છંદથી ઉદ્દેશવાની પદ્ધતિ અને અલંકાર હોય છે. પૂર્વની પ્રજાને જે વસ્તુ ભવ્ય અને ગૌરવ યુક્ત લાગે છે તેજ વસ્તુ રોમન અને ગ્રીક લોકોને ગર્વીષ્ટ અને આડંબર યુક્ત લાગે છે. તેઓનું કામ વળી પાછું પૂર્વ દેશવાસીઓને નિરસ લાગે છે.

આપણે વધારામાં અલંકારની ઉપયોગિતામાં અને માનમાં કહેવું જોઇએ કે કેવળ અલંકારથી જ કળાનો આશય સધાય છે ફ્રેંચોએ રંગવાની કળાને ચિત્રકળાનો ખાસ અલંકાર કહે છે ફ્રેંચોએ રંગવાની કળાને Lena sorobis કહે છે કે જે કળાની શ્રેષ્ઠતાને માટે પ્રશંસકો અને કળા પ્રેમીઓને મેળવી આપે છે '

કળાના સિદ્ધાંતોના સત્ય સંશોધનને માટે જે પ્રકારનું માનસ હોય છે તે જ પ્રકારનું માનસ અલંકારના સિદ્ધાંતોના સત્ય સંશોધનને માટે હોવું જોઇએ સંપૂર્ણતાનો વર્તુલ આકાર એને પણ હોય છે પરંતુ એ વર્તુલ આકાર નાનો હોય છે એટલો જ ફેર.

**પોષાકની ફેશન અને રસિકતા.**

પોષાકની ફેશન પરથી આપણને સમજાશે કે કેટલાક પોષાક સારા હોતા નથી પોષાકના ભાગો નાના મોટા કે લાંબા ટૂંકા થઇ શકે છે, પરંતુ સામાન્ય આકાર બદલાતો નથી જે માણસ બહુજ સફળતાથી નવી શોધ કરે છે અને શ્રેષ્ઠ રસિકતાથી કપડાં પહેરી જાણે છે તે માણસ કળાના શ્રેષ્ઠ પરિશ્રમમાં એટલી જ રસિકતા અને કુશળતા શોધી શકે છે.

જે પોષાકની રસિકતા મ્હેં કહી તે કાંઇ ઊંચા પ્રકારનો વિષય તો નજ કહેવાય પરંતુ મ્હેં પહેલા જણાવ્યું હતું કે પોષાકની રસિકતાની અગત્યતા એટલીજ છે કે તે દરેક પ્રજાની ફેશન દેખાડે છે જુદા જુદા રિવાજોની પસંદગી કરવાને આપણી પાસે વધારે સારા સાધનો છે જો એક ગોરો દાઢી મૂછ કઢાવી નાખીને, કૃત્રિમ વાળ ગોઠવીને અથવા તો કુદરતી વાળને ગરમ વાળી કૃત્રિમ બનાવી ફુક્કરની ચરબી લગાવી જરા પણ ચસે નહિ એવા વાળ બનાવીને બ્હાર નીકળે અને હિંદુસ્તાની ચીમીળને મળે કે જે કપાળ પર અને ગાલ પર લાલપીળા રંગ ગોરાનીજ કાળજે અને ચાકમાટીથી

સંગાર્યે છે અને એમાંથી જે પહેલો એક બીજા તરફ જોઇ હસે. તેજ ખરેખરો જંગલી કહેવાય.

આ બધી ફેશને નિર્દોષ હોવાથી, એમને બદલવાની પણ જરૂર નથી. જે ફેશન આપણને દુઃખ આપતી હોય અથવા તો શરીરને હાનિકારક હોય તેજ ફેશનની સામે ઝુંબેશ ઉઠાવવી જોઇએ. આપણા એ કેડેમીમાં શરીરશાસ્ત્રના અધ્યાપકે થોડા દિવસ પર સાબીત કર્યું હતું કે ગોરી સ્ત્રીઓના કમરપટાની ફેશન તેમના દીર્ઘ આયુષને હાનિ પહોંચાડે છે.

જેવું પોષાકમાં બને છે તેવુંજ મ્હોટા પ્રસંગોમાં પણ બને છે. ઉત્તમકુળ, દરજ્જો અને સમૃદ્ધિમાંથી

**ફેશનનો ઉદ્ભવ.** ફેશન ઉદ્ભવે છે. કળાના અલંકારો એક બીજાના સંસર્ગથી આપણામાં આવે છે.

ગ્રીક અને રોમનના ઝરામાંથી નિરંતર સર્વ પ્રકારની શ્રેષ્ઠતા વહ્યા કરે છે; અને તેથીજ એમના પ્રત્યે ગાન અને ગમ્મત આપવા બદલ જ્ઞાનની લાગણી ઉદ્ભવે છે. આપણે પણ તેમના અલંકાર, રીતરિવાજ અને પોષાકની ફેશન તરફ માનની લાગણીથી જોઇએ છીએ. એટલું તો આપણે જોવું જોઇએ કે આધુનિક વીરપુરુષના કે રાજ્યના મંત્રીના બાવલાને રોમનું ફેશન મુજબ બખ્તર કે શાન્તિ દર્શક પહેરાવવાને આપણને હરકત કે મુશ્કેલી તો ન જ હોય.

પ્રજાની મહાન વ્યક્તિઓની આકૃતિઓ શીલ્પીના હાથમાં છે. પુરાતન સમયની કળા શીલ્પીના હાથમાં

**ચિત્રકાર વાનડાઇક.** છે. અત્યારસુધી આપણે વ્યક્તિગત બનાવ્યતાનો સંબંધ વ્યક્તિ સાથે દેખાડ્યો અને કળાના સત્યનો સંબંધ તેના આલેખનની પદ્ધતિ સાથે દેખાડ્યો. આ સચોટ સંબંધ જુદા કરવા હું અસમર્થ છું. પુરાતન સમયના આબેહુબ વર્ણન કરનારાં શ્રેષ્ઠ ચિત્રો ન હોવાથી અને તેથી કોઇ

પણ પ્રકારનો મબધ ન દેખાવાથી ચિત્રકળામા આ પ્રકારે બનતું નથી આપણે એક સામાન્ય અમલદારને શેમના લશ્કરી પોષાકમાં ચિતરવાની હિમત નજે કરી શકીએ આપણી પાસે પુરાતન મમયનાં આબેહુબ વર્ણન કરનારા ચિત્રો ન હોવાથી આધુનિક શ્રેષ્ઠ ચિત્રોને જ પ્રમાણભૂત માનવાં જોઇએ વાનડાઇક વિવિધ પ્રકારના શ્રેષ્ઠ આબેહુબ વર્ણન કરનારા ચિત્રો ચિતરી પોતાની પ્રજાને એ દિશામા સમૃદ્ધ અને પ્રખ્યાત કરી છે તેને માટે અમને સંતોષ થાય છે એટલુજ નહિ પણ એણે સો યુગના પોષાકની ફેશન ચિત્રમા આલેખી તેથી વધારે આનન્દ અને સતોષ વળે છે બધાને સારી પેઠે યાદ હશે કે કેટલાક વર્ષો અગાઉ તરંગી પોષાકમાં ચિત્રો ચિતરવાનો રિવાજ હતો હજી સુધી આ રિવાજ તદ્દન ભુસાઇ ગયો નથી આ ઉપરથી એટલુ તો ચોકસ સમજાય એવુ છે કે આ પદ્ધતિને અનુસાર ઘણા સાધારણ ચિત્રો પણ વાનડાઇકના ચિત્રોની અસર ઉપજાવે છે અને પહેલા કરતા વધારે સારા ચિત્રો પ્રથમ દૃષ્ટિએ લાગે છે જેમની પાસે ભેગા કરવાના સાધનો છે તેમને ચિત્રો પર ઘા મુજબ લાગે છે આવા એકત્રિતપણાને જે કુદરત કહેવામાં આવે છે અને આ કુદરત સામાન્ય અભિપ્રાય અને એકતરફી અને સંકુચિત વિચારોની સામ્યતામાથી ઉપજતા બીજા પ્રકારના સત્યને અનુરૂપ છે એટલા માટે તે તદ્દન તરંગી નથી

**કળાકારોનું વલણ.** આપણુ વલણ પુરાતન સમયના લોકો તરફ જરા વિશેષ હોવાથી આપણે એમની શિલ્પકળા, ઘર બાધવાની કળા અને અલંકારો શીખી શકયા. આ કળામા જે સૌદર્ય જોઇએ છીએ તે સૌદર્ય કુદરત અને બુદ્ધિ પર આધાર રાખતુ નથી. આ વિચારથી આપણને સંતોષ થાય છે છતા પણ જો કોઇને આ સત્ય સમજાવવાથી એવુ સૌદર્ય શોધી શકે તો પણ તે તેમને ખુશ

કરી શકશે નહિ. પછી એણે ફરીયાદ સુધ્ધાં તે કરવી ન જોઇએ કે જુના વખતના લોકોને તો એમના રીતરિવાજોને લીધે ઘણો લાભ મળે છે આથી આપણી નવીનતા એ રિવાજોના નિબલ શત્રુ છે અને તેથી જ માર્યો જાય છે

**પુરાતન સમયના અલંકારો.**

પુરાતન સમયના અલંકારોને કાઢી નાખવા જોઇએ નહિ. અલંકાર કે આભૂષણની કિંમત એના સાધનોની સ્થિરતા કે ટકાવ ઉપર રહેલી છે ઘર ઉપરના શોભારૂપ અલંકારના

જુનાં ઢબની માલામાંનો આનન્દ, બુદ્ધિશાળી અને વિજ્ઞાનિક અભિપ્રાયોને અનુરૂપ થશે.

**વૉલ્ટેરના બાવલાની દશા.** થોડા જ વખત ઉપર એક શિલ્પીએ માનવ જાતના અભિપ્રાયોને જરીએ માન ન આપતાં વૉલ્ટરનું નગ્ન અને શરીરે તદ્દન કતાઈ ગયેલું એવું શુષ્ક બાવલુ તૈયાર કર્યું. આનુ પરિણામ શું આવ્યું હશે તે તરત જ સમજી શકાય એમ છે. તે બાવલુ લોકપ્રિય થાય અને વૉલ્ટરનું માન વધે તે માટે તૈયાર કરવામા આવ્યુ હતુ. પરંતુ એ તો શિલ્પીની દુકાનમા જ રહ્યુ.

**પ્રજામતનું પ્રાબલ્ય.** કોઇ પણ માણસ પ્રજાને સુધારવા ઇચ્છતો હોય તો તે પોતાનો આશય તેમના સામાન્ય વિચારોની વહેતી નદી સામે થવાથી ફળીભૂત કરી શકશે નહિ માણસોએ પોતાને નવા લાગતા વિચારોને ગ્રહણ કરવામા તૈયાર રહેવુ જોઇએ. સુધારો થતા તો વર્ષોના વર્ષો વીતી જાય છે. ગમે તેટલો ખરાબ પ્રજાનો મત હોય છતા પણ તે એકદમ બદલી શકતો નથી. આપણે થોડુ તો તેમના વિચારને નમવુ આપવુ જોઇએ અને પછી એમની લાગણી ખાયાનો જરાએ ડર રાખ્યા વિના હુમલા કરીને પણ આપણ ધાર્યું કરવુ જોઇએ.

સેન્ટ માર્કનુ પુસ્તકાલય અલંકૃત કરવાને જ્યારે એેડીસ્ટ ફ્રાન્કોને અને તેની મદદમાં ટાઇટીઅન પોલ, વેરોનીસ અને ટીન્ટોરેટને નીમવામાં આવ્યા હતા, ત્યારે વમારીએ જણાવ્યું હતું કે એેડીસ્ટનોં ફ્રેન્કોનુ કામ બીજા બધાથી બહુ અસંતોષકારક હતુ. તેમની શાળાની જુની પદ્ધતિથી આંખને જરાએ આનન્દ ન પડતો કે જે આનન્દ, વૈપુલતા, ઉજ્જવલતા અને સમૃદ્ધિ વેનિસની કળાથી આવે છે.

જો રોમન લોકો આ કાર્યના પરીક્ષક હોય તો પરીણામ ઉલટું જ આવે કારણ બેટીસ્ટ ફ્રેન્કોની કળાના કેટલાક ઉમદા ભાગો સ્પર્ધા થઇ ન શકે એટલા શ્રેષ્ટ હતા.

આ પ્રવચનનો મુખ્ય ઉદ્દેશ રસિકતાનું સત્ય ધોરણ તેમજ સ્થુલાકાર સૌંદર્ય વિષે વિવેચન કરવાનો હતો. જેમ વિકૃત અથવા ઢંગધડા વગરની આકૃતિ તરતજ ખબર પડે છે તેમ ખોટી અથવા અધોગતિને પામેલી રસિકતા તરતજ શોધી શકાય છે. તેનું મૂળ માનવજાતની લાગણીમાંથી મળે છે.

**અનન્ત સત્ય અને સૌંદર્ય.**

સૌંદર્ય અથવા તો સત્ય કે જે કુદરતના નિત્ય અને અનન્ત સિદ્ધાંતો પર રચાયલું છે અને જે કદી પણ બદલી ન શકાય એવું એકજ સત્ય છે. તે સત્ય ઉપરાંત બીજાં સત્યો છે કે જે વિરૂદ્ધ અભિપ્રાયમાંથી, તરંગમાંથી, ફેશનમાંથી બીજા આકસ્મિક વિચારોના સંગમાંથી ઉદ્દભવે છે. જો આપણને એમ લાગે કે આ છેલ્લું સત્ય આપણા મનમાં સચોટ પાયો નાખી બેઠું છે તો કળાકારે તે સત્યો અને સૌંદર્ય તરફ તેમની સ્થિરતા મુજબ લક્ષ આપવું જોઇએ. તે કળાના ભવ્ય સિદ્ધાંતોની અસર નરમ પાડી નાખી સ્વામિત્વ ન ભોગવે એટલું તો ખાસ લક્ષમાં રાખવા જેવું છે.

કેટલાકને એમ વાધો લાગે કે રમિકતાના પ્રદેશમાં તત્વજ્ઞાનને સ્થાન આપવું એટલે કલ્પનાના-ઉડ્ડયનને અટકાવવા જેવું છે અને બાયલાપણાને પોષવા જેવું છે; પરંતુ એમ નથી. બીક કે ડર એ બુદ્ધિ નથી તેમજ તત્વજ્ઞાન પણ નથી. તત્વજ્ઞાનનું મત્ય તત્વવીરપુરૂષને છાજે એવી શ્રદ્ધા અર્પવામાં અને ખોટા દબ અને ડોળને બદલે અંડગ દૃઢતા અને નિશ્ચય અર્પવામાં સમાયલું છે. ખરો રસિક પુરુષ વિવેકબુદ્ધિથીજ વર્તે છે. બુદ્ધિ મર્યાદાને ઓળંગી જતી નવી શોધો ગાંડા મગજમાંથી ઉદ્દ્ભવતા સ્વપ્ના જેવી છે. કલ્પના કે તરંગી કલ્પનાના ઉચ્ચ ઉડ્ડયનમાં પણ બુદ્ધિ પહેલેથી તે છેલ્લે સુધી અધ્યક્ષ પણ રહેવી જોઇએ.

મ્હને વધારેમા કહેવા દો કે પુરાતન સમયના મહાન પુરુષો અને કલ્પના અને પ્રતિભાયુકત કાર્યોમાં જેમણે યશ અને કીર્તિ મેળવી છે તેઓ એટલાજ કળા કુશળ વિવેચક હતા. દાખલા તરીકે પ્લેટો એરીસ્ટોટલ સીસેરો અને હૉરેસની કુશળતા વિવેચકની કુશળતા જેવી હતી. આધુનિક કળાકારોમા બોઇલ્યુ, કોર્નેલી પોપ અને ડાયડનના દાખલા એવા છે કે જેમની પ્રતિભા, નિયમો અને વિજ્ઞાનને તાબે થવા છતાં પણ જરીએ નષ્ટ પામી નથી. હુ તેટલા માટે આશા રાખુ છું કે આટલું બધુ પ્રવચન કરવાનો અર્થ એટલોજ છે કે જેથી તમે કળાના મહાન ગુરુઓની પદ્ધતિ અને તેમના તફાવત તરફ પૂજ્યભાવ અને માનની લાગણી ઉત્તેજિત થાય.

**કળાના મહાન ગુરૂઓ તરફ પૂજ્ય ભાવ.**

---

# પ્રવચન આઠમું.

---

## કળાનાં સંકુચિત ખ્યાલ અને સિદ્ધાંતોનું નિરાકરણ.

**કળાની શ્રેષ્ઠતા અને સૌંદર્યનું અનુકરણ.**

મેં આરંભના પ્રવચનોમાં ભલામણ કરી હતી કે કળાકારોએ ચિત્રકળાની જુદી જુદી શાખામાં વેરાયલી શ્રેષ્ઠતામાંથી સંપૂર્ણતા મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ સૌંદર્ય શું છે અને ક્યાંથી પ્રાપ્ત થશે એ મુશ્કેલી તો હજુ સુધી નડશે યશને યશને નામે કોઇ સૌંદર્ય નહિ જ લે હું કબુલ કરૂં છું કે યુવાન વિદ્યાર્થીઓને એને તાબે થવું એ અનિવાર્ય છે પોતે છેતરાઇ જશે કે એ શંકાથી તેમની પ્રગતીમાં ઘણાં વિઘ્નો આવવાનો સંભવ છે પરંતુ જેઓ કળામાં આગળ વધેલા છે, જેઓ અડગ ભૂમિકા પર ઉભા રહેવા ઇચ્છે છે અને જેઓ પ્રમાણભૂત પંડિતોના માનનીય અને સબળ સિદ્ધાંતો કરતા વધારે સબળ સિદ્ધાંતો પ્રતિપાદન કરવા ઇચ્છે છે તેમને નિડરપણે કહેવું જોઇએ કે હજી પણ મહાન્ ગુરૂઓને એથી પણ વધારે ઉત્કૃષ્ટ વસ્તુને તાબે થવાનું રહે છે અને દરેક કળાની શ્રેષ્ઠતાનું પૃથક્ પૃથક્ કરીને કામ કરવાનું પણ રહે છે, જે માણસની મહત્વાકાંક્ષા કળાની હદને વધારે વિપુલ કરવાની હોય તેણે તેના વિચારો પુસ્તકોમાં રહેલા ઉપદેશો કરતા વધારે પહોળા કરવાની જરૂર છે અથવા તેણે પૂર્વજોની પદ્ધતિમાંથી વિચાર લેવા જોઇએ કે જે વિચારો બુદ્ધિથી આનંદ પમાડવાની વસ્તુને પ્રમાણમાં લાવે છે અને સુયોજીત કરે છે

**ચિત્રકળા અને કવિતા.**

આપણી કળા કરતા કવિતાની શક્તિ વધારે વિપુલ હોવાથી સર્વ પ્રકારના મનોવિકાર પર એની અપૂર્વ અસર હોય છે. આ મનોવિકાર-માં ભવિષ્યની ચિન્તાએ આપણા સ્વભાવમા મુખ્ય ભાગ ભજવે છે. કવિતા અમુક બનાવનો રસ જમાવી આપણા મનમા આતુરતા ઉત્પન્ન કરે છે પછી બનાવને પ્રધાનત્વ ન આપતા છેવટે અણધાર્યો કરૂણરસ ઉપજાવી આપણને આશ્ચર્ય-ચકિત બનાવે છે.

ચિત્રકારની કળા વધારે સંકુચિત છે અને એ કળામાં એવો લાભ નથી કે જેથી મન એક ચિત્ત થઇ જાય અને તન્મય બની જાય. ચિત્રકાર તો પીંછીના એક પ્રહારે ચિતરે છે. આથી આપણી આતુરતા સંતોષાય છે, પરંતુ ચિત્રકામમા પણ બીજા ઘણા કવિના બુધ્ધિશાળી ગુણો અને સ્વભાવ હોય છે આ ગુણોમા આપણે નવિનતાનો પ્રેમ જુદી જુદી જાત દેખાડવાની કળા અને વિરોધ દર્શાવવાની કળા ગણી શકીએ. જે પ્રવૃત્તિમય અને અશાન્તિમય જીવન ગાળે છે તેનામા આ ગુણો હોય છે કે જે ગુણોનું આચરણ કરવાથી આ વિરલ આનન્દ ઉપજે છે. કળા તેટલાજ માટે મનની જરૂરીઆતને અને ઇચ્છાઓને જોઇએ તેટલુ પહોચાડે છે.

**મનની કેળવણી અને નવિનતા.**

મ્હે કહ્યા તે સ્વભાવ મનુષ્યના મનમા નિરંતર રહે છે તે વિષે લાંબુ વિવેચન કરવાની જરૂર નથી. જે ધ્યાન એકજ વસ્તુ જોયાથી મરણ-તોલ થઇ જાય છે તેજ ધ્યાન જુદીજુદી વસ્તુથી પુનરજીવનને પ્રાપ્ત થાય છે. એકજ વસ્તુને વારવાર જોવાથી જે અસર મન ઉપર ઉપજે છે તેના કરતા વધારે સચોટ અસર નવિનતા ઉપજાવી શકે છે વિરોધ દર્શાવવાની કળા સરખામણીની શકિત ઉત્તેજિત કરે છે. આ બધું

તો દેખીતુ છે પરતુ એટલુ તો યાદ રાખવુ જોઇએ કે મન ચચળ હોવા છતા પણ આળસુ બની જાય છે જો મનને બરાબર કેળવ્યુ ન હોય અથવા તો મનને જોઇએ તેટલી કસરત ન આપી હોય તો તમારૂ દોરવ્યુ એ દોરવાશે નહિ. માટે નવિનતા અને જુદાપણુ દેખાડવાની કળા પાછળ પ્રમ મગજથી અને હોમમેર પડવુ જોઇએ જ્યારે જુદાપણુ, દેખાડવાની કળા પુનરાવર્તન અને સામ્યતામાંથી ઉપજતા આનન્દને નષ્ટ કરે છે અને જ્યારે નવિનતા જુની ટેવો અને રીતરિવાજોમાંથી ઉપજતા આનન્દને સંપૂર્ણ રીતે ઉધીજ અસર ઉપજાવે છે ત્યારે તેઓ આપણા આળસુ સ્વભાવ સામે જબ્બર વિરોધ કરે છે મન તેટલાજ માટે નવિનતાનો થોડો ઘણો ભાગ એકી વખતે આનન્દથી સહન કરી શકે છે કાર્યનો ઘણો મ્હોટો ભાગ આપણને પરિચિત ટેવો જોઇએ મનનુ વલણ જુની ટેવો અને રીતરિવાજો તરફ વિશેષ હોય છે નવિનતા તો અપવાદ રૂપેજ હોય છે જ્યા બધેજ નવિનતા હોય છે ત્યા મનનુ લક્ષ અને મનની કેળવણી કે કસરત તોફાને ચઢી જાય છે આજ પ્રમાણે જ્યારે વિરોધ દર્શાવવાની કળા હદપાર ચાલી જાય છે ત્યારે તે તોફાની વિરોધના જેટલીજ પ્રતિકુળ બની જાય છે

**જુદાપણુ દેખાડવાની કળા.**

આથી એટલુ તો દેખીતુજ છે કે ગુણોને હદમા રાખવામા આવે તો કળાની સપૂર્ણતા પ્રાપ્ત થઇ શકે અને જો આ ગુણો હદપાર જાય તો તે દોષયુક્ત ગણાય અને તેમને સુધારવાની આવશ્યકતા થઇ પડે. કાર્યના જુદા જુદા ભાગ થઇ જવાથી કાર્ય માર્ પણ નજ નીવડે. જુદાપણુ દેખાડવાની કળા એ કાર્યનો પ્રતિષ્ઠિત સિદ્ધાત તથી પણ એની

અગત્યતા કાર્યના વિઘ્નોને દૂર કરવામા અને મનરજન વિનોદ અર્પવામા સમાયલી છે.

બધીજ કળાને લગતા આ સામાન્ય અવલોકના આપણી કળાને પણ લગાડવા જોઇએ આકૃતિ રચનામા જ્યારે વિષયો વેરાયલા હોય અને તેના જુદાજુદા સરખા ભાગો પડી ગયા હોય ત્યારે આપણી આખ મુખ્ય આકૃતિ માલમ ન પડવાથી કે મુખ્ય કાર્ય ન સમજવાથી બેચાય છે, ગુંચવાય છે અને છેવટે થાકી જાય છે જ્યારે બધાજ બરાબર જોવાનો ડોળ અને હક રાખે છે ત્યારે કાળજીથી કોઇ બરાબર જોતું નથી

**આકૃતિ રચનામાં જુદા જુદા વિષયો અને ભાગોની અસર**

આવા પ્રસગ પર એક વાકય ઘણી વાર વાપરવામા આવે છે. આકૃતિને વિશ્રામ કે આરામ જોઇએ છે એમ કહેવામા આવે છે ઉતાવળ કે ચિન્તામાથી જ્યારે મનને શાન્તિ વળે છે ત્યારે જ વિશ્રામ કે આરામ શબ્દ વાપરવામા આવે છે વિશ્રામ શબ્દ મનની શાન્તિ સપૂર્ણ રીતે સૂચવે છે એથી ઉલટુ વીરરસ પ્રધાન કાર્ય, વાર્તા અને વિનોદી પ્રસગો વગર જેટનુ દોષ યુક્ત છે તટલી જ દોષ યુક્ત સપૂર્ણ ઐકયતા છે કે જેને પ્રકાશના એક સમૂહથી બનતુ મહાન કાર્ય કહેવામા આવે છે

**આકૃતિમાં 'વિશ્રામ' કે 'આરામ' નો અર્થ.**

મ્હને રેમ્બ્રાન્ટ અને પોસીન નામના બે ચિત્રકારોનો દાખલો યાદ આવે છે કે જે ચિત્રકારો આકૃતિ રચનાની પદ્ધતિમા અને પ્રકાશ અને અધકારની ખીનવટમા એક બીજાથી જુદા પડે છે રેમ્બ્રાન્ટ સપૂર્ણ ઐકય–

**ચિત્રકાર રેમ્બ્રાન્ટ અને પોસીનની શૈલી અને લક્ષણ.**

તાની પદ્ધતિને અનુસરે છે. તે એક જ ચિત્રના જુદા ભાગ કરે છે અને અંધકારના જબરા સમૂહમાં પ્રકાશની છાંટ આવવા દે છે. જો તેની પાસે બીજો સમૂહ હોય છે તો તે મુખ્ય સમૂહની સાથે પ્રમાણસર રહેતો નથી. એથી ઉલટું પોસીન પાસે પ્રકાશના મુખ્ય સમૂહ ભાગ્યે જ હોય છે. તેની આકૃતિઓ છુટી છવાય રીતે વેરાયલી હોય છે; અને તેને ભેગી કરવાનું ધ્યાન મુદ્દાંત તે રાખતો નથી.

આગલી તો વાતસય છે કે અલકારયુક્ત શૈલીને પણ અલ રીતે લાભકારક દેખાડવા માટે વિશ્રામ કે આરામની જરૂર છે કુદરતનો આબેહુબ ચિતાર ચિતરનાર શેક્સપીઅર જ્યારે ડકન, બાકો, મેકબે થના કિ ના તરફ પ્રયાણ કરતી વખતે તેમની વચ્ચે થયેલા સવાદમા વિશ્રામ અથવા તો આગમનો દાખલો આપે છે તે તમારી આગળ રજુ કર્યા વિના છૂટકો નથી તેમનો સવાદ હવામા પ્રવર્તતો આનન્દ અને માદાઇ વિષે હતો દરેક ખુણામા રહેલા માળાઓનું અવલોકન કરતા બાકો જણાવે છે કે જ્યા પક્ષીઓ ઉછેરાય છે અને ચારે બાજુએ ભમે છે ત્યાં હવા સુકોમળ હોય છે મનને વ્યગ્ર બનાવી મુકે અને હ યમા આથી આપણને એમ લાગે છે કે જાણે શેક્સપીઅરે પોતાની જાતને એમ ન પૂછયુ હોય કે આ પ્રસગ પર એક રાજકુમાર પોતાના નોકરોને [illegible] કહે આધુનિક લેખકો નવા વિચારની શોધ પાછળ મથે છે ખળભળાટ મચાવી મુકે એવા પ્રવેશો પછી આ શાત અને મરળ સવાદ મ [illegible] માન વિશ્રામ કે આરામ આપવા માટે જરૂરનો છે એટલુ જ નહિ પણ ત્યાર પછીના ભયાનક બનાવો સામે સચોટ વિરોધ દર્શાવવા માટે પણ એટલોજ જરૂરનો છે તાકીદ [illegible] અને ભયાન [illegible] વાતાવરણમાં પણ હોમર ગ્રામ્ય જીવનના પરિચિત અને પવિત્ર ચિત્રાથી મનને આનદ પમાડે છે દરેક યુગ અને દરેક દેશના લેખકોની રસિકતા દિવસે દિવસે ઓછી થતી જાય છે અને તથી દરેક વસ્તુને તેઓ ભભકાદાર ચળકાટવાળી અને અલ [illegible] ચિતરવા ચૂકતા નથી વિવેક બુદ્ધિનો અભાવ અને દુષ્ટ રસિકતાના [illegible] અને કેનેડીઅન છે તેઓ કુદરતી અવાની જરાએ મહેરબાની કરતા નથી તેમના [illegible]મા જરાએ મીઠાશ હોતી નથી તેમના પ્રયોગમા અતિશયોક્તિ સપૂર્ણ ભભકો અને ઉ જ્વલતા હોય છે પરતુ જરાએ વિશ્રાંતિ કે આરામ હોતા નથી

જ્યારે આપણે અતિશયોક્તિ અને વિપુલતાની વાત કરી ગયા છીએ ત્યારે સાદાઇ પર સ્હેજ વિવેચન

**સાદાઇ પર વિવેચન.** કરવું જોઇએ, જે સાદાઇ, વાસ્તવિકતા અને સત્યને ઓળંગી જતી નથી જેનું બીજું નામ સંપૂર્ણતા છે અને જે અમિશ્રિત સાદી કુદરતમાંથી ઉદ્ભવે છે તે સાદાઇ પર વિવેચન કરવાનો મ્હારો વિચાર નથી.

દોષો દેખાડી સત્ય વસ્તુનું નિરૂપણ કરવું એજ સાદાઇની પરીક્ષામાં ઉતરવા હાલ હું ઇચ્છું છું. સાદાઇનું વર્ણન તેમજ વ્યાખ્યા આપવી એ ઘણું મુશ્કેલ છે તેટલાજ માટે આપણે એનો સ્વભાવ સમજવો જોઇએ. એમાંથી ઉપજતો લાભ અને સૌંદર્ય સમજાવવો જોઇએ અને એની બેદરકારીથી ઉપજતી વિકૃતિ પણ સારી પેઠે સમજાવવી જોઇએ.

બેપરવાઇ ભરેલી પદ્ધતિના દાખલા મળી આવે છે છતા પણ ટીમ ટાલના ચિત્રોમાં સાદાઇ વિરૂદ્ધના સિદ્ધાંતો હોવાની આશા આપણે તો નજ રાખી શકીએ. રૂપાળ સ આમેવું ! દેખાવનું વર્ણન કરનાર ચિત્રકાર ને પાત્રોની ભવ્યતા અને સૌંદર્ય ઓળખવાની ભલામણ કરે છે આ ભલામણ એની સાચી છે પરંતુ કમનસીબે એણે જે ભવ્યતા અને સૌંદર્યનો ખ્યાલ બાંધ્યો તોયે તે ભવ્યતાને સૌંદર્યને ઓળખવાનું ક્યાં છે તે કહે છે કે જો તમે ભવ્ય અને ઉચ્ચ ચારિત્રવાળા માણસોને ચિતરો તો તેમને એવી રીતે ચિતરવા જોઇએ કે આપણને એમ લાગે કે ચિત્ર હમણાંજ બોલી ઉઠશે. ચિત્ર આપણને એમ ન કહેતું હોય કે બધા કરો માગ તરફ જુઓ, હું મહાન્ ગૌરવવાળો અને છેની ન શકાય એવો રાજા છું હું સર્વત્ર ભય ઉપજાવનાર, બળવાન સરદાર છું હું ત્યાંત્ર જાણનાર મહાત્મા જ્ઞી છું હું સંપૂર્ણ પ્રામાણિક અને ડાહ્યો ન્યાયાધીશ છું આજ પ્રમાણે તે બધાજ પાત્રોને ચિતરીજ જાય છે

આપણે ફ્રુપાઇલ્સની ઢોંગી ભવ્યતાના ખળભળાટ સાથે ટાઇટીઅનના કુદરતી અને ભાવનાયુકત ચિત્રોનું શાન્ત વાતાવરણ વિરોધ દર્શાવી સરખાવી શકીએ. ટાઇટીઅનના ચિત્રોની ભવ્યતા 'ભભકાદાર' નથી હોતી પરતુ સાદી અને કુદરતી હોય છે.

**રીગૉડના ચિત્રો.**

ઘણાએ ચિત્રકારો ફ્રુ પાઇલ્સના સિદ્ધાતને અનુસરતા હતા. રીગૉડના ચિત્રોમાં ફ્રુ પાઇલ્સના સિદ્ધાતોની આબાદ અસર માલમ પડે છે. રીગૉડ જો કે બધી જ રીતે મહાન્ ચિત્રકાર હતો છતા તેના ચિત્રોમા જરાએ સાદાઇ ન હતી. બહુ દાખલા આપવાની જરૂર નથી પરતુ કેટલાક ઐતિહાસિક ચિત્રો ચિતરનારા પણ આજ પદ્ધતિને અનુસરતા હતા. કૉયપલે ' સુપ્રીમ, બીઇન્ગ " ના ચિત્રમા આજ રૈલી યોજી હતી

**રોમન કૅથોલીક ચિત્રકારો.**

રોમન કૅથોલીક ચિત્રકારોએ આ વિષય અઘટીત રીતે ચિતરવાની છૂટ લીધી છે. ફ્રુ પાઇલ્સની ભલામણ મુજબ આ ચિત્રકારોએ ચિત્રનુ વાતાવરણ અને પાત્રોને એટલા તો કલુષિત અને અધમ ચીતરેલા છે કે આપણને ચિત્રકાર પર ચીઢ ચઢે છે એટલુ જ નહિ પણ ભ્રષ્ટાચાર અને દેવની નિંદાથી પણ હલકુ કામ કરી રહ્યા હોય એમ આપણને લાગે છે.

**નીતિ અને કળાનો ગાઢ સંબંધ**

નીતિ અને કળાને ઘણો ગાઢ સબધ છે. દુર્ગુણના અભાવમાં રહેલા ગુણોના આપણે ઉત્સાહ પૂર્વક કદી વખાણ કરતા નથી માણસે પોતાની ફરજ ઉપરાત કાઇ વિશેષ કરવાની જરૂર છે

**સાદાઇનો મહાન ગુણ.**

પુરાતન સમયના લોકોએ સાદાઇના ગુણ ઉપરાંત કાંઇક વિશેષ કાર્ય કરવાની જરૂર છે. એપોલો, વિનસ લાકુન અને કુસ્તીબાજોની આકૃતિઓમાં આપણને હલનચલનની ક્રિયા, ઉત્સાહ અને સૌંદર્ય પુષ્કળ લાગે છે; પરંતુ એમના હજારો જુની ઢબનાં બાવલાં જીવન વગરના અને નિરસ લાગે છે.

સાદાઇ એ કળાની મુશ્કેલી દૂર કરવાનું કૃત્રિમ સાધન છે; અને તેથી જ સાદાઇ એ શંકાશીલ ગુણ છે. અત્યારે જે સાદાઇનું સ્થાન ઉચ્ચ છે તેને અધોગતિએ પહોંચાડવા હું ઇચ્છતો નથી, સાદાઇ એ તો સત્ય અને કુદરતના શત્રુ સામેનો રક્ષક કિલ્લો છે. સાદાઇ એ ઢોંગ કે ખોટા ડોળનો મહા શત્રુ છે કે જે ઢોંગ પેન્સીલની સાથે વળગી જ રહેલો હોય છે અને તેનું અત્યંત વિષ ચિતરાયલી આકૃતિમા વ્યાપી જાય છે.

ઢોંગ કે ખોટા ડોળની ઘૃણા કે તિરસ્કારમાંથી જ આપણો સાદાઇ તરફનો પ્રેમ અને સ્નેહ ઉદ્ભવે છે. આ ગુણ પર વિશેષ ભાર આપવાનું કારણ એટલું જ છે કે કળાકારોનું કુદરતી વર્ણન આથી ઉંધે માર્ગે દોરવાઇ જવાનો સંભવ રહે છે. જ્યારે યુવાન કળાકારને પહેલું એમ કહેવામાં આવે કે તેણે આકૃતિ અને અભિનયનો વિરોધ દર્શાવી સરખામણી કરવી જોઇએ. સૌંદર્ય અને ચેતનયુકત આકૃતિ દેખાડવા માટે શરીરની સ્થિતિ પ્રમાણે તેને ઊંધું માથું ફેરવવું જોઇએ. આકૃતિને ભવ્યતા અર્પવા માંટે રૂપરેખા ભરાવદાર હોવી જોઇએ અને તેણે વિવિધ પ્રકારના રંગથી આંખમાં ઝમક આણવી જોઇએ. આ પ્રમાણે એને જો ઝમકદાર ભાષામાં અને ભવ્ય ઉત્સાહ યુકત અને સુંદર શૈલીમાં કહેવામાં આવ્યું હોય તો એ કળાકાર પોતાના નવા મેળવેલા જ્ઞાનનું અભિ-

માન કરે છે. આજ સમયે સાદાઇના મહાન ગુણ ઘણોજ ઉપયોગી થઇ પડે છે. જુવાનીના પુર જુસ્સાને નરમ પાડી સુધારે છે.

**રંગવાની કળામાં સાદાઇની આવશ્યકતા.**

રંગવાની કળા સંબંધે પણ આજ સર્વ ધ્યાનમાં રાખવા જેવુ છે કુદરતનું પ્રથમ અનુકરણ કરવાના પ્રથમ પ્રયાસમા કળાકારે રંગનો એક આખો સમૂહ તૈયાર કરવો જોઇએ પછી તેણે જુદા જુદા રંગની જુદી જુદી જાતોનું અવલોકન કરતા શીખવુ જોઇએ અને પછી પ્રકાશમાથી અંધકાર દેખાડવાની ખુબીના તફાવતો ચિતરતા શીખવું જોઇએ અને કળાકારને કહેવુ જોઇએ. આખા ચિત્રની અસર આખપર એવી હોવી જોઇએ કે ચિત્રમાં કુદરતના રંગોની સાદાઈ અને એકત્રિતપણુ આવે

આપણે સમજી રાખીએ છીએ કે દરેક વિદ્યાર્થીની પ્રગતિને કળાની પ્રગતિ સાથે ઘણો ગાઢ સંબંધ છે જે કળાકાર કુદરતનુ અધ્યયન કરે છે તે કળાકારને માટે સાદાઇના અભાવ એ કાઇ મહાન દોષ ન ગણાય કારણ ચિત્રકળાની પ્રગતિ થઇ તે પહેલાના પુરાતન સમયના ગુરૂઓની સાદાઇનો અભાવનો દોષ ગણવામા આવતો ન હતો. આથી ઉલટુ તેમના કાર્યો ઘણાજ સાદા અને ઘણાજ અકૃત્રિમ હતા.

**કળાની કંગાલીયતનો ઉદ્ભવ.**

કળા, બાલ્યાવસ્થામા સાદી અને નિરસ હોય છે પરતુ આ જાતની જંગની સાદાઇ કે જેને દરિદ્રતા કે કંગાલિયત કહેવામા આવે છે તે અજ્ઞાત કે અભાવમાથી ઉત્પન્ન થાય છે. ત જ્ઞાનના અભાવમાથી સાધનોના અભાવમાથી કે પોતાની શક્તિના અભાવમાથી ઉત્પન્ન થાય છે

તેમની સાદાઇ, એ પસંદગીનુ પરિણામ નથી પરંતુ સચોટ જરૂરીઆત છે

**કળાની કંગાલિયત કે દરિદ્રતા દુર કરવાનાં સાધનો.**

તેમની પ્રગતિની બીજી ભૂમિકામા તેઓ પોતાની દરિદ્રતાથી પુરા વાકેફ હતા. જેમને દરિદ્રતાનો પુરો ખ્યાલ હોય છે તેઓજ દરિદ્રતા દુર કરવાના સાધનોનો ઠીક નિર્ણય કરી શકે છે એવા ઘણાએ ચિત્રકારો હતા કે જે એશઆરામમા પડયા વગર દારિદ્રયમાથી બહાર નીકળ્યા હોય. તેમની સફળતા બીજા માણસોને આગળ વધવાનો ઉત્સાહ અર્પતી કે જે માણસો મૂળ દોષ શોધી કહાડવા અસમર્થ હતા તેમજ દોષને દૂર કરવાનો ઉપાય પણ શોધી શકતા નાહ. તેઓ ઊંધી રીતે બીજેજ છેડે જઇ બેસતા. તેમણે એક વખત સાદાઇ છોડયા પછી એમને આપણે પાછા વળવાની ભલામણ નજ કરી શકીએ આપણી કળાની સમૃદ્ધિના બણુગા ન ફુકે એવી ભવ્યતાથી એમની વિપુલતા કે સમૃદ્ધિને ઠેકાણે લાવી શકાએ. વચનો જેનો માની શકે એવો નિયમ રજુ કરવો એ સ્હેલુ નથી, કારણ કેટલીકવાર એવુંએ બને છે એક વખત નિયમનો ચોકસ નિર્ણય કર્યા પછી સંજોગોવશાત એ નિયમ સાદાઇ તેમજ અલંકાર અને જુદાપણુ દેખાડવાની કળાથી તદ્દન જુદે માર્ગેજ પડી જાય છે

ચિત્રકળાની અલંકાર યુકત અને ભવ્ય શૈલીના તફાવતનો આગલા પ્રવચનમા વિવેચન કરતા મને લાગ્યુ કે જો તમારે પુરાને ભાગે એવી ઉમદા અને ભવ્ય શૈલી પ્રાપ્ત કરી હોય તો કળાના અલંકારિક ભાગો તરફ તિરસ્કાર વૃત્તિ ન રાખો.

**ટુંકડી બેદરકારી.**

મને તે સમયે જે કહેવાનુ વાજબી લગ્યુ તે કડુ ચોકસાઇ મેળવવાને માટે જે અવિશ્રાત પરિશ્રમ અને ખંતની જરૂર હોય છે.

તેના કરતા યુવકો ફાકડી બેદરકારીને વધારે પસંદ કરે છે તેટલા માટે વાંકી વસ્તુને ઊંધી રીતે વાળી ગમે તે પ્રકારે સીધી રાખે છે.

આ ઉદ્દેશથી અમુક કાર્ય શીખવાથી ગમે તે જાતની બેદરકારી કે અતિશયોક્તિ દૂર થઈ જતી નથી; પરંતુ તે મનરંજક હોવી જોઇએ. જો ચિત્રકારે પ્રથમથીજ સચોટ અસર પાડવી હોય તો ચિત્રની સામાન્ય શકિત અને બળમા સૌંદર્ય ઉમેરવુ જોઇએ,

**પ્રકાશ અને અંધકાર જાળવવાની પદ્ધતિ.**

આપણી રસિકતામા નીતિ ભ્રષ્ટતા તેમ જ ભવ્યતાનો પ્રેમ પણ હોય છે. જ્યા સુધી આ બન્ને મનના ગુણો એક બીજા પર ઊંધી અસર ન કરે ત્યા સુધી તેમને તેમનુ યોગ્ય ફળ મળે છે. તેથી જ એ મહાન ભૂલને દૂર કરવા ખૂબ કાળજી રાખવી જોઇએ કેટલાક એવા નિયમો હોય છે કે જેને આપણે આયાની માફક બાલ્યાવસ્થા સુધી જ પ્રમાણભૂત માનીએ છીએ દાખલા તરીકે મ્હારા ધારવા પ્રમાણે તો દરેક ગુરુ પોતાના શિષ્યને લીયોનાડો-ડેવેન્ચીનો પ્રકાશ અને અંધકાર જાળવવાની પદ્ધતિનો એક નિયમ તો આપે જ. લીયોનાર્ડો પોતાના નિયમમા જણાવે છે કે આકૃતિની એક બાજુએ પ્રકાશ હોય તો તેની સામેની બાજુએ અંધકાર હોવો જોઇએ, અને જો અંધકાર હોય તો સામેની બાજુએ પ્રકાશ હોવો જોઇએ. જો લીયોનાર્ડો પ્રકાશને-પ્રકાશથી અને અંધકારને અંધકારથી ખીલવવાની ઉન્નત અસર જોવા જીવ્યો હોત તો તેણે આ પદ્ધતિની પ્રશંસા કરી હોત એટલુ જ નહિ પણ તેને એમ પણ લાગ્યુ હોત કે એણે જે નિયમ આપ્યો હતો તે પહેલો નિયમ નથી.

**વિરોધ દર્શક કૃત્રિમ આકૃતિ**

કૃત્રિમ આકૃતિ રચનામા એવુ કહેવામા આવે છે કે આવી આકૃતિઓ સામાન્ય નિયમો પ્રમાણે એક બીજા સાથે વિરોધ દર્શાવે છે. જો એક આકૃતિ પ્રેક્ષકની સામે હોય તો બીજી આકૃતિની પીઠ બતાવવામા આવે છે અને દરેક વ્યક્તિગત આકૃતિના અંગોનો વિરોધ દર્શાવવામા આવે છે. ટૂંકમાં જો જમણો પગ આગળ ચિતરવામાં આવે તો જમણો હાથ-પાછળ ચિતરવામા આવે છે.

**વિરોધ દર્શાવવાની કળા.**

આવા નિયમોને જ્ઞાન મંદિરમા દાખલ કરવા - એ અગત્યની વાત છે યુવાન વિદ્યાર્થીઓને ખબર આપવી જોઇએ કે તેમણે મ્હોટી શોધ કરવાની જરૂર છે અને દરેક શ્રેષ્ઠતાને સિદ્ધાંતના રૂપમા મૂકવાની જરૂર છે આ ઉપરાંત ઉપદેશની પ્રથમ પ્રગતિ ઇદ્રિયોને જે સ્પષ્ટ દેખાઇ આવે અને લાગે તે શીખવવામા રહેલી છે, ત્યાર પછી ચમત્કારી અને શ્રેષ્ટ કળા મેળવવા માટે ધીમે ધીમે બહોળા, ઉદાર અને સંપૂર્ણ વિચારો કેળવવાની જરૂર છે, પરંતુ જ્યારે વિદ્યાર્થીઓ આગળ ને આગળ વધ્યા જશે ત્યારે એમને માલમ પડશે કે પાત્રોનું અને મનપરના હાવભાવનું મહાન સૌંદર્ય મહાન વિરોધ વગર ઉત્પન્ન થઈ શકે છે, સેન્ટ પૅાલના એક હાસ્યજનક ચિત્રમા શરીરના ગાત્રોનો વિરોધ દર્શાવ્યા વિના હાથ અને બન્ને પગની એકજ અભિનયમાં ચિતરવામા આવ્યા છે, જો આ ચિત્રમા વિરોધ દર્શાવવામા આવેતો આકૃતિનો ઉત્સાહ અને નિર્મળ સૌંદર્ય જરૂર નષ્ટ થયા વગર રહેજ નહિ. એલીમાસ નામનો જાદુગર પોતાના ધારેના મનનો હાવભાવ દર્શાવવા માટે એકજ દિશામા લંબાવે છે રેફાયલના કાર્યોમા તમે ઘણી રોગી

વિરોધ જોઇ શક્શો નહિ એની વિગધ દર્શાવવાની કળા બહુજ કુદરતી છે

સાદાઇ દેખાડવાની કળા, જુદાપણુ કે વિરોધ દેખાડવાની કળાની નુકમાનકારક અતિશયોક્તિ અને દુર્લક્ષણો વિષે મ્હે જે કાઇ કહ્યું તે પરથી આપણને સમજાશે કે ચિત્રકારે નિયમોના કારણો અને તેનો સાચો અર્થ જાણવાની જરૂર છે આ પ્રમાણે નિયમોનો સામાન્ય આશય અને અર્થ જાણ્યા પછી ચિત્રકારે શબ્દે શબ્દના અર્થમા ન ઉતરતા એ નિયમોના સમગ્ર જુસ્સો અને સત્ત શુ છે તે જાણે ના સમ છે.

**કળાના નિયમોની સંપૂર્ણ સમજ**

દષ્ટાત વિના ટીકા હમેશા સમજાતી નથી જ્યારે નિયમજ ખોટો હોય અથવા તો નિયમમા રહેલો વિચાર સકુચિત હોય તો દષ્ટાતો આપવા એ અયોગ્ય નથી

ફ્રેનોય એક એવો નિયમ આપે છે કે અમુક વિષયની મુખ્યાકૃતિ ચિત્રની વચમા ચિતરાવી જોઇએ એ ચિત્રપ્રકાશના મુખ્ય સમુહની નીચે હોવ જોઇએ કે જેથી તે ભિન્નથી જુદુ પડે જો ચિત્રકાર આ નિયમન સખત રીતે પાળે તો તેની નકામી કુરેફ્રી ઉભી થાય છે તેન આકૃતિ માન્યતા આલેખવાનો મહાન સકોચ લાગશે અને સૌંદર્યનો નાશ થશે. આ નિયમનો અર્થ નીચે જણાવ્યાથી વધારે કરવાની જરૂર નથી. એકજ દષ્ટિ નિક્ષેપથી મુખ્ય આકૃતિ ઓળખાઇ આવવી જોઇએ મુખ્ય આકૃતિ પર પ્રકાશનો સમુહ ખાસ લાવવાની જરૂર નથી. મુખ્ય આકૃતિ બરોબર ચિત્રની મધ્યમા હોવી જોઇએ મુખ્ય આકૃતિ પોતાની જગ્યાથી જુદી પડે તો ભ્રમ છે આ નિયમ ઘણો

**વિષયની મુખ્ય આકૃતિ ચિતરવાની કળા.**

અગત્યનો હોવા છતાં પણ ભાગ્યેજ કોઇ આ નિયમને અનુસરે છે. આ નિયમની વિરૂદ્ધનાં દષ્ટાંતો હાસ્યજનક ચિત્રોમાં Curist charge to Peter ના ચિત્રમાં, the preaching of the St. Paul નાં ચિત્રમાં અને Elymas the Sorcerer ના ચિત્રમાં કે જે આખા ચિત્રમાં મુખ્ય આકૃતિ હતી, તેમાં માલમ પડી આવે છે. આમાંના કોઇ પણ આકૃતિ રચનામાં મુખ્ય આકૃતિ ચિત્રની મધ્યમાં નથી. લીઋન નામના ચિત્રકારના the gent of Darinના ચિત્રમાં એલેકઝાન્ડરની મુખ્ય આકૃતિ ચિત્રની મધ્યમાં નથી તેમ જ મુખ્ય પ્રકાશ પણ તે આકૃતિ પર પડતું નથી. ચિત્રની મધ્યમાં રહેલી ડેરીઅસની પુત્રી પર પુષ્કળ પ્રકાશ પડે છે કે જ્યાં મુખ્ય પ્રકાશની ખાસ જરૂર છે.

**પ્રકાશની ખીલવટ કરવામાં લેવાયેલી છૂટ.**

પ્રકાશની ખીલવટ કરવાની કેટલી છૂટ લેવામાં આવે છે તેનો બીજો દાખલો મ્હને યાદ આવે છે. અંધકારથી વીંટળાયેલા ચિત્રોના મધ્ય ભાગની આ બાજુ મહાન સફેદ ચિતરવાની સામાન્ય પદ્ધતિ હોવા છતાં પણ ઉંધી પદ્ધતિ અનુસરવામાં આવે છે અને નિયમનો ભાવાર્થ સચવાય છે. તદ્દન ઉંધું કરી નાખવાની પદ્ધતિના દાખલાઓ વેનીસની શાળા સાથે મળી આવે છે. પોલ વેરોનીસના the marriage at કાનાના ચિત્રમાં આકૃતિઓ અડધા અંધકારમાં ચિતરાયલી હોય છે મહાન પ્રકાશ આકાશમાં હોય છે. મેળા અને ગ્રામ્ય ઉત્સવના ન્હાના ચિત્રોમાં અને ચિત્રાંતર્ગત દેખાવમાં જે સામાન્ય અને ચમત્કારિક અસર જોઇએ છીએ તે અસર આ ચિત્ર ઉપજાવી શકતું નથી. પ્રકાશ અને અંધકારના સિદ્ધાંતોને મહાન પાયા ઉપર મુકવામાં આવે, એ સિદ્ધાંતોને મેં આરે

તિઓ સમાય એટલી જગામા રજુ કરવામા આવે, આપણે આખ જ આગળ હોય એ પ્રમાણે એ સમગ્ર ચિત્ર પર પુષ્કળ ધ્યાન આપવામા આવે તો જરૂર આ કાર્યની પ્રશસા થયા વગર રહેજ નહિ.

**આકૃતિ રચનાની જુદીજુદી પદ્ધતિ.**

આકૃતિ રચનાની જુદીજુદી પદ્ધતિ અનન્ત છે. કેટલીક વખત તે ચિત્રની મધ્યમા એ મ્હોટા ભાગમા હોય છે કેટલીકવાર દરેક બાજુએ નાના ભાગોમા હોય છે અથવા તો મધ્યમાની ખાલી જગાની આજુબાજુએ આકૃતિનો એક સમુહ હોય છે,

એથેન્સની શાળાની માફક મુખ્ય પ્રકાશ ભૂમિકાની મધ્યમા હોય અથવા તો the marriage of Cana and Andremedr અને બીજા ઘણા પોલ વેરોનિસના ચિત્રોની માફક મુખ્ય પ્રકાશ આકાશમા હોય અથવા આકૃતિના સમુહપર પ્રકાશ હોય તોપણ દરેક ચિત્રકારને જુદાપણુ દેખાડવાની અને સ્વતંત્ર બનવાની છૂટ હોય છે. પુષ્કળ નમુનાના સમુહથી આખ ગુચવાઇ જાય નહિ માટે આ પધ્ધતિ ખાસ જરૂરની છે પ્રમાણસર હલનચલન દેખાડવા માટે સાદી ભૂમિકાની પણ જરૂર હોય છે. પ્રકાશકને પુરતા અધકારથી આધાર આપવાની જરૂર છે પ્રકાશિત રંગોને ઝાખા રંગોથી વધારે ઉજ્વલ બનાવવાની પણ જરૂર છે આ પ્રમાણે પ્રમાણ સાચવવાનું જ્ઞાન ઉપદેશથી મળતું નથી પરતુ ચિત્રોનું અવલોકન કરતા કરતાં જ મળે છે. અજ્ઞાન મેળવવામા ખરાબ ચિત્રો, સારા ચિત્રો જેટલોજ ઉપદેશ આપશે અમુક ચિત્ર કેમ સારૂ છે એની પરીક્ષાથી આપણને જેટલો લાભ થાય છે તેટલોજ લાભ અમુક ચિત્ર કેમ ખરાબ છે એની પરીક્ષા કરવાથી થશે.

**ચિત્રમાં પુરવાના રંગો.**

આપણી કળાના સવિસ્તર વર્ણનમાં ઉતરવાની મ્હારી ફરજ નથી છતાં પણ વેનિસના ચિત્રકારો મહાન અસર શી રીતે ઉપજાવી શકતા હતા તે જણાવવાની તક લઇશ. મ્હારા અભિપ્રાય પ્રમાણે એટલું તો ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે ચિત્રમાં પ્રકાશનો સમુહ મધુર પાકા રંગનો પીળો, લાલ અથવા પીળાશ પડતો ધોળા રંગનો હોવો જોઇએ. ભૂરા, ઝાંખા અને લીલા રંગો પ્રકાશના સમુહમાં જાણીએ દાખલ કરવા જોઇએ નહિ. આવા રંગો કેવળ આધારરૂપ કે મદદરૂપ હોય તો ઠીક.

**રોમ અને ફ્લૉરેન્ટાઇનના ચિત્રકારોની રંગની પદ્ધતિ**

આથી ઉંધી પદ્ધતિ જુઓ. રોમ અને ફ્લૉરેન્ટાઇનના ચિત્રકારોના કાર્યોમાં આપણે જોઇએ છીએ તે પ્રમાણે પ્રકાશ ઝાંખુ રાખો અને આજુબાજુના રંગો ઉજ્વલ રાખો તો તમને માલમ પડશે કે રૂબેન્સ અને ટાઇશીઅન જેવા મહાન ચિત્રકારોના હાથમાં પણ આવું ચિત્ર સુંદર, ઉજ્વળ અને આકર્ષક નહિજ બને.

**ચિત્રકાર લિબ્રાન અને કાર્લોમિરટી**

લીબ્રાન અને કાર્લોમરટીએ મહાન ગુણ યુક્ત ચિત્રકારો હોવા છતાં તેઓ રંગની ખીલવટમાં કુશળ ન હતા. સુંદર અસર ન ઉપજાવી શક્યાનું કારણ આ નિયમનો અભાવજ હતો. લીબ્રાનના ચિત્રમાંનો મુખ્ય પ્રકાશ સ્ટેટીરા ઉપર પડે છે કે જેને તદ્દન અવિવેક બુદ્ધિથી ઝાંખા ભૂરા લુગડાં લત્તા પહેરાવવામાં આવ્યા હતા. એટલું તો સત્ય છે કે એણે ભૂરા રંગને મોતિરી રંગની આભાસ ચમક આપી છે પરંતુ એનાથી મન પુરૂં થતું નથી. ત્યારે ચિત્રનો સામાન્ય રંગ લાલ કે પીળો હોય ત્યારે પોમીન જુના કપડા લત્તાનું એક સ્થળ બનાવનો.

ટાઇટીઅનનું એકસ અને એરીએડને નામનું ચિત્ર રંગના એક રાગ માટે વખણાય છે. એરીએડને

**ટાઇટીઅનનું ' એકસ અને એરીએડને ' નામનું રંગીન ચિત્ર.**

ની આકૃતિની પાછળ ચિતરાયલા સમુદ્રને છુટા પાડવા માટે તેને લાલ ઓઢણી પહેરાવવામા આવી છે. ચિત્રની સામાન્ય સામ્યતા, એક રાગ અને અસર ઉપજાવવા માટે આ પ્રમાણે ચિત્ર ચિતરવામા આવ્યું છે. એરીએડનેનું ચિત્ર એક મહાન સમૂહમાથી જુદુ પાડવામાં આવ્યું છે અને મસુદ્રને લગતા ભૂરા રગમા લુગડાલત્તા પહેરાવવામા આવ્યા છે. આમ કરવાથી ઝાખા અને ઉજ્વળ રગો એકબીજાને ઠીક આધારરૂપ થઇ પડયા છે, પરંતુ આ ચિત્રના બે જુદા ભાગ પાડી શકાય એક અડધો ભાગ ઝાખા રંગનો અને બીજો ભાગ ઉજ્વળ રંગનો આ ચિત્રમા પાકા અને ઉજ્વળ રંગને ઝાખા રગમાં લઇ જવાની અને ઝાંખા રગને પાકા રગમા લઇ જવાની ઘણીજ જરૂર હતી. તેટલા માટેજ ટાઇટીઅને એરીએડને લાલ ઓઢણી પહેરાવી હતી, અને એકેન્ટેન ભૂરા લુગડાંલત્તા પહેરાવ્યા હતા.

ચિત્રનો પ્રકાશ હમેશ ઉજ્વળ રંગમાજ હોવો જોઇએ. ડચ અને ફ્લેમીસ ચિત્રકારોની માફક મુખ્ય

**ચિત્રમાં ઉજ્જવળ પ્રકાશની જરૂરીયાત.**

પ્રકાશ માટે ધોળા રંગ વાપરી શકાય છતા પણ ટાઇટીઅનની માફક સર્યારતના પીળા કિરણોથી ઉજ્વળ બનતો ધોળો રગ વાપરવામા આવતો હોય તો વધારે સારૂં ટાઇટીઅનનાં ચિત્રો અને ફ્લેમીસના ચિત્રકારોના ચિત્રો સાથે સાથે લટકાવવામા આવ્યાં હોય તો તેઓ એકબીજાની સરખામણીમાં ઝાખા લાગે છે.

અમુક વિષયના ઉજ્વલ ભાગો ઝાખા રગમાં નથી હોતા પરંતુ ઉજ્વલ રગમાં હોય છે. વ્યક્તિગત ભાગોમા જે પદ્ધતિને આપણે

અનુસરીએ તેજ પદ્ધતિ આખા ચિત્રના ભાગોમાં હોવી જોઇએ એવી મારી તો ભલામણ ખાસ છે. આપણી આંખને ઉપજાવતી એક જાતની અસર સૌંદર્ય ઉપજાવશે માટે આપણી કળામાં કોઇ પણ સિદ્ધાંત વધારે ચોકસ થઇ શકતો નથી.

**ચિત્રની શ્રેષ્ઠ અસર શી રીતે ઉપજે ?**

એરીઍડનેને લાલ લુગડાં કેમ પહેરાવવામાં આવ્યાં તેનું કારણ આપતાં મને એમ લાગે છે કે ચિત્રને આરામ આપવાની સૌથી શ્રેષ્ઠ કળા ટાઇટીઅનની ધ્યાન બહાર જતી હોવી જોઇએ. નીચી કોટિના ચિત્રકારો આ પ્રકારની અસર ઉપજાવવામાં એનાથી વધારે પ્રખ્યાત થયા છે. જ્યારે કળા બાલ્યાવસ્થામાં હતી ત્યારે આ પ્રકારની પદ્ધતિ તરફ વધારે ધ્યાન આપવામાં આવતું હતું. રંગમાં બીજાને છેતરવાની કળાને અને આનન્દને હું ગમે તેટલો નીચી કોટિનો માનું છતાં પણ હું એનો તો વિરોધ નજ કરૂં કારણ આ કળા કોરેજીઓ અને રેમ્બ્રાન્ટના શ્રેષ્ઠ કાર્યોમાં સંપૂર્ણ રીતે હતી. જો ચિત્રની ભૂમિકા પર પડતા પડછાયા ભૂમિકામાં સમાઇ જતા હોય અથવા તો ગુમ થઇ જતા હોય તોજ આવી અસર ઉપજી શકે. આથી ભૂમિકાને આકૃતિથી તદ્દન જુદી પાડવાથી આરામ અને વિશ્રામની અસર ઉપજે છે. આ પ્રમાણે ભૂમિકા પર આકૃતિને અંદરથી ચિતરવાની કે ગોઠવવાની પદ્ધતિને જુના ચિત્રકારો અનુસરતા. દાખલા તરીકે એન્ડ્રીઆ મેન્ટેગ્ના, પીએટ્રો, પેરૂજીનો, લીઓનાર્ડો ડેવીન્ચી, જીઓર્જીઓને, આલ્બર્ટ ડયુરર અને કોરેજીઓ—આ બધા ચિત્રકારો આજ પદ્ધતિને અનુસરતા હતા. એમાંના પહેલા ત્રણ ચિત્રકારોએ આરામ કે વિશ્રાન્તિને પોતાનો મુખ્ય આશય ન ગણતાં પોતાની શૈલીની શુષ્કતા સુધારવી શરૂ કરી. આરામ અને સમૃદ્ધ અસર આ બન્ને ગુણો કોઇ પણ દિવસ ચિત્રમાં સાથે ન રહી શકવાથી એ

એમાંથી કયા ગુણને પસંદ કરવો એ મુશ્કેલ નથી. ઘણા ખરા ચિત્રકારો મારી પેઠે સમજે છે કે શ્રેષ્ઠ અસર ઉપજાવવી હોય તો ચિત્રના આખા ભાગને દોષમાંથી બચાવવા માટે થોડા ભાગનો ભોગ પણ આપવો પડે. પ્રકાશ અને અંધકારનું સંગઠ્ઠન ઠીક હોવું જોઇએ; અને તેમનો આકાર પણ મનરંજક હોવો જોઇએ આ આશય મેળવવા માટે કેટલાક ભાગો વધારે અંધકારમય હોવા જોઇએ; અને બીજા કેટલાક ભાગ વધારે પ્રકાશવાળા હોવા જોઇએ. ચિત્રના પડછાયા કુદરતના પડછાયા કરતાં પણ વધારે પ્રબળ ચિતરાવવા જોઇએ. પોલ વેરોનીસ આ પદ્ધતિની બહુજ છૂટ અને સ્વતંત્રતા લેતો પોલ વેરોનીસને એક વખત એમ પૂછવામાં આવ્યું કે તમારી કેટલીક આકૃતિઓનો કાળો રંગ શાથી છે? તેણે જવાબ આપ્યો કે એ તો પસાર થતા વાદળાને લીધે કેટલીક આકૃતિઓ ઉપર અંધકાર છવાઇ રહ્યો છે.

**રૂબેન્સનું એક શ્રેષ્ઠ ચિત્ર.**

રૂબેન્સનું એક ચિત્ર આ પદ્ધતિના શ્રેષ્ટ દાખલો છે. તેણે ચંદ્રિકાનુ આલેખન આજ પદ્ધતિને અનુસરીનેજ કર્યું છે. રૂબેન્સે ચિત્રમાં પુ કળ પ્રકાશ નાખ્યુ છે; એટલુંજ નહિ પણ ઉજ્વળ રંગોથી ચિત્રોને બહુજ શોભાયમાન બનાવ્યું છે. જો એણે ઝાખા સૂર્યાસ્તને બદલે તારાનું આલેખન ન ઉમેર્યું હોત તો એનુ ચિત્ર બીજા ચિત્રકારોના ચંદ્રિકા આલેખન કરતા જુદું પડત. રૂબેન્સનો મુખ્ય ઉદ્દેશ આંખને સંતોષવાનો અને આનન્દ પમાડવાનો હતો. રંગનું જુદાપણું અને વિરૂદ્ધ દેખાડવાની કળામાંથી ઉપજતી સામ્યતા કે એક ગગને ભોગે તે આ ચિત્રને વધારે કુદરતી બનાવી શક્યો હોત.

વધારે લાભ મેળવવા માટે, આપણે કુદરતથી છૂટા રહેવાની આવશ્યકતાનો દાખલો, આજ ચિત્ર આપે છે. આ ચિત્રમાં ચંદ્ર જે

પ્રકાશ બીજી વસ્તુ પર નાખે છે તેના કરતા વધારે પ્રકાશ કુદરત પર નાખે છે. જો રૂબેન્સે પ્રકાશનું પ્રમાણ ચદ્રમા અને કુદરતના વિષયો વચ્ચે બરાબર માપ્યું હોત તો ચિત્ર પ્રકાશના એક જ ટપકા કે બિન્દુ જેવું લાગત અને અમુક અંતરથી એ ચિત્ર એક નાના ટપકા જેવું લાગત. આજ દાખલામાં એટલા જ માટે એવું કહેવામાં આવે છે કે એ વિષય એવો છે કે એને જરાએ ચિતરવાનો શ્રમ લેવાની જરૂર નથી. તો પછી આજ કારણને લીધે એમ પણ કહેવામાં આવે કે બખ્તર અથવા તો કોઇ પણ ચળકાટ વાળી વસ્તુ ચિતરવાની જરૂર નથી. રેમ્બ્રાન્ટે એચીલ્લસના ચિત્રમાં વિષયો ચિતરવા કરતાં પ્રકાશ અને રંગ પર વિશેષ ધ્યાન આપ્યું છે. બખ્તર અને મુખાકૃતિનો ભેદ અને તફાવત બતાવવા માટે તેણે ચોપામાં બહુ જ નીચી કોટિના રંગો પૂર્યા છે. આથી આખું ચિત્ર આપણને તદ્દન કાળું લાગે છે. કુદરતનો સંકુચિત ખ્યાલ હોવાને લીધે તેણે બરબર ઉમદા વસ્તુનો ભોગ આપ્યો છે. રૂબેન્સ અને રેમ્બ્રાન્ટના ગુણ દોષ કુદરતના સંકુચિત સિદ્ધાંતોથી નક્કી કરવાની જરૂર નથી કે જે સિદ્ધાંતો મનની અસરથી તદ્દન જુદા જ છે. જો આપણે વિવેક બુદ્ધિથી અને સમજ શક્તિથી વિચાર કરીએ

ગુંચવાઇ ગએલા સિદ્ધાંતોને એક નિર્મળ આકૃતિથી જોતાં શીખવવાનું છે. કળા પોતાનો ઉદ્દેશ સાધનોથી પુરો પાડે છે માટે સંગીત નિયમોને સાધ્ય કરવા હોય તો મનોવિકારનું અને મનના સ્વભાવ અને વલણનું જ્ઞાન બહુ જ જરૂરનું છે.

કળાના નિયમો અને શાશ્વત અને અનન્ત મનોવિકારો વચ્ચેના સંબંધની તપાસ પ્રયત્ન પૂર્વક કરવી એ તો વિવેચનના મૂળમાં ઉતરવા જેવું છે પરંતુ મ્હને ચોક્કસ ખાત્રી છે કે આ કામ ઉપાડવામાં વિશાળ જ્ઞાન અને ઝીણી અને હૃદયસ્પર્શી વિવેક બુદ્ધિની ઘણી જ જરૂર છે.

**આપણી નજર આગળનાં ચિત્રો.**

હું આ પ્રવચન પુરૂં કરૂં તે પહેલાં આપણી નજર આગળનાં ચિત્રો વિષે કાંઇક કહેવાની મ્હને જરૂર લાગે છે. મ્હેં જોયું છે કે દરેક ઉમેદવારે એગેમેનોનની મુખાકૃતિ ઝભ્ભામાં સંતાડવાની ટીમન્થેસની પ્રખ્યાત નવી શોધની નકલ કરી છે. આ વિચારની બેહુતમ પ્રશંસા કરવામાં આવી છે. વળી સીસેરોક્વીન્ટીલીઅન, વેલેરીઅસ, મેક્સીમસ અને પ્લીની જેવા મહાન્ જ્ઞાની વિવેચકોએ પણ પ્રશંસા કરવામાં કાંઇ બાકી રાખી નથી. ને વિષયની જોડે એટલા બધા સંબંધમાં આવેલું જણાય છે કે જે વિષય ચિત્રકારના મનમાં એકત્રિત હોય અને ચિત્રમાં તે વિષય એકત્રિતપણે આલેખાયલો હોય તો પ્રેક્ષકોને જરૂર નિરાશા ઉપજે; પરંતુ એટલું તો કહી શકાય કે જે માણસો આવા સંજોગોની પ્રશંસા કરે છે તે માણસો ચિત્રકાર તો ન જ કહેવાય. તેઓ તે સંજોગને કળાના દૃષ્ટાંત તરીકે રજુ કરે છે. કવિત્વ શક્તિને ઉત્તેજિત કરે એવી કલ્પનાના ઉદ્દયનના સાધનો આપણી પાસે ઘણાં ઓછાં છે. આપણે એ સાધનો પ્રાપ્ત કરવાનો પ્રયત્ન સુદ્ધાંત કરવો-

દરેક ચિત્રકારે આકૃતિ અને લક્ષણો સંપૂર્ણ ચોકસાઇથી અને બહુજ કાળજીથી દર્શાવવા જોઇએ કેવળ કલ્પના પર આધાર રાખી બેસી રહેવું જોઇએ નહિ. ચિત્રકારે પોતાનો વાસ્તવિક અનુભવ આલેખવો જોઇએ. આજ પદ્ધતિને યોગ્ય રીતે વિજ્ઞાન અને જ્ઞાન કહેવામાં આવે છે. ખોટા સૌંદર્યના ખ્યાલથી કળાકારે વિજ્ઞાન અને જ્ઞાનનો કદી ભોગ આપવો જોઇએ નહિ.

**ફ્લેકોનેટ પ્લીનીના ભાષાન્તરમાંનો એક ચિત્ર સબંધે ફકરો.**

ફ્લેકોનેટ પ્લીનીના ભાષાન્તરના એક ન્હાના ફકરામા જણાવે છે કે ચિત્રકારની કલ્પનામાથી એગેમેનની મુખાકૃતિ ઓઢણીથી સંતાડવાનો સંજોગ ઉદ્‌ભવ્યો ન હોત, પરંતુ યુરોપીડીઅસમા માલમ પડે છે કે તે પ્રમાણે આત્મભોગના વર્ણનમાંથી નકલ કરવામા આવી હતી.

આખુ ચિત્ર નીચેના શબ્દોમાથીજ ચિતરવામા આવ્યું હતું. એગેમેનને દીકરીઓને નાશકારક યજ્ઞ વેદી તરફ પ્રયાણ કરતા જોયો તે ધ્રુજ્યો. તેણે પોતાનુ માથું ફેરવ્યું અને તેને આસુ આવ્યા અને ઝભ્ભાથી પોતાની મુખાકૃતિ ઢાંકી દીધી.

ટીમન્થેસને જે પ્રશસા મળી છે તે પ્રશસાને ફાલકોનેટ જરાએ સમત થતો નથી કારણકે ચિત્ર એક નવી શોધ નથી એટલુજ નહિ પરતુ તે આ છુપાવવાની કળાને ઘણીજ તિરસ્કાર વૃત્તિથી જુએ છે તે કબુલ કરે છે કે આ છુપાવવાની કળા લોહીવાળા અને ભયાનક દેખાવમા ઘણીજ સારી છે, પરતુ તે કહે છે કે તમારા જેવા મહાન ચિત્રકાર દુ ખી પિતાને, ગજાને અને એગેમેનોનને સુદર અને રસયુકત સજોગોમાથી મને છુપાવો છો, અને ખોટા આભાસ અને ઢાકણુ નાખી મને દૂર કરી ફેકી દેવા માગો છો, તમે સાધન વગરના નિમાલ્ય ચિત્રકાર છો, તમને આ કળાનુ કશું

જ્ઞાન નથી. વીરમુખાકૃતિને ઢાંકનાર એ કયા પ્રકારનો બુરખો છે તે જાણવાની મન જગએ દરકાર નથી. તમે એગેમેનનની મુખાકૃતિ ઢાંકતા તમારું અજ્ઞાન ઉઘાડું કરો છો.

શાન્ટિનેટે જે કાંઈ કર્યું તેની પુષ્ટિમાં આપણે કહી શકીએ કે જો ચિત્રકારની નવી શોધ દીલગીરીનો હાવભાવની કલ્પના છોડી દેવામાં સમાયલી હોય તો આ છુપાવવાની કળાનો ઉપયોગ એકજ વખત થઈ શકે જે માણસ આ કળા બીજી વખત વાપરે તેને નવિનતાની જરૂર પડશે એટલુંજ નહિ પણ લોકો એમ શંકા લાવશે કે એ તો મુશ્કેલી દૂર કરવાના ઉપાયો યોજે છે જો મુશ્કેલી છતી વામાંજ કળાની કુશળતા સમાયલી હોય તો મુશ્કેલી દૂર કરનાર વ્યક્તિને સંતોષકારક પ્રશંસા પ્રાપ્ત થતી નથી.

---

# પ્રવચન નવમું.

---

## મનની પ્રગતિનું લક્ષ્ય બિન્દુ.

કળાના ઉમદા આશયો અને જ્ઞાનમંદિરને માનનીય બનાવવાનો યશ રાજેશ્રી નામદારના આશ્રયને લીધેજ છે.

**આપણું જ્ઞાન મંદિર એ શ્રેષ્ઠ શિલ્પ કળાનો દાખલો છે**

આપણી પ્રગતિમય કાર્યની સફળતા પ્રાપ્ત કરવા માટે આપણે કશુંજ કામ કરવાનું બાકી રાખ્યું નથી. આપણી પ્રજાએ પહેલા કદી નહિ જોયેલાં એવા કળાના કાર્યો આપણે આજે જોઇ શકીએ છીએ તેથી આપણને સુખ અને સંતોષ વળે છે જે મકાનમા આજે આપણે બધા ભેગા થયા છીએ તે મકાન ભવિષ્યની પ્રજાને માટે એક શિલ્પીની શ્રેષ્ઠ શક્તિનો ઉમદા અને પ્રખ્યાત દાખલો થઇ પડશે. જે માણસો આ મકાનનું બાધકામ જોઇ આશ્ચર્ય પામે છે તે માણસો મકાનની અદરના ભાગો જોઇ નિરાશ ન થાય એ જોવાની આપણી પ્રજામા કુશળ અને યશસ્વી માણસો વિજ્ઞાનના દરેક ભાગમા જન્મ્યા છે આપણી પ્રત્યે પાડોશની પ્રજાનો માનનો આધાર આપણે બુદ્ધિની શ્રેષ્ટતામા એમનાથી કેટલા ઉતરતા છીએ તેના પર છે, પરંતુ જે પ્રજાનુ પ્રથમ લક્ષ વ્યાપાર અને લક્ષ્મીમા રોકાયનુ હોય છે તે પ્રજા જગલી પ્રજા કરતા વધારે કશુજ પ્રાપ્ત કરી શકતી નથી. જે સસ્થાનોને ઉદ્દેશી મનના મોજશોખ, તરગ અને આનન્દને ખેડવાનો હોય છે તે સસ્થાની નીચિ કોટિની નીતિશાળા કરતા એ હલકી કહેવાય

**ઇન્દ્રિયોની વાસના.** મનની પ્રગતિ શાના તરફ છે, શું હોવી જોઇએ અને એનું લક્ષ્ય બિન્દુ પણ કેવા પ્રકારનું હોવું જોઇએ તેના ટુંકા વિવેચનમાં હું ઉતરવા ઇચ્છું છું મનુષ્યને એની નીચામાં નીચી દશામાં ઇન્દ્રિઓ સિવાય બીજા કશામાં આનન્દ પડતો નથી અને ઇન્દ્રિયોની વાસના સિવાય બીજી કોઇ વાસનાને તે ઇચ્છતો નથી. ત્યાર પછી જ્યારે સમાજનો વિભાગ જુદા જુદા દરજ્જા પ્રમાણે પડી જાય છે અને કેટલાકને બીજાને પોષવા માટે પરિશ્રમ કરવા નીમવામાં આવે છે ત્યારે પરિશ્રમમાંથી વિમુક્ત થયેલા બુદ્ધિશાળી કાર્યોમાં પ્રેરાય છે. આ પ્રમાણે જ્યારે ભરવાડો પોતાના ઘેટાની સભાળ લેતા હતા ત્યારે તેમના ગુરુઓ ખગોળ શાસ્ત્રનું અવલોકન પહેલીજવાર કરવા શરૂઆત કરતા હતા. આજ ન્યાયે એમ કહેવામાં આવે છે કે એક માણસ હથોડા ટીપવાનો અવાજ સાભળતો હતો અને તે અવાજમાંથી સગીત શાસ્ત્રની શરૂઆત થઇ.

**ઇન્દ્રિયોનો આશ્રય.** ઇન્દ્રિયોનો એક જ વખત આશ્રય લેવાથી તમે એને અનુસરવામાં મહાન ભયમાં આવી પડશો પરતુ જે માણસ સક્રિય કાર્ય કરતો નથી અને કેવળ ઇન્દ્રિયોને જ સંતોષી જાણે છે તે માણસો મહાન ભયમાં આવી પડે છે મનુષ્યના સુખને માટે અને સમાજના રક્ષણ માટે મનને સત્ય અને સૌંદર્યના અભ્યાસમાં ઉત્કૃષ્ટ બનાવવાની ઘણી જ જરૂર છે આ પ્રમાણે પ્રગતિ કરવાથી મન શ્રેષ્ઠ વસ્તુથી પણ કાઇક વધારે શોધવાની તપાસ કરવા તત્પર થાય છે અને ઉચ્ચ વિચાર અને કુમદા આનન્દ મેળવવા શક્તિમાન થવાથી તે સામાન્ય સમજ શક્તિ પર સ્વામિત્વ મેળવે છે. દરેક કળાને મનુષ્ય સ્વભાવના ઉત્સાહમાં માનસિક આનન્દ મળે છે જે વસ્તુ ઇન્દ્રિયજન્ય સંતોષમાંથી ઉપજતા વિચા-

તેને છટા પાડે છે અને જે વસ્તુ અંતર્ગત રહેલો ઈશ્વરી સુખનો અનુભવ કરાવતા શીખવે છે તે વસ્તુએ આપણા સ્વભાવની ભવ્યતાની ઉત્કૃષ્ટ બનાવવાની પ્રગતિ કરવી જોઇએ,

**ઇન્દ્રિયાદિક સુખમાં નષ્ટ થતી કળા.**

ઉચ્ચ મસ્કારી પુરૂષને કાંઇ જ બંધન રૂપ નથી મન બહુ જ ધીમે ધીમે સંપૂર્ણતાને પામવા માટે પરિશ્રમ યુક્ત પ્રગતિ કરે છે, કે કે જે સંપૂર્ણતા દૂરથી ઝાંખી થાય છે, છતાં પણ તેને પ્રાપ્ત કરવાની નિરાશા ઉત્પન્ન થતી નથી આ સંપૂર્ણતા કદી પ્રાપ્ત નહિ થઇ શકે એવું આપણે જાણવા છતા પણ તેને મેળવવાનો સતત પ્રયત્ન આદરવો જોઇએ સતત પ્રગતિ ફળદાયક નીવડે છે એ વાત નિર્વિવાદ છે. એક સત્ય બીજા સત્યને શોધે છે અને તેથી આપણો ભંડાર સમૃદ્ધ થાય છે. આપણી કળા ઇન્દ્રિયોને ઉત્તેજિત કરે એવી નીચ કોટિની શકિતઓને અનુરૂપ બને છે, પરંતુ સમજ શકિત અને તરંગી કલ્પનાની મદદથી આપણે આપણી કળાને વિવેક બુદ્ધિની સાથે જોડવી જોઇએ આ પ્રમાણે વિચારની પ્રગતિને ઇન્દ્રિયોથી સમજી શકીએ છીએ તરંગી કલ્પના તે વિચારોને સંયુક્ત કરે છે અને બુદ્ધિ તેમને વિભકત કરે છે. આપણી કળાને એના કુદરતી અને સત્ય લક્ષણોને ફેંકી દીધા વગર જો આપણે આપણી કળાને ઇન્દ્રિયાદિક સુખના દુષ્ટ વાતાવરણને વધારે ને વધારે પવિત્ર બનાવીએ તોજ આપણી કળા ભવ્ય બને, પરંતુ જો આપણે એ કળાને ઇન્દ્રિયાદિક સુખમાજ રચવાપચવા દઇએ તો આપણી કળા શ્રેષ્ઠ કળા નજ કહેવાય અને અધોગતિને પામે આટલી વાત તો દરેક કળાકારે બહુજ ધ્યાનપૂર્વક યાદ રાખવી જોઇએ આ સાથે કળાકારે એટલું યાદ રાખવું જોઇએ કે કળાની ઉત્કૃષ્ટતા માટે સદ્ઉપયોગી સભ્ય થવાથી અને

સમાજની સંપૂર્ણતા અને આશય પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખવાથી તેને ઘણુંજ પ્રોત્સાહન મળે છે

**કળાનો આશયઃ— સૌંદર્ય અને સંસ્કારી રસિકતા.**

આપણી કળાનો આશય સૌંદર્ય પ્રાપ્ત કરવાનો છે સૌંદર્યને શોધવું અને દર્શાવવું એ આપણી ફરજ છે જે સૌંદર્યની શોધ કરવા આપણે તૈયાર છીએ તે સૌંદર્યને બુદ્ધિ સાથે ઘણોજ સંબંધ છે તે વિચાર કેવળ મનમાંજ વસે છે તે વિચાર કોઇ જોઈ શકતું નથી તેમજ તેને વ્યક્ત કરી શકાતો પણ નથી. તે વિચાર કળાકારના હૃદયમાં વસે છે કળાકાર એ વિચાર બીજા માણસોમાં પ્રેરવા સતત પ્રયત્ન કરે છે અને એ વિચારોને બીજાના હૃદયમ ઉતારતા પહેલા મરણ પામે છે પરંતુ કળાકાર પોતાના વિચારોથ પ્રેક્ષકોના વિચારોને ઉત્કૃષ્ટ બનાવે છે અને તેથી સમગ્ર જનતા ઉપ હિતકર અસર અને સંસ્કારી રસિકતા પ્રસરી રહે છે

---

# પ્રવચન દસમું.

## શિલ્પ કળા.

કળાના સિદ્ધાંતો પર મ્હેં જે અવલોકન કર્યાં છે તે વિષે હું વિવેચન કરીશ.

**શિલ્પ કળા અને ચિત્ર કળા.**

જો આ અવલોકનો ખાસ કરીને ચિત્ર કળાને અનુરૂપ થતાં હોય તો આ કળા શિલ્પ કળા કરતાં વધારે વિશાળ અને ગુંચવણ ભરેલી છે. તેટલા જ માટે શિલ્પ કળાના મુખ્ય સિદ્ધાંતો ચિત્રકળાના સિદ્ધાંતોમા સમાઇ જાય છે.

મ્હારી ઇચ્છા શિલ્પ કળાને વિષે થોડું વિવેચન કરવાની છે. શિલ્પકળાના સિદ્ધાંતો અને ચિત્રકળાના સિદ્ધાંતો કઇ પદ્ધતિમા સરખા છે અને કઇ પધ્ધતિમા જુદા પડે છે તે વિષે વિચાર કરવાની મ્હારી ઇચ્છા છે. શિલ્પીના પરિશ્રમમા કયો મહાન ઉદ્દેશ રહેલો છે, એનામાં અમુક કાર્ય ઉપજાવવાની શી શકિત રહેલી છે અને આ બધો પરિશ્રમ યોગ્ય છે કે અયોગ્ય છે ?—એ સર્વનો વિચાર કરવાની મ્હારી ઇચ્છા છે.

શિલ્પ કળા એ ચિત્ર કળા કરતાં વધારે સાદી અને સામ્યતા જાળવનારી કળા છે. શિલ્પ કળા ઘણા વિષયોને અનુરૂપ થઇ સુંદર અસર ઉપજાવી શકતી નથી. શિલ્પ કળાનું વિશીષ્ટ લક્ષણ

અને આશય બે જ શબ્દોમાં જ કહેવાય એવું છે. આકાર અને લક્ષણ આ બન્ને ગુણો એક જ પધ્ધતિમાં અને એક જ શૈલીમાં આલેખી શકાય છે. ચિત્રકળાની શકિત વધારે વિપુલ અને વિશાળ હોવાથી તેની પધ્ધતી વિવિધ પ્રકારની છે. રોમ. લોમ્બાર્ડ, ફ્લોરેન્સ, વેનિસ અને ફ્લેમિસની શાળાઓ એક જ આશયને જુદાં જુદાં સાધનોથી મેળવે છે; પરંતુ શિલ્પ કળાને એક શૈલીઓમાંથી ચિત્ર કળાની એક જ શૈલીની સાથે સંબંધ હોઇ શકે. આ સંબંધ એટલો બધો ગાઢો હોય છે કે આપણને એમ જ લાગે કે એક જ કળા જુદાં જુદાં સાધનો પર કામ કરી રહી છે. ગત યુગના શિલ્પીઓ ચિત્રકળાની જુદી જુદી શૈલી ઉપર પુરતું ધ્યાન ન આપવાથી ઘણી ભૂલો કરે છે. તેઓ સારી પેઠે જાણતાં હતા કે તેમને ચિત્રકળાની મહાન શૈલીથી નકલ કરવાની તેમજ તેમની કળા સુધારવા; તેમના વિચારો ગ્રહણ કરવાની છૂટ આપવામાં આવી હતી. છતાં પણ તેમને ખબર ન હતી કે તેમને અલંકાર યુક્ત શૈલીમાંથી એકજ પદ્દતિને અનુસરવાની છૂટ ન હતી. જ્યારે તેઓ ગમે તે નમુનાની સુંદર અસર વિરોધ દર્શાવવાની કળા અને સાધારણ શ્રેષ્ટતાની નકલ કરવા પ્રયત્ન કરે છે; ત્યારે તેઓ ચોક્સ રીતે માને છે કે તેઓ પોતાની કળાને નકલથી વિશાળ અને વિપુલ બનાવી રહ્યા છે; પરંતુ વાસ્તવિક રીતે તો તેઓ પોતાની કળાને વિશીષ્ટ લક્ષણોનો ભંગ કરી રહ્યા છે; કારણ તેઓ હલકાં નમુનાનું અનુકરણ કરી રહ્યા છે એટલુંજ નહિ પણ કદી મળી ન શકે એવા માર્ગે પોતાનો પ્રયત્ન આદરી રહ્યા છે. આકૃતિ રચનાના અનહદ શિષ્ટાચારમાં શિલ્પ કળાની ભવ્યતા અને ગાંભીર્ય સમાયલાં છે. ચિત્રમાં ઉતારવા લાયક અને મનોહર વિરોધ દર્શાવવાની કળાને શિલ્પકળામાં સ્થાન નથી. આ કળામાં દરેક વસ્તુનું વર્ણન કરવામાં આવે છે. એક બાજુ અને બીજી બાજુમાં જરાએ તફાવત હોતો નથી. બાળક

અને પૃષ્ઠ વસ્તુમાં સરખા નજ હોય. તેમજ જમીન એટેલી આકૃતિ ઉભી રહેલી આકૃતિના જેવી નજ હોય.

**શિલ્પકળાનું કર્તવ્ય.** દરેક કળાની શ્રેષ્ટતા પોતાનો આશય પરિપૂર્ણ કરવામાં જ સમાયલી છે; કુદરતની ખોટી નકલ કરવાથી અથવા મનોહર વિરોધ દર્શાવવાની મહત્વાકાંક્ષાથી જો શિલ્પ કળાથી ઉત્પન્ન થતા ભવ્ય વિચારો નષ્ટ થતા હોય તો અમે કહેવાને ધૃષ્ટતા કરીએ છીએ કે હમારે એ નવી રીતો જગાએ જોઇતી નથી. જો આ કળાનો ઉચામાં ઉચો આશય ઉતરવાનો હોય તો ચાલો આપણે ભાવનાઓને વધારે પડતા રંગીએ કે જેથી આપણો આશય પરિપૂર્ણ થાય; પરંતુ આખું જગત રંગની વિરૂદ્ધ હોવાથી એ પદ્ધતિ જરૂર વિઘ્નરૂપ થઇ પડે એ તો સ્વાભાવિક છે. જો શિલ્પીનું કર્તવ્ય અજ્ઞાનીને આનન્દ આપવામાં સમાયલું હોય, ઇન્દ્રિયોને મનરંજક કરવાનું હોય તો " વિનસ ઑફ મીડીસી " રંગને લીધે ઘણુંજ સુધરી શકે; પરંતુ શિલ્પીનું કર્તવ્ય ઉત્કૃષ્ટ પ્રકારના આનન્દ આપવાનું છે કે જે આનન્દ સંપૂર્ણ સૌંદર્યના અધ્યયનમાંથી ઉદ્ભવે છે, આ આનન્દને મત્તઃ બુદ્ધિગમ્ય આનન્દ કહેવામાં આવે છે અને તે ઇન્દ્રિયજન્ય આનન્દનો સચોટ વિરોધ કરે છે. પોતાની કળાની સર્વોત્તમ શ્રેષ્ઠતાને નષ્ટ કર્યા વગર શિલ્પીને ગમે તે પ્રકારની છેતરપડી કરવાની છુટ છે. આ શરતે શિલ્પીને કબુલ કરવાની ફરજ પડશે કે શિલ્પકળાની હદ ઘણા લાંબા વખતથી નિર્ણીત થઇ છે અને પુરાતન સમયના શિલ્પીઓના શ્રેષ્ઠ કાર્યોને ઓળંગી જવાની આશા રાખવી એ નિષ્ફળ નીવડશે.

**શિલ્પીનું આલેખન.** નકલ કરવાની કળા એ કળાનું સાધન છે પણ આશય નથી. જેવી રીતે પોતાના વિચારો ભાષા મારફત પ્રેક્ષકોના મનમાં ઠસાવી

શકાય છે તેવીજ રીતે શિલ્પી નમ્ર કરવાની કળાને દર્શાવી શકે કે કવિતા અને વાક્ચાતુર્ય દરેક પ્રકારની મજાનો ઉપયોગ કરે છે પરંતુ આવી મજા ફરજીઆત નથી અને શિષ્ટાચાર રૂપેજ હોય છે શિલ્પી અમુક વસ્તુનુજ આલેખન કરે છે પરંતુ તેનો આશય ઘણોજ ઉચ્ચ હોય છે એકજ દૃષ્ટિ નિક્ષેપથી આપણને હૃદય એમ લાગે કે આ સપૂર્ણ આકારને આપણે લાગણી અને લક્ષણો દર્શાવવા માટે વધારે ઉચ્ચ દરજ્જે લઈ જઈએ અને વધારે ઉચ્ચ આશય દર્શાવી શકીએ તો ઠીક પરંતુ આપણે અનુભવથી સંયોગ રીતે કહી શકીએ કે આકારનુ સૌંદર્ય બીજા કોઈ પણ ગુણ વગર માનનીય અને પ્રશસનીય બની શકે છે માઇકલ એન્જેલોની ચિત્રશાળામા તેમજ જુની ઢબના બાવલામા આપણે આકારની શ્રેષ્ઠતા મહાન દરજ્જે પહોંચેલી હોય છે, તે જોઈ શકીએ છીએ. છતા પણ એમા વિશીષ્ટ લક્ષણો કે મનના હાવભાવ આલેખાવા

સમજ પડતી નથી. તેઓ કઇ જાતની અને કયા દરજ્જાની શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવા આશા રાખે છે આ અધકારરૂપી અજ્ઞાનની દશા દરેક વ્યક્તિને કંટાળો અને તિરસ્કાર ઉપજાવે છે એ વાત નિર્વિવાદ છે, પરંતુ સંપૂર્ણ કાળજી રાખવાથી અને સચોટ ધ્યાન આપવાથી વગર શીખવે કે વગર જુએ ઇચ્છિત વસ્તુનું જ્ઞાન એની મેળે પ્રાપ્ત થાય છે બીજી કળાની સરખામણીમા શિલ્પકળા વધારે સંકુચિત છે પરંતુ આ કળા પણ વિવિધ પ્રકારની અને ગુચવણ ભરેલી છે ચોકસાઇ એ શિલ્પકળાનું વિશીષ્ટ લક્ષણ છે એપોલો, વિનસ, લાકુન અને માઇકલ એન્જેલોનું મોઝીસની આકૃતિઓ માફક જ્યારે ચોકસ અને સંપૂર્ણ આકૃતિમા અન્તરીક સૌંદર્ય, પાત્રોની ભવ્યતા અને આબેહુબ મનના હાવભાવ ઉમેરવામા આવે તો આ કળાએ પોતાનો આશય સિદ્ધ કર્યો એમ કહેવાય.

**આકૃતિ રચનાની ચોકસાઇ એજ સૌંદર્યનો પાયો.**

સૌંદર્ય શું છે, તે કેવી રીતે કપી શકાય છે તેમજ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે એ પ્રશ્નો ઘણાજ ગહન છે ગભરાવી નાખે એવી તપાસ કર્યા વગર એની અસર તરતજ માલમ પડે છે હું તો એટલુંજ જણાવીશ કે આકૃતિ રચનાની ચોકસાઇ એજ એનો કુદરતી પાયો છે સૌંદર્ય અને અચોકસાઇપણાને કેટલીવાર ભેગા કરવામા આવે છે છતા પણ સૌંદર્ય તેમાથી ઉદ્દભવતું નથી.

**એપોલોનાં સૌંદર્યનો આધાર.**

હવે આપણે આપણા વિષય પર આવીએ. એવું કહેવામા આવે છે કે એપોલોનુ સૌંદર્ય અચોકસાઇપણા પર ઘણો આધાર રાખે છે શરીર શાસ્ત્રની દ્દષ્ટિએ એનું માથુ બે ખભા વચ્ચે મુકવામા આવ્યુ નથી અને આકૃતિનો નીચલો ભાગ પ્રમાણમા વધારે લાંબો છે

કોરેજીઓ અને પરમીજીઓનો આ અભિપ્રાયને ટેકો આપે છે. પરંતુ મહેજ વિચાર કરવાથી આપણી ખાત્રી થશે કે તેમના કાર્યોમાં અચોક્કસાઇપણું, સૌંદર્ય ઉપજાવતું નથી, એટલુંજ નહિ પણ તેને નષ્ટ કરે છે. સુતેલા બાળક મહિત અને દેવદૂતના સુંદર મમૂહ સહિત મેડોનાના ચિત્રોમાં જો પરમીજીઓનો એ કુમારીકાનું ગળું, આગળીઓ અને આખી આકૃતિ લાંબી અને ચોક્સાઇ વગરની ચિતરવાને બદલે પ્રમાણુસર ચિતરી હોત તો તેની શ્રેષ્ઠતા જરીએ નષ્ટ પામત નહિ.

આ ટીકાઓમાંની પહેલી ટીકાના વિરોધમા હું આપણા શાન-મંદિરના મહાન પ્રબળ શિલ્પીનો પ્રમાણભૂત અભિપ્રાય રજુ કરું છું. આ શિલ્પીએ તે આકૃતિની નકલ કરી અને ત્યાર પછી તેનું માપ લઇને પરીક્ષા કર્યા પછી જણાવ્યું કે એ આકૃતિ સંબંધી બધીજ ટીકા અસત્ય છે છેલ્લી ટીકાના સબંધમાં એટલું તો યાદ રાખવું જોઇએ કે એપોલોએ ચિત્રમાં પોતાની ચપળતા અને ઝડપની શક્તિ દેખાડવામા શુંથાયલો છે. તેથીજ એના લક્ષણોને અનુરૂપ તેને પ્રમાણુસર ચિતરવામાં આવ્યો છે. જો હરક્યુલસને અપૂર્વ સ્નાયુ બળવાળો અને ભરાવદાર સ્નાયુયુક્ત ચિતરીએ અને જો તે આકૃતિને આપણે ચોક્સાઇ વગરની ગણીએ તોજ એપોલોની આકૃતિને ચોક્સાઇ વગરની ગણી શકાય.

**સૌંદર્ય દર્શાવવાની મુશ્કેલી.**

સૌંદર્ય શોધવાની અને દર્શાવવાની કળા ઘણીજ મુશ્કેલ છે. વિકૃતિમાથી ઉદ્‌ભવતો સૌંદર્યરૂપી રાક્ષસ ખરેખર યુવાન કળાકારમા ભેગ રેડે છે અને હવામાં રહેલી શૂન્ય, તરંગી અને કલ્પિત વસ્તુ મેળવવાના પ્રયાસમાં કળાની વિશીષ્ટ વસ્તુ અને આકૃતિ રચનાની ચોક્સાઇ તરફ બેપરવાઇ દેખાડે છે.

હું એપોલોની આકૃતિનું એક લક્ષણનું અવલોકન કર્યા વગર એ વિષય પડતો મુકવા ઇચ્છતો નથી.

**એપોલોની આકૃતિનું લક્ષણ.**

પીથોન તરફ એપોલો પોતાનું બાણ ફેંકતો હોય એમ આલેખવામાં આવ્યો છે. તેનું માથું જમણા ખભા તરફ ઢળતું હોવાથી તે જરા ધ્યાનસ્ત હોય એમ લાગે છે. એપોલોની ધ્યાનસ્ત સ્થિતિ અને ડીસ્કોબોલસની ધ્યાનસ્ત સ્થિતિ વચ્ચેનો ફેરફાર રજુ કરવા ઇચ્છુ છું. ડીસ્કોબોલસ પોતાના બિંબ કે ચકતીની અસર જોતો એપોલોનોજ આશય પ્રાપ્ત કરવા રોકાયલો હોય એમ લાગે છે. એકનું સૌંદર્યયુક્ત બેપરવાઇ ભરેલું પણ જીવન્ત વાતાવરણ અને બીજાની બહુજ સાધારણ આતુરતા એમનાં સુંદર લક્ષણો જાણવા માટે પુરાતન સમયના શિલ્પીઓને સુંદર દાખલા મળે છે. તેઓ બન્ને કુદરતને અનુરૂપ છે તેમજ પ્રશંસનીય પણ છે.

જ્યારે આપણે શિલ્પકળાના વિવેચનમા ઉતરીએ છીએ ત્યારે સૌંદર્ય, લક્ષણ અને મનના હાવભાવ વગેરે

**શિલ્પકળામાં 'સૌંદર્ય, લક્ષણ અને મનના હાવભાવ' વિગેરે શબ્દોનું સ્પષ્ટીકરણ.**

શબ્દો બહુજ અસ્પષ્ટ રીતે અને ન સમજી શકાય એવી રીતે વાપરીએ છીએ. આવું અનિશ્ચિતપણું કળાની અનિશ્ચિત અસરમાથી ઉદભવે છે એમ કદાચ આપણે શંકા લાવી શકીએ. શિલ્પકળામાં બહારની રૂપરેખા કરતા તેના આકારમા અને અભિનયમા આ ગુણો દર્શાવેલા હોય છે અને તેટલાજ માટે આ ગુણો ઘણીજ સામાન્ય પદ્ધતિમા દર્શાવેલા હોય છે.

લાકુન અને તેના બન્ને પુત્રોની મુખાકૃતિના હાવભાવ જુની ઢબના કોઇ પણ બાવલાના હાવભાવ કરતા વધારે હોવા છતાં પણ

મુખાકૃતિ પર દુઃખની લાગણી સ્પષ્ટ રહેલી હોય છે. આ પ્રકારનો મનોવિકાર બહારની રૂપરેખા તથા શરીરના સંકોચાવાથી અને અમળાવાથી વધારે દર્શાવેલો હોય છે.

એમ કહેવામાં આવે છે કે જો આ ચિત્રમાં પિતાનું ચિત્ર પોતાના બાળકોના દુઃખ કરતાં પોતાનાજ દુઃખમાં વધારે ગમગીન હોત તો પ્રેક્ષકોનો આનંદ વધારે ઉત્તેજિત થાત. આ અભિપ્રાય એક પ્રમાણભૂત કળાકારનો છે. તેના પણ મને શક છે કે આવો સંસ્કારી મનોવિકાર કળાના ક્ષેત્રમાં આલેખી શકાય કે નહિ! તેમ છતાં પણ જો કળાકાર એ પ્રકારનું ચિત્ર ચિતરવા પ્રયત્ન આદરે તો તે મનોવિકારના આલેખનને નિર્માલ્ય બનાવશે એટલુંજ નહિ પણ પ્રેક્ષકોને સમજ સુદ્ધાંત પણ પડશે નહિ.

કરવા માટે આ દષ્ટાંત રજુ કરવામાં આવ્યું નથી, પરંતુ પુરાતન સમયની શિલ્પકળામાં કેવા પ્રકારનાં ઉણપો દુર્લક્ષોને લઇને ઉપજતી હતી તેનું અનુમાન કરી શકાય નથી આ દષ્ટાંત રજુ કરવામાં આવ્યું છે

જે માણસો એમ વિચાર કરે છે કે શિલ્પકળા આપણા ધારવા કરતા વિશેષ હાવભાવ દર્શાવી શકે છે તો તેઓ પૂછી શકે કે પેટ ઉપરના ભાગના બાવલામાં અને પગ પરના કોતરકામમાં તેમના લક્ષણો એકજ દૃષ્ટિનિક્ષેપથી શોધી શકાતા હશે ! હું તો એમ ધારૂં છું કે જે માણસ જેવું દેખાય છે તેનાથી વધારે જોવાનો નિશ્ચય કરે અને આકૃતિ સૌંદર્ય કરતા મનના ચિન્હોથી વધારે ઓળખી શકાય છે, એવું બરાબર સમજે માર્મિક પરીક્ષા કરે તો બાવલાના લક્ષણો શોધી શકાય એપોલોમાંથી તેની વિણા લો, બેકસમાંથી થરસસ અને દ્રાક્ષલતાના પાંદડા લો અને મીલીએગરમાંથી ભૂંડનું માથું લો તો તમને માલમ પડશે કે તેમના લક્ષણો વચ્ચે કશોજ તફાવત નથી જુનોમિનર્વા અને ફ્લોરાના બાવલામાં કળાકારનો આશય સંપૂર્ણ સૌંદર્ય આલેખવા સિવાય બીજો કોઇ પણ આશય નથી જેનરી ઓનેસ્ટીએ એક બાવલું તૈયાર કર્યું કે જેમાં એક યુવાન યુવતીને આલીંગન આપતો હતો, અને યુવાનના પગ પાસ એક વૃદ્ધ માણસ બેઠો હતો આ બાવલું તૈયાર કર્યા પછી તણે પોતાના મિત્રોને બોલાવ્યા અને તેમને પૂછયું કે આ બાવલાનું નામ શું આપવું ? પછી તેઓએ તે બાવલાનું નામ "રેપ ઑફ ધી સેબીન્સ" આપ્યું. આ પ્રખ્યાત બાવલું ફ્લૉરેન્સના એક જુના મકાન આગળ છે. જુની ઢબની શિલ્પકળાની માફક આ આકૃતિઓના મનના હાવભાવ છે તે જાણવા પણ ભવિષ્ય ટીકાકારો મનના હાવભાવને સૂક્ષ્મ દૃષ્ટિથી જુએ તો તેમાં નવાઇ પામવા જેવું નથી.

**ચિત્રકળા અને શિલ્પ-કળાની રચના અને અન્તર્ગત કાયદા.**

ચિત્રકળા અને શિલ્પકળા એકજ સિદ્ધાંતો પર રચાયલી છે છતાં પણ વિસ્તારપૂર્વક વિચાર કરીએ તો તેમના અંતર્ગત કાયદાઓને કશોજ સંબંધ નથી. આ બન્ને કળા પોતાની શક્તિ જુદાં જુદાં સાધનો પર અજમાવે છે માટે તેમની પધ્ધતિમાં પણ તેજ પ્રમાણે ફેરફાર હોય છે. જે શ્રેષ્ઠતા ચિત્રકાર બહુજ સહેલાઇથી પ્રાપ્ત કરી શકે તે શ્રેષ્ઠતા શિલ્પી પ્રાપ્ત કરી શકતો નથી.

**આધુનિક સમયના શિલ્પીઓના નિરર્થક સુધારા.**

આધૂનિક સમયના શિલ્પીઓએ કેટલાક અસર વગરના અને નિરર્થક સુધારા કરવા પ્રયત્ન કર્યા છે તે નીચે મુજબ છે. હવામાં ઉડતા લાગે એવા દેખાવ આપવા માટે તેઓ લુગડાં લત્તાંને આકૃતિમાંથી છૂટાં પાડે છે. તેઓ એક બાસ-રેલીવોસમાં જુદી જુદી જાતનાં બનાવે છે. તેઓ સપાટી પર ઘનાકૃતિ દોરવાની વિદ્યાની અસર આલેખવાનો પ્રયત્ન આદરે છે. આ બધી પદ્ધતિમાં તેઓ આકૃતિ-ઓને આધૂનિક પોષાક પહેરાવવાથી ઉપજતી ખરાબ અસરને ઉત્તેજન આપે છે.

**શિલ્પી બર્નિનાં કારણો.**

આધૂનિક શિલ્પીઓમાં બર્નિનીને પ્રથમ વર્ગમાં મૂકી શકાય. માટે એની કેટલીક ખરાબ અસર બીજામાં પ્રસરતી અટકે એ તપાસવાની વિવેચકની·

સૌંદર્ય પ્રાપ્ત કરવા એ શરૂઆતમાં સફળ નીવડયો હતો તે સૌંદર્યના અધ્યયનને અનુસરવાને બદલે તેનું મન નવિનતાની શોધમાં પ્રેરાયું અને કળાના ક્ષેત્રની બ્હાર હોય એવી વસ્તુ પ્રાપ્ત કરવા તેણે પ્રયત્ન આદરવા માંડયો.

આપણા જ્ઞાનમંદિરમાં બુબર્નીનું નેપચ્યુનના માથાના ચિત્ર સિવાયનું બીજું કોઇ પણ કાર્ય નથી. પવનની અસર આલેખવાના પ્રયત્નથી ઉદ્દભવતું તોફાન દેખાડવાનું આ સૌથી શ્રેષ્ટ દષ્ટાંત છે. વાળના ગુચ્છા ચારે દિશાએ એટલા જોરથી ઉડતા હતા કે ઉપર-ચોટીયું અવલોકન કરનાર માણસને પુરતા વાળનો અને મુખાકૃતિ વચ્ચેનો ફેર સુદ્ધાંત માલમ ન પડતો; કારણ કે ઉડતા વાળ અને મુખાકૃતિનો રંગ એકજ હતો.

લુગડાં લત્તાંના ફડફડાટને લીધે આ પ્રસંગે બેશુમાર વાળનાં ગુંચળાં વળી જાય છે, અને તેથીજ આપણી આંખ આકૃતિના મુખ્ય ભાગોમાં ગુંચવાઇ જવાથી આપણને સ્પષ્ટ રીતે દેખાતુ નથી.

**બંન્ને કળામાં એક સામાન્ય નિયમ.**

બન્ને કળામાં એક એવો સામાન્ય નિયમ છે કે આકૃતિનો આકાર અને અભિનય પ્રથમ દષ્ટિ નિક્ષેપથીજ સ્પષ્ટ રીતે દેખાવો જોઇએ. ચિત્રકાર રંગની મદદથી ભૃમિકામા કેટલાક ભાગોને ગુમ કરી દઇને અથવા તો અંધકારમાં નાખી દઇને આ પદ્ધતિને ઘણીજ મહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે. આકૃતિ અને લુગડાં લત્તાંને એક બીજા સાથે જોડયા સિવાય શિલ્પીને આ ગુંચવાડો દૂર કરવાનો બીજો રસ્તો નથી.

એપોલોનાં લુગડાંલત્તાં આકૃતિથી જુદાં પાડવામાં આવ્યાં છે. છતાં હાલના પ્રશ્નની આડે તેઓ આવતાં નથી. કારણ કે તે સંજોગોને લીધેજ જુદાં પાડવામાં આવ્યાં છે. આકારની નિયમિતતા અને સાદાઇને લીધે આપણને આખી આકૃતિ બહુજ સ્પષ્ટ રીતે દેખાય છે.

આપણે ઘણીવાર જોઇએ છીએ કે ગાવવાના માથે એમણી, ઝાડનું થડ અથવા તો એક પ્રાણી જોડેલા હાય છે. વાસ્તવિક રીતે તો એપેનોની આકૃતિમા લુગડાનત્તા આજ ભાગ ભજવે છે.

આ જોડાણનો ખાસ ઉપયોગ ગાવવાને અકસ્માતમાથી બચાવવાનો છે અને ઘણાનો અભિપ્રાય એવો છે કે એપોનોના હાથમાથી જ ઝભ્ભો નીચે પડે છે તે ઝભ્ભો આજ આશય પૂરો પાડે છે વળી આ ઝભ્ભો નગ્ન હાથમાથી ઉપજતી નિરસતા અને શુષ્કતાની અસરને દૂર કરે છે આ નગ્ન હાથ લાંબો કરવાથી અને તેથી હાથને આખા શરીરની વચ્ચે કાટખૂણો પડી જવાથી જે પ્રતિકુળ અસર ઉદ્ભવે છે તે અસરને આ ઝભ્ભો દૂર કરે છે

મ્હને લાગે છે કે સેન્ટ જૉન લેટેરનના દેવળના ધર્મ સસ્થાપકો ચિત્રકારોની અવિવેકી પદ્ધતિનું અનુકરણ

**લુગડાંલત્તાંની ગોઠવણ.** કરવાથી નિન્દાપાત્ર થયા છે આ આકૃતિઓના લુગડાલત્તાની ગોઠવણ પુષ્કળ ભવ્યતા અર્પે છે પરતુ એટલુ તો કબુલ કરવુ જ પડે કે આવી ગોઠવણ બહુજ કુશળતા અને બુદ્ધિથી કરવામા આવી છે, છતા પણ પત્થરનુ વજન અને મજબુતપણુ જરાએ ઓછુ થયુ નથી."

આ આકૃતિઓ કાર્નોમિરટીની શૈલીને અનુરૂપ છે આથી આપણે કલ્પી શકીએ કે જો તેણે શિલ્પકળા તરફ પોતાનો અભ્યાસ શરૂ કર્યો હોત તો તેણે તે પ્રમાણે કાર્ય કર્યું હોત કાર્નોમિરટીની પદ્ધતિ યાદ આવ્યા સિવાય કોઇપણ માણસ તે આકૃતિ તરફ જોઇ શકતુ નહિ. જે અતિશય લુગડાલત્તા ગોઠવવાની કૃત્રિમ પદ્ધતિ કાર્નોમિરટીના કાર્યોમાં હતી તેજ પદ્ધતિ આકૃતિઓમા જણાઇ આવતી. જો રૂબ્કેનો લીઓસ અને મેનોટ અને બીજા શિલ્પીઓએ તત્વજ્ઞાનીના જુની ઢબના બાવલામા જે સાદો પોશાક આપણે જોઇએ છીએ તે પોશાકનું તેમણે અનુકરણ કર્યું હોત તો

તેમની આકૃતિમા સત્ય ભવ્યતા આવત, અને ધર્મ સંસ્થાપકોના લક્ષણોને અનુરૂપ તે આકૃતિઓ બનત એમ હુ ચોક્કસ માનુ છુ.

**બાવલાંઓનાં પોષાકનો પ્રકાર.**

બાવલાઓને કયા પ્રકારનો પોષાક પહેરાવવો એ હવે બે નું નક્કી કરવાનુ રહે છે આ પ્રશ્નનો ઉત્તર આપવો એ એક લાબા પ્રવચનમા ઉત રવા જેવું છે પરંતુ અત્યારે તો હુ એટલુજ કહીશ કે જો શિલ્પીએ સાચા કળાકાર થવુ હોય અને પોતાની શક્તિનો સદુપયોગ કરવો હોય તો તેણે તો આધુનિક પોષાક બાવલાઓને પહેરાવવાનો વિચાર મુલ્તવી રાખવો જોઇએ નહિ

ભવિષ્યની પ્રજાને આધુનિક પોષાકનો ખ્યાલ આપવાની ઇચ્છા હોય તો અઢળક નાણુ ખરચવુ પડશે પથરમા કોતરકામ કરવું એ ગભીર કાર્ય છે ભવિષ્યની પ્રજાને વધારેમા વધારે એકાદ વર્ષ સુધી રસ પડે એવા સાધનો યોજવાની મહેનત શિલ્પીએ નજ લેવી જોઇએ

તેને આગલા યુગોના પોષાકની ફેશનના અધ્યયનમાથી પુષ્કળ આનન્દ મળવાથી તે ઇચ્છે કે ભવિષ્યની પ્રજાને પણ જુની ઢબના પોષાકમા એટલોજ આનન્દ સંતોષવો હશે, પરંતુ મ્હને તો એમ લાગે છે કે આ મહાન કળાને નીચ અને હલકા આશયોમા ન યોજતા નીચી કોટિની શૈલીના ચિત્રોથી આપણે સતોષ માનવો જોઇએ

આપણા શહેરમા ઘોડેસ્વારીમા કુશળતા દેખાડનારા બાવના આધુનિક પોષાકમાં છે. મ્હારી ખાત્રી છે કે ભવિષ્યના કળાકારો આ બાવલાનુ અનુકરણ નહિજ કરે. એટલી તો વાત ચોક્કસજ છે કે આધુનિક પોષાક, શિલ્પ કળાની ભવ્યતા અને ગૌરવને જરાએ યુક્ત નથી શિલ્પ કળાએ નિયમને અનુસરનાર પ્રતાપી અને

ભવ્ય છે અને એની ભવ્યતાને ન છાજે એવા પરિચિત નકુનાને ધિક્કારે છે. શિલ્પ કળા ડોળ અને દંભનો કટ્ટો શત્રુ છે. તેટલાજ માટે એક આકૃતિનો બીજી આકૃતિ સાથે વિરોધ દર્શાવવાની પદ્ધતિ અથવા એકજ આકૃતિના ગાત્રો અને લુગડાં લત્તાંની ગડીઓ આલેખવાની કળા બહુજ વિવેકબુદ્ધિથી યોજવી જોઇએ. ટૂંકામા તરંગી, સ્વ-છંદી અને ઝગઝગાટવાળા આબેહુબ ચિત્રોના આલેખનને અને આ કળાની ભવ્યતા અને ગૌરવ યુક્ત વિશિષ્ટ લક્ષણોને કશોજ સંબંધ નથી.

**શ્રેષ્ઠ અને નિયમિત રસિકતા ક્યાં રહી શકે?**

જ્યા આકૃતિની રૂપરેખાની સામ્યતા છે, જ્યા એક બીજા ભાગોને સચોટ સબંધ છે ત્યાજ શ્રેષ્ઠ અને નિયમિત રસિકતા વસે છે. આ સિદ્ધાંત જીંદગીમા એકજ કળામા વ્યાપી રહ્યો છે. આ સામાન્ય ભૂમિકા પર આપણે નિડરપણે કહેવાની દૃષ્ટતા કરી શકીએ કે જે શિલ્પી એકજ જાતના એકજ સરખાં અને સાદાં સાધનો પર પોતે સતત પરિશ્રમ કરે છે, તે શિલ્પી પોતાની કળાની હદ નક્કી કરે છે અને આકૃતિની રૂપરેખામાં પ્રમાણસર સાદાઇ કેવી રીતે આલેખવી તેટલુંજ શીખે છે.

# પ્રવચન અગીઆરમું.

## વિષય પસંદ કરવાની પદ્ધતિ.

દરેક કળાકારની મહત્વાકાક્ષા મહાન પ્રતિભાશાળી પુરુષ થવાની હોય છે જ્યા સુધી કળાકારના નામ સાથે 'આ અભિમાન ઉપજાવે એવું' વિશેષણ હોય છે ત્યા સુધી તેને બેદરકારી હોય, દોષયુક્ત કહો કે શિથિલ કહો પણ તે બધુ ધૈર્યથી સહન કરે છે.

**પ્રતિભાશાળી પુરૂષ કોણ ?**

ઘણા માણસો એમ માને છે કે પ્રતિભા એટલેજ દોષનો અભાવ, પરંતુ કેટલાક એમ પણ માને છે કે પ્રતિભાને લીધે દોષને જતા કરવામા આવે છે એટલુજ નહિ પણ દોષયુક્ત માણસ તેજ ખરો પ્રતિભાશાળી પુરુષ છે

એટલી તો સત્ય વાત છે કે દોષયુક્તિ કાર્યમા પણ પ્રતિભા જોવામા આવે છે. કેટલીકવાર એવુ એ ચોક્કસ રીતે બને છે કે અમુક કાર્ય દોષ વગરનુ હોય પણ તેમા પ્રતિભાનો છાંટોએ જોવામા આવતો નથી. આથી આપણે કુદરતી રીતે ચિત્રકારની કળાના કામના ગુણોની પરીક્ષા કરવામા આવે છે.

આ પ્રવચનની પહેલાના પ્રવચનમા મ્હે જણાવ્યું હતુ કે સૌંદર્ય અને ભવ્યતાનુ મૂળ કુદરતના કાર્યોનુ વિશાળ અને વિવેચકબુદ્ધિથી પ્રાપ્ત કરેલા જ્ઞાનમા સમાયલું છે. જ્યારે આપણે ચિત્રકારોને ઉદ્દેશીને બોલીએ

**સત્ય પ્રતિભાનો સમાવેશ**

ત્યારે આપણે તેમની કળાની યાન્ત્રિક પદ્ધતિના નિયમો ધ્યાનમાં રાખવા જોઈએ. ગાનમાં, ગણિતમાં કે અન્ય વિષયોમાં ચિત્રની પ્રતિભા સમાયલી નથી. બીજાની કળાથી જુદી પડતી હોય એવી પોતાનીજ કળાને યોગ્ય પ્રતિભા હોય છે. આ શક્તિ કેળવણીમાંથી ઉદ્ભવે છે, અને તેથી કળાકાર અન્ય વિષય પોતાના મનમાં નક્કી કરે છે. ચિત્રકારની આ શક્તિ કવિની માફક ઉચ્ચ કોટિના અધ્યાપકની માફક અથવા તો ઓછાપણું કળાના વિવેચકની માફક હોય છે. ગમે તેટલા અન્ય વિચારો ચિત્રકારના મનમાં હોય પરંતુ જે ચિત્રકાર પોતે જ જે જાણે છે તેનોજ સચોટ ખ્યાલ આપતો હોય અને પોતાના વિચારોનું તદ્રુપ આલેખન કરતો હોય તોજ તે ખરો ચિત્રકાર કહેવાય. જો મ્હારા વિચારો હું બરાબર દર્શાવી શકતો હોઉં તો હું આ પ્રમાણની ચેતનાને યાન્ત્રિક કાર્યની પ્રતિભાનું નામ આપી જુદી પાડવા ઇચ્છું છું. તમારી પેન્સીલમાં વિચાર દર્શાવવાની શક્તિ કેટલી છે અને તે વિચારો સમગ્ર રીતે કેવી રીતે દર્શાવી શકાય છે તેમાંજ આ પ્રતિભા સમાયલી છે. આથી આખા સર્ગની સામાન્ય અસર અને શક્તિ મનમાં ઠસી જાય છે, અને તેથી આપણે નાની નાની

જ્યારે નાની વસ્તુના તફાવત આપણે જોઇ શકતા નથી અને જ્યારે તેની અસર મન ઉપર ઘણીજ ઓછી થાય છે ત્યારે મહાન વિષયોના વિશીષ્ટ અને સુંદર તફાવત આપણા મન પર સચોટ અસર કરે છે. નાની અને વિશિષ્ટ વસ્તુઓ ભેગી થવાથી આ પ્રમાણે બને છે એમ કેટલાક માણસોનુ માનવુ છે મ્હે ઘણીવાર વકીલોને પોતાના કેસમા મુદ્દાની વાતોમા ધ્યાન આપતા સાભળ્યા છે

**ઝીણી અને વિશીષ્ટ વસ્તુનું નિરીક્ષણ.**

અમુક વસ્તુનુ સવિસ્તર વર્ણન કે જે મુખ્ય વિશીષ્ટતા દર્શાવી શકતું નથી તે વર્ણન નકામુ છે એટલુ જ નહિ પણ તે મહાન ખળભળાટ અને તોફાન મચાવી મુકે છે કારણ કે આપણુ લક્ષ મુખ્ય વાતથી તદ્દન દૂર રહે છે પરિચિત વસ્તુઓની જે અસર આપણા મન પર થાય છે તે અસર સામાન્ય અસર કરતા વિશેષ હોતી નથી ચિત્રકળામા આ અસર દર્શાવવી એટલે મનુષ્યના મનને કુદરતી અને અનુકુળ લાગે તેવુ દર્શાવવા બરાબર છે

વસ્તુઓના નાના અને ઝીણા ભાગો પર કેટલુ લક્ષ આપવુ તેના નિયમો કહેવા હુ ઇચ્છતો નથી નિયમો નક્કી કરવા એ તો ઘણુજ કઠણ કામ છે આપણી ખાત્રી છે કે જે આખા વિષયની સમગ્ર અસર દર્શાવે છે અને આજ પ્રકારની અસર, વિષયનુ સત્ય અને સચોટ લક્ષણ દર્શાવે છે જ્યા આ પ્રકારની પદ્ધતિ હોય છે ત્યાજ આપણે મહાન ગુરુના હાથનો પ્રભાવ અનુભવીએ છીએ જ્યારે કુશળ કળાકાર વિષયની સામાન્ય અસર આલેખે છે ત્યારે તે વિષય ખરેખર આપણને આબેહુબ અને જીવન્ત લાગે છે

આ અવલોકનના નિરાકરણને માટે ઘણાએ પ્રશ્નો ઉપસ્થિત થઇ શકે એમ છે માટે આ પ્રસંગે તો હુ એની ચર્ચામા ઉતરવા ઇચ્છતો નથી.

**મીણનાં પુતળાં**

હવે હું મીણના પુતળાં સંબંધી વિવેચન કરીશ. મીણનાં પુતળાંની અમરની માબીની એટલી તો ચોક્કસ છે કે જે આનન્દ આપણે નકલ કરવામાંથી મેળવીએ છીએ તે આનન્દ સવિસ્તર વાસ્તવિકતાના આક્ષેપનથી વધારે મળતો નથી; પણ આપણા આશયો અયોગ્ય સાધનોથી પ્રાપ્ત થતા જાણી આપણે ઉલટા આનન્દ પામીએ છીએ.

આરામ કે વિશ્રાન્તિ દર્શાવવા મીણને ઉપસેલું દેખાડવું અથવા તો માંસની કોમળતા દર્શાવવા મીણની કુમાશ દેખાડવી એ પદ્ધતિ જંગલી અને કૃત્રિમ લાગે છે. અને તેથી જરાએ આપણને આશ્ચર્ય કે નવાઇ ઉપજતી નથી; પરંતુ કળામા વિજય અને પારિતોષીક પ્રાપ્ત કરવાં હોય અને એક પ્રકારનો અજબ જાદુ ઉત્પન્ન કરવો હોય તો કળાકારે સાદી ભૂમિકા પર આકૃતિનું એકબીજા સાથેનું અંતર દર્શાવવું જોઇએ. સુકુમારતા ઘનાકૃતિથી દર્શાવવી જોઇએ અને અમુક પ્રકારનો રંગ એજ રંગ વગરના બીજાં સાધનોથી

આપણે કળાનુ વિશીષ્ટ લક્ષણ પ્રાપ્ત કરી શકીએ છીએ અને ટુકી અને ઉદ્યોગી પદ્ધતિથી આપણે નકલ કરતા શીખીએ છીએ ઉદ્યોગી પદ્ધતિ એ રીતરિવાજેથી પ્રતિપાદન થયેની યાન્ત્રિક પદ્ધતિ છે એમ કહેવા હુ નથી માગતો પરતુ ઉદ્યોગી પદ્ધતિ, એ એક વિજ્ઞાન છે કે જે સપૂર્ણ જ્ઞાન યુક્ત આશયો અને સાધનોથી ભરપુર છે અને સૌથી ટુંકો, સરળ અને સચોટ માર્ગ દર્શાવે છે

**ચિત્રકારોના યશનો ઉદ્‌ભવ.**

જો આપણે નમુનેદાર ચિત્રકારોની પદ્ધતિ વિવેચક દૃષ્ટિએ તપાસીએ તો આપણને માલમ પડશે કે તેમનો યશ તેમના કાર્યોની સપૂર્ણતા માથી ઉદ્‌ભવતો નથી અથવા અમુક વિષય તરફ સવિસ્તર લક્ષ આપવામાથી ઉદ્‌ભવતો નથી, પરતુ વિષયની વિશાળ સમજ શક્તિ અને અવલોકનમાથી ઉદ્‌ભવે છે આ કળાનો જુસ્સો યોગ્ય હાવભાવ દર્શાવવાને લીધે વિશીષ્ટ અસર ઉપજાવે છે

**ચિત્રકાર રેફાયલની વિશીષ્ટતા.**

આપણી કળામા રેફાયલ અને ટાઇશીઅનના નામો ઉચ્ચ પદે છે એક ચિત્રના આલેખનમા નિપુણાત છે બીજો ચિત્રકળામા નિષ્ણાત છે હાસ્યજનક ચિત્રોમા અને બીજા અમર મુગ્ધ થાય તે પહેલા જગ મિશ્રિત રગથી દોરેના ચિત્રોમા રેફાયલ ઘણોજ પ્રખ્યાત અને કુશળ હતો. આપણે સારી પેઠે જાણીએ છીએ કે આ ચિત્રો યાત્રિક દૃષ્ટિએ સપૂર્ણ નથી; તેની સપૂર્ણ કાળજી અને લક્ષ સમગ્ર ચિત્રની ગોઠવણીમા પરોવાયતુ હતુ પછી ભલે તેની આકૃતિ ચના સામાન્ય હોય કે વ્યક્તિગત હોય. માથુ હાથ અને પગના આલેખનમા આજ પદ્ધતિ હતી. તેનામા સમગ્ર આકૃતિનુ અવલોકન કરવાની કળા અને તેની સમજ શક્તિની કળા હતી છતા પણ તે

પોતાની શક્તિ સામાન્ય અસર ઉપજાવવામાં યોજતો નહિ કે જે અસર રંગ, પ્રકાશ અને અંધકારની ખીલવટથી ઉપજી શકે છે.

**ચિત્રકાર ટાઇટીઅનની શ્રેષ્ઠતા.**

પરંતુ રંગ, પ્રકાશ અને અંધકારની શ્રેષ્ઠતા જોવી હોય તો આપણે ટાઇટીઅનનો કાર્ય સામે નજર ફેંકવી પડશે. આ કળાનો તે પ્રથમ અને સૌથી મહાન ગુરુ હતો. દરેક વિષયની આકૃતિ અને તેના લક્ષણો ચોકકસ પીંછીના ચમકારામાં તે આલેખતો હતો. તેના ગુરુ ગાયોર્ગીની શૈલીની અને તેના પૂર્વનો કરતાં વધારે સત્ય આલેખન કરતો હતો. તે સામાન્ય રંગ દર્શાવવામાં અને પ્રકાશ અને અંધકારનો સમૂહ જાળવવામાં ખૂબ કાળજી રાખતો હતો. જ્યારે તે આટલી બધી વસ્તુની ચિત્રમાં કાળજી રાખતો હતો ત્યારેજ એની સંપૂર્ણ અસરની ખુબી રહેતી હતી. આમાંની એક પણ વસ્તુ આલેખવાની રહી જતી તો સમગ્ર ચિત્ર ગમે તેટલા પરિશ્રમથી અને સવિસ્તારપણે તયાર કરેલું હોય તો પણ તે દેખાવમાં અસંપૂર્ણ અને દોષયુક્ત લાગતું.

વસારી વેનિસના ચિત્રકારોનો જરાએ વખાણુતો નહિ છતાં પણ તેમની શાળાની પદ્ધતિની બહુજ પ્રશંસા કરતો હતો. ટાઇટીઅનની તો વસારી ખાસ પ્રશંસા કરતો હતો.

**વિષય પસંદગીની પદ્ધતિની ખૂબીનો સમાવેશ.**

આ પધ્ધતિ જગતને નવી લાગતી પરંતુ ભવિષ્યના ચિત્રકારોને અનુકરણીય થઇ પડે એવા અણુસત્યો પર આ પધ્ધતિ રચાયલી છે. આ પધ્ધતિની ખરી ખૂબી ટુંકા અને સાદાં સાધનોમાં અને અનુમાનની શક્તિમાં સમાયલી છે

ઘણા કળાકારો એમ ધારતા હતા કે જ્યારે તેઓ નિર્માલ્ય રંગોને છોડી દે છે અને સવિસ્તરપણે ચિત્ર ચિતરવાની બેદરકારી બતાવે છે ત્યારે તેઓ ટાઇટીઅનની પદ્ધતિનુ અનુકરણ કરી રહ્યા છે પરંતુ આ ધારણા ભૂલ ભરેલી છે ટાઇટીઅન કઇ પદ્ધતિ પર કામ કરી રહ્યો હતો તેનાથી અજ્ઞાત હોવાથી તેઓ મૂર્ખાઇ ભરેલા ચિત્રો ચિતરતા હતા. વિજ્ઞાનિક સિદ્ધાંતો વગર, પસંદગી વગર અને નિર્ણિત સિદ્ધાંતો વગર કળાકારના ઉદ્યોગને અને સતત પરિશ્રમને જરૂર નુકસાન પહોચવાનો સંભવ રહે છે

રેફાયલ અને ટાઇટીઅન કુદરત તરફ કાઇ જુદાજ આશયથી જોતા હતા કુદરતના સમગ્ર દેખાવનુ અવલોકન કરવાની તેમનામા શક્તિ હતી પરંતુ એમાનો એક આકૃતિની સામાન્ય અસર તરફ જોતો અને બીજો રંગની સામાન્ય અસર તરફ જોતો હતો

**ચિત્રકાર ટાઇટીઅનની ચિત્રકળાઃ— ગુણ અને દોષની પરીક્ષા.**

આપણે ટાઇટીઅનને માટે એવુ સંપૂર્ણ રીતે ન કહી શકીએ કે તેનામા પોતાના વિષયની સામાન્ય આકૃતિ ચિતરવાની તેમજ રંગ પૂરવાની કળા નથી ટાઇટીઅન સૌંદર્યના સામાન્ય વિચારથી આકૃતિને સુધારવા શક્તિમાન થતો નથી એજ એનો દોષ છે સેંટ સેબેસ્ટીઅનનુ ચિત્ર આનુ ખાસ દૃષ્ટાંત છે આ આકૃતિમા આકાર અને રંગનુ આબાદ આલેખન કરેલુ છે કુદરતની બધીજ ખૂબી એ આકૃતિમા છે, પરંતુ કમનસીબે પગનો આકાર ઘણોજ ખરાબ છે ટાઇટીઅન રંગની ઉજ્વલતા અને સૌંદર્યની નકલ કરવામા જેટલી કાળજી રાખતો તેટલીજ કાળજી આ દોષો ભાળવવામા રાખતો હતો એની રંગવાની કળા વિશાળ અને સામાન્ય હતી અને આકૃતિની રૂપરેખા દોરવામા તે પક્ષપાતી અને સૂક્ષ્મ દૃષ્ટિવાળો બનતો હતો. એકમા એની પ્રતિભા

જણાઈ આવતી બીજામા એ કેવળ નકલ કરનાર જણાઈ આવતો હતો હુ એના બધાજ ચિત્રો વિષે વિવેચન કરવા માગતો નથી. એના દોષ યુક્ત ચિત્રોના ઘણાએ દાખલા છે કે જેની નકલ કરવી એ વ્યાજબી ન ગણાય પરંતુ ટાઇગીઅનની અને એની કાળાના બીજા કળાકારોની મધ્ય શ્રેષ્ઠતા તો એમની પદ્ધતિમાંજ સમાયેલી છે જેમ કવિતામા ભાષાની ખૂબી હોય છે તેમ ટાઇગીઅનની ચિત્રકળામા વાસ્તવિકતા આ રેખવાની પદ્ધતિ છે આપણે બધા સારી પેઠે સમજી શકીએ છીએ કે એકજ લાગણી જુદા જુદા શબ્દો દર્શાવવાથી કેવી જુદી જુદી કલ્પના ઉત્તેજિત થાય છે અને જુદા જુદા ચિત્રકારોથી આલેખાયલો એકજ વિષય કેવો નિર્માલ્ય કે ભવ્ય દેખાય છે ! નિરાશા ઉપજે એવો એકે વિષય હોતો નથી પછી ભલે તે મનુષ્ય આકૃતિ હોય કે પ્રાણી હોય કે નિર્જીવ વસ્તુ હોય પણ એમા કોઇનું ભેદ આલેખવાની તો ખૂબી હોય છે જ પ્રતિભાશાળી ચિત્રકાર ગમે તે વિષયને ભવ્ય બનાવશે અને ઉર્મિના આ વેગ અને મનો વિકાર જરૂર અર્પશે. વર્જીલને વિષે કહેવામા આવ્યુ છે કે તેણે છાણનો લોચો પણ ભવ્ય છટાથી જમીનમાં નાખ્યો હતો. આ સૂત્ર ટાઇગીઅનના ચિત્રોને લગાડી શકાય ટાઇગી અન ગમે તેવા હલકા નિર્માલ્ય અને પરિચિત વિષયોને ચિતરતો હતો છતા પણ તે બધાજ ચિત્રોને પોતાની અદ્ભુત અને જાદુઇ પદ્ધતિથી ભવ્યતા અને ગૌરવ અર્પતો હતો.

**ચિત્રકારનું લક્ષ્ય બિન્દુ**

મારે તમને જણાવવું જોઇએ કે હુ તમને આકૃતિને સવિસ્તરપણે ચિતરવાની બેદરકારી રાખવાની ભલામણ કરતો નથી અમુક નિયમોને ક્યારે પાળવા અને ક્યારે છોડી દેવા એ નક્કી કરવુ ઘણુજ કઠણ છે પરંતુ મારી તો ખાત્રી છે કે જો આકૃતિને વિવેક બુદ્ધિથી અવ્ય-

સ્તરપણે ચિતરવામા આવે તો ચિત્રમા સત્યની ભાવના અને જુસ્સો ઉત્પન્ન થશે એટલુંજ નહિ પણ પ્રેક્ષકોને પણ રસ પડશે. હુ તમારા મન ઉપર ખાસ અગત્યની શક્તિ અને એથી ઉતરતી પાયરીની શક્તિ વચ્ચેનો તફાવત ઠસાવવા માગુ છુ વળી વધારામાં એટલુ એ ઠસાવવા માગુ છુ કે કળામાં કયા ગુણો તમારૂં પ્રથમ અને મૂખ્ય લક્ષ ખેંચે છે અને કયા ગુણો કિંચીત અપયશ વગર છોડી દઇ શકાય છે? કેટલુક તો હમેશને માટે છોડી દેવુંજ પડશે. દરેક કાર્યને માટે અમુકજ સમય નિર્ણિત કરેલો હોય છે તેટલાજ માટે સમયનો સદુપયોગ કરવો એ હિતાવાહ છે મને તો એમ લાગે છે કે એનો સદુપયોગ આકૃતિના જુદા જુદા ભાગોને ઝીણવટથી ચિતરવા કરતા આકૃતિરચનાની જુદી જુદી પદ્ધતિ નક્કી કરવામા પ્રકાશ અને અધકારની જુદી જુદી અસરો ઉપજાવવામા અને આકૃતિના જુદા જુદા ભાગોને વિવેક બુદ્ધિથી ગોઠવવામાં અને સતત પરિશ્રમથી તેને સુધારવામા થયો હોય તો વધારે સારૂં.

**રૈફાયલની શ્રેષ્ઠતાનું કારણ**

રૈફાયલ ચિત્રકારોમા પ્રથમ પદે ગણાયો તેનુ કારણ એનો સતત પરિશ્રમ નથી, પરંતુ જો એણે પોતાના વિચારો સરળતાથી અને વકતૃત્વ શક્તિથી દર્શાવ્યા હોત તો તેના ચિત્રો કાઇ ઓછા શ્રેષ્ટ ન નીવડત. કળાના ઉચ્ચ આશયો પ્રાપ્ત કરવાની પ્રતિભા એનામા હોવાથી જે પ્રશંસા પ્રજા કરી રહી છે ને પ્રશસા તેમને મળ્યા વગર રહેત નહિ.

**આકૃતિનો સમગ્ર વિચાર દર્શાવવાની કળા.**

જે માણસોએ કળાનાં કાર્યોમાં કુશળતા મેળવી નથી તે માણસોને આકૃતિ દોરવાની ઉચી કિંમતથી જરાએ આશ્ચર્ય ઉપજતું નથી. આકૃતિનો નકશો દોરવાની ઉચી કિંમત તેનો સમગ્ર અને આખો વિચાર દર્શા-

વર્તોમાં સમાયલો છે. આ સમગ્ર વિચાર દર્શાવવામાં, જે કુશળતા અને સરળતા જોઇએ છીએ તેજ ચિત્રકારની સત્ય શક્તિ દર્શાવે છે. આ શક્તિ આપણે પરમેષ્ઠીઓનો અને કારેજીઓના કળામાં આકૃતિના નકશાઓમાં જોઇએ છીએ. આપણે આકૃતિના નકશાઓની પ્રશંસા ઝીણી બાબતો ઉપર ધ્યાન રાખવા રાખવા માટે કરતા નથી.

ચિત્રાંતર્ગત દેખાવનું વર્ણન કરનાર ચિત્રકારે શરીર શાસ્ત્રની દૃષ્ટિએ દરેક વિષયને ચિતરવો જોઇએ.

**ચિત્રાંતર્ગત દેખાવનું વર્ણન કરનાર ચિત્રકારની પદ્ધતિ.**

કુદરતમા રહેલી મૃદુતા અને કર્કશતા જાળવીને પ્રતિભાશાળી ચિત્રકારે વિષયમી સામાન્ય અસર દર્શાવવી જોઇએ, કારણ તેનો ઉપદેશ આતુરતાને ઉત્તેજિત કરવાનો નથી પરંતુ કલ્પનાને ઉત્તેજિત કરવાનો હોય છે. તેથી જે તેનું ચિત્રાલેખન કળા વિશારદોને માટે તે કુદરતનો ઇતીહાસ જાણનારાને માટે નથી પરંતુ કુદરત અને જીવનનું સામાન્ય અવલોકન કરનારાઓને માટે છે પોતાનો વિષય નકકી કર્યા પછી તેનુ શુ વર્ણન કરવુ એ તે જાણે છે, એટલુંજ નહિ પણ શુ વર્ણનમાથી બાતલ કરવુ તે મુદ્દાતને જાણે છે. ચિત્રનુ વર્ણન કરવામાથી શકિત એ ખરેખર જ્ઞાન અને ડહાપણમાથી ઉદ્ભવે છે.

**દૃષ્ટાંત.**

ટાઇટીઅન પોતાના આબેહુબ વર્ણન કરનાર ચિત્રોમા તેમજ ચિત્રાંતર્ગત દેખાવના ચિત્રોમા આજ શ્રેષ્ઠ પદ્ધતિ દર્શાવતો હતો. સેન્ટ પાએટ્રો માર્ટાર નામનુ ચિત્ર ચિત્રાંતર્ગત દેખાવનુ ઓથી જાણીતું દષ્ટાંત છે. આ ચિત્રોમા મોટા વૃક્ષોને થડમાંથી નીકળતી જુદી જુદી ડાળીઓ પદ્ધતિથી અને જુદા જુદા પાદડાથી જુદા પાડવામા આવ્યા છે આ ચિત્ર પર વિવેચન કરતી વખતે ન્યારે અસ્ગેરોટી વનસ્પતિ શાસ્ત્રજ્ઞનુ આ ચિત્ર પરિનુ માન ઉત્તેજીત કરવા પાદડા અને છોડવાના બારીક તફાવતની પ્રશસા કરતો હતો, ત્યારે ખરેખર તેનો આશય મત્ય વસ્તુને ભેગે પણ પ્રશસા કરવાનોજ હતો તેને જરીએ ખબર ન હતી કે આવી પ્રશંસાત્મક વર્ણનથી ટાઇટીઅનની આબરૂને મોટો ધાકો લાગે છે.

જે યુવાન કળાકારોને આવા વર્ણનયુક્ત કાર્યો સાભળવાની કે જોવાની તક મળી ન હોય તેમને તો કદાચ આવા વર્ણન નુકસાનકારક નીવડે. ટુંકમા તેઓ જણાવે છે કે નજીવા સંજોગો પર અજબ લક્ષ રાખવાને લીધે આ મહાન કળાકારને દિવ્ય ટાઇટીઅન કહેવામા આવતો હતો પરતુ વાસ્તવિક રીતે તો ટાઇટીઅને નજીવા સજોગો પર અજબ લક્ષ રાખવામા સાધારણ ચિત્રકાર કરતા કાઇ વિશેષ તો નથીજ કર્યું

**ચિત્રની સામાન્ય અસર ઉપર શ્રેષ્ઠતાનો આધાર.**

આબેહુબ દેખાવનુ વર્ણન કરનારા ચિત્રોની શ્રેષ્ઠતા ચિત્રની વિશીષ્ટતા દર્શાવવામાથી કે તેના ભાગેભાગ સૂક્ષ્મ તફાવતો દર્શાવવામાથી ઉદ્ભવતી નથી પરતુ તેની શ્રેષ્ઠતા ચિત્રની સામાન્ય અસર ઉપજાવવામા રહેલી છે જો ચિત્રની સચોટ અને સત્ય અસર ઉપજાવવી હોય તો કળાકારે યોગ્ય જગાએ યોગ્ય બહારની રૂપરેખા રજુ કરવી જોઇએ જેટલી વિશીષ્ટતાઓ હોય તેને જુદા વર્ગમા પાડી નાખવી જોઇએ અને તેનુ સામાન્ય વર્ણન કરવુ જોઇએ. આમ કરવાથી સકુચિત વિષયમાથી પણ વિશાળ વિચારો સૂઝી આવશે ત્યાર પછી કળાકાર દરેક વ્યક્તિગત બહારની રૂપરેખા પર ધ્યાન આપે તો વાંધો નહિ પરતુ દરેક ચિત્રના ભાગને સપૂર્ણ રીતે ચિતરવામા એની સામાન્ય અસર નષ્ટ ન થાય એટલુ તો તેણે ધ્યાનમા રાખવુજ જોઇએ

ચિત્રના સમગ્ર વિચાર દર્શાવવાનો મોટો લાભ એ છે કે સઘ વસ્તુનો ઘણો મોટો ભાગ ચિત્રના ભાગને મહાન પરિશ્રમથી સપૂર્ણ રીતે ચિતરવા કરતા થોડીકજ પીંછીની લીટીઓથી અથવા તો અસાધારણ પીંછી ફેરવવાથી દર્શાવી શકાય છે. આ સિદ્ધાત

પર ચિત્રની ખુબી હોય છે. અનભિજ્ઞ કળાકાર સત્ય, સાદાઇ અને કુદરતની માન્યતા કરતા સ્વચ્છતાને, ચિત્રને, સપૂર્ણ રીતે ચિતરવાની કળાને ભભકાદાર રગને વધારે પસંદ કરે છે. અનભિજ્ઞ કળાકારની માફક અજ્ઞાની પ્રેક્ષક સમગ્ર ચિત્રને સમજી પણ શકતો નથી જો ચિત્રને જોતા પહેલા તેના વિષે ખોટા અભિપ્રાયો બધાઇ ગયા ન હોય તો અવલોકન કરનાર વ્યક્તિ ચિત્રની સામાન્ય અસર જોયા પછીજ તેની પ્રશસા કે નિન્દા કરશે. જે સામાન્ય સતોષ કે અસતોષક ચિત્રકારને પોતાની કળાના સિદ્ધાતોથી અજ્ઞાન રહેવાથી ઉપજે છે તેજ સતોષ કે અસતોષ પોતાની પદ્ધતિ સુધારવા સમર્થ થશે એટલુજ નહિ પણ સૂક્ષ્મ સૌંદર્ય આલેખવા માટે જે આશયો માથી તે વિમુખ થયો હતો તે આશયો પ્રાપ્ત કરવા સમર્થ થશે.

**એક બાળકનું ચિત્રાવલોકન**

આ સાચા અભિપ્રાયના દાખલો મ્હે એક બાળકમા જોયો કે જે બાળક છ ચિત્રાલયમા અનેક ચિત્રોનુ અવલોકન કરી રહ્યો હતો આ બાળક લુગડાનત્તા ગોઠવવાની કુદરતી અને સ્વચ્છ શૈલી તરફ બીલકુલ ધ્યાન ન આપતા ત સૌંદર્ય વિહિન પુરુષો તરફ જોવા લાગ્યો એટલુંજ નહિ પણ તે બાળક જાતેજ ચિત્રની આકૃતિના વિચિત્ર અભિનય પ્રમાણે ચાળા કરવા લાગ્યો આ ચિત્રનો મોટામા મોટો દોષ કુદરત તરફ તિરસ્કાર અને માન્યતા હતો કારણ કે તેનું આલેખન તેના લક્ષણો મુજબ હતુ

આથી હુ એમ કહેવા નથી માગતો ચિત્રને અસપૂર્ણ દશામા રાખી ચિત્રકારે બેદરકાર બનવુ મને ચોકસાઇ તો બહુજ પ્રિય છે. હું ઉચ્ચ પ્રકારની ચોકસાઇ માગુ છુ કે જે ચોકસાઇ માનનીય થઇ પડે

આ બધા વિવેચનને અર્થ એટલેજ છે કે ચિત્રની સામાન્ય અસર ઉપજાવવાને માટે સતત પરિશ્રમ અને ચારે બાજુની ચતુરાઇ અને હોશીઆરીની જરૂર છે તેને માટે સહજ અધ્યયન અને ઉદ્યોગની જરૂર છે ચિત્રકારનુ મન આ ગુણો મેળવવા માટે તન્મય બની જવુ જોઇએ જે કળાકાર પોતાના આળસને ઉત્તેજન આપે છે તે કળાકાર કાઉનીના મ્હેવા મુજબ કેવળ આળસની પરિશ્રમયુક્ત અસર ઉત્પન્ન કરે છે

**ચિત્રની સામાન્ય અસર ઉપજાવવા માટે સતત પરિશ્રમની ભલામણ.**

જ્યા સુધી આપણે યોગ્ય અને સુયોજીત પરિશ્રમ નહિ કરીએ ત્યાસુધી આપણાથી કોઇ પણ કાર્ય સપૂર્ણ બનશે નહિ પરતુ મારો તો અનુભવ છે કે જો મહાન ગુરૂઓનો પણ ગજા ઉપરાતનો પરિશ્રમ સામાન્ય અસર ઉપજાવવાને નિષ્ફળ અને નુકસાનકારક નીવડે છે.

તમારા ઉદ્યોગને સત્ય માર્ગે દોરવો એજ આ પ્રવચનનો મુખ્ય ઉદ્દેશ છે બન્ને વિદ્યાર્થીઓ સરખી શક્તિવાળા અને સરખા ઉદ્યોગી હોય છતા પણ તેમની વચ્ચે ઘણો ફેર હોય છે એનુ કારણ બન્નેના જુદા જુદા માર્ગો છે જ્યારે એમાંનો એક વિદ્યાર્થી નજીવા વિષયોમા નજીવી વસ્તુ તરફ પોતાનો પરિશ્રમ યોજે છે ત્યારે બીજો કુદરતનુ પ્રમાણસર અને વિશાળ નિરીક્ષણ કરે છે અને તેના નાના ભાગોનુ અવલોકન કરે છે હુ પ્રવચન સમાપ્ત કર્ ને પહેલા મ્હારી ઇચ્છા આ વિષયને લગતુ થોડું વિવેચન કરવાની છે

**વિશાળ અને કેળવાએલા મનની આવશ્યકતા.**

વિશાળ મન, કળાની યાંત્રિક પદ્ધતિ ,અને સિદ્ધાંતને શ્રેષ્ટ પ્રતિભા અર્પે છે, અને એક તરફી નકલ કરવાના સંકુચિત માર્ગ પર સ્વામિત્વ મેળવે છે જે વ્યક્તિ પોતાની કેળવણી સમાપ્ત કરવા ઇટલીમા મુસાફરી કરવા કરવા જાય છે અને ચિત્રોની નકલ કરવામા બધો સમય ગાળવો છે તે વ્યક્તિ મ્હોટા મકાનો અને બાવનાનુ કેવળ માપ લઇ જરાએ સુધર્યો વગર પાછો આવે છે ડોક્ટર યંગ એક સ્થળે જણાવે છે કે જે માણસ ઇલીયડની નકલ કરે છે તે માણસ હોમરની જગાએ નકલ કરતો નથી મહાન કળાકાર બનવા માટે કળાના મહાન કાર્યોને કંઠસ્થ રાખવાની જરૂર નથી કળાકારને જેને માટે માન હોય તેની સ્પર્ધામા ઉતરવુ હોય તો તેના કાર્યોને કુદરતનુ સત્ય અવલોકન કરનાર શિક્ષક તરીકે માનવા જોઇએ આટલુ પ્રાપ્ત કર્યા પછી આપણે કહી શકીએ કે તેનામા મહાન કળાકારોની શક્તિ આવી છે બાકીની પ્રાપ્ત કરવાની વસ્તુઓનો આધાર કેવળ ઉદ્યોગ અને સતત પરિશ્રમ ઉપર રાખી શકાય. અભ્યાસનો મહાન ધર્મ ગમે તે સમયે અને ગમે તે પ્રસંગે મન આપણુ ધાર્યુ કામ કરશે એવી રીતે મન કોણે કેળવ્યુ છે ? આ પ્રમાણે કેળવાયેલા 'મનને માટે કુદરતના દ્વાર ખુલ્લા છે કે જે બાગમા અઢળક અને અમૂલ્ય નાણાના ખજાનાની કુંચી છે

---

# પ્રવચન બારમું.

## અધ્યયનની પદ્ધતિનો સરળમાર્ગ.

ઇટલીમા કેટલાક વર્ષો ગાળવાની ઇચ્છાવાળા યુવાન વિદ્યાર્થીઓએ એમના અધ્યયનને નિયમિત કરવાની પદ્ધતિ વિષે મારી સલાહ લીધી હતી, તેથી મારા અનુભવ અને અવલોકનનુ પરીણામ દર્શાવવાની પણ મને ઉત્કટ ઇચ્છા છે મને આશા છે કે મારા ખુલ્લા દિલથી દર્શાવેલા અભિપ્રાયો તેમની ભૂલ સુધારશે છતા પણ મને ડર રહે છે મારા ઉત્તરથી તેમને કદાચ સતોષ નહિ વળે તેઓનો આશય હુ સપૂર્ણ રીતે સમજુ છુ તે હુ ખાત્રીથી કહી શકતો નથી. અને મને શકા છે કે તેઓને પરીક્ષા કરવાના વિષયોનો સ્પષ્ટ અને સરળ વિચાર છે કે નહિ ?

**અધ્યયનની પદ્ધતિનો અર્થ.**

શ્રેષ્ઠતાનો માર્ગ શોધી કહાડવાના કયા માધનો છે ? વિદ્યાર્થીઓએ કોને પોતાના ગુરુ તરીકે સ્વીકારવા ? કયા સિદ્ધાંતોને વળગી રહેવું અને કયા સિધ્ધાંતોને છોડી દેવા ? અને કઇ વસ્તુનો આસ્વાદ લેવો ? અને કઇ વસ્તુ ખોરાક તરીકે સ્વીકારવી ? આ બધા પ્રશ્નો વિદ્યાર્થીના મનમા ઉદ્ભવે એ સ્વાભાવિક છે વળી મારી શક્તિ પ્રમાણે એનો ઉત્તર આપવો એ પણ મારી ફરજ છે, પરતુ આ બધા નિયમો મે પહેલા જણાવી દીધા છે વાસ્તવિક રીતે તો આ પ્રવચનમા આ નિયમે ચર્ચવાની હુ ઇચ્છા રાખુ છુ અધ્યયનની પધ્ધતિનો અર્થ હુ તે એમ કરુ છુ કે જે કાઇ કામ કરવામા આવે તેમા સમય અને

નિયમિતતા તો નકી થવીજ જોઇએ. આથી વિદ્યાર્થીઓને ખબર પડે છે કે કળાનુ બીજુ કાર્ય ઉપાડતા પહેલા તેણે પોતાની કળામા કેટલી શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી

**અધ્યયનનો આધાર.**

આપણા અધ્યયનનો ઘણો ખરો આધાર આપણા સંજોગો અને આત્મિક પ્રસંગો પર બહુ જ આધાર રાખે છે. મુસાફરની માફક આપણને જે મળે અને જ્યારે મળે તે ગ્રહણ કરવા તૈયાર રહેવું જોઇએ. પછી ભલે તે વસ્તુ આપણને સૌથી શ્રેષ્ટ રીતે આપવામા આવી હોય કે ન આપવામા આવી હોય, સૌથી યોગ્ય સ્થળે આપવામા આવે કે ન આપે અથવા તો આપણને જ્યારે જોઇએ ત્યારે મળી હોય કે ન મળી હોય તો પણ તેને ગ્રહણ કરવી જ જોઇએ.

**અધ્યયનની પદ્ધતિ**

કેળવણીના નિબંધમા અને અધ્યયની પદ્ધતિમા મ્હને તો એક દોષ માલમ પડે છે. તેઓ જીવનના ખોટા ખ્યાલમાથી ઉદ્‌ભવે છે. આપણે માનીએ છીએ કે આપણે પ્રસંગો અને સંજોગોના મહાન અધિષ્ટાતા છીએ, એટલુ જ નહિ પણ અમે હરામી જાત પર અજબ કાબુ રાખી શકીએ છીએ. જો આપણે આપણી જાતને ડહાપણ અને સદ્‌ગુણના સંપૂર્ણ નમુના માનવાને બદલે આપણે તો કેવળ હસમુખા અને આનન્દી બાળકો છીએ એમ માનીએ તો વધારે યોગ્ય અને હિતાવહ છે. અધ્યયન તરફ આપણને ઘણા ન ઉપજે અને બધીજ પધ્ધતિ લાંબી, કંટાળા ભરેલી અને ગુંચવણ ભરેલી હોવાથી તેના તરફ તિરસ્કાર ન થાય માટેજ આવી કાઇક યુક્તિવાળી રીતની ઘણીજ જરૂર છે.

હુ તો એમ ઇચ્છુ કે દરેક વિદ્યાર્થી પોતાના મનથી નિયોજિત કાર્ય તરફ લથડતે પગે અને ઉદાસીન વૃત્તિથી જાય તેના કરતા

ગમે તે કાર્ય તરફ પોતાની ઊર્મિના આવેશથી પ્રેરાય તો ઠીક. હૃદયના ઉમંગ વગરના કાર્યોમાંથી કાંઇ લાભ થતો નથી તેમજ ઉંડી અસર પણ ઉપજતી નથી.

આપણા અધ્યયનમાં મનને પોષે, ખુશ કરે અને આનંદ આપે એવી વસ્તુઓથી મનને આરામ મળે એવી પદ્ધતિ ઘણીજ જરૂરની છે. એક જાતના અને કંટાળા ભર્યા માર્ગથી આપણું મન થાકી જાય છે. વળી મનુષ્યનું મન એકજ પ્રકારનું નથી હોતું પણ કે જેથી તે એકજ પદ્ધતિને અનુસરી શકે. જેનામાં બુદ્ધિજ નથી તેને માર્ગદર્શક પદ્ધતિ દેખાડવી એ નિરર્થક છે. જેનામાં બુદ્ધિજ હશે, તે પોતાની પદ્ધતિને અનુસરશે, કે જે પદ્ધતિ પોતાના અનુભવને અને સ્વભાવને અનુકૂળ હોય.

આ સિદ્ધાંતનું વિશેષ વિવેચન હું હજી વધારે નાના વિદ્યાર્થીઓમાં કરું તો કદાચ એમને સમજાય પણ નહિ. વિદ્યાર્થીઓનું શરૂઆતનું જીવન બંધન રૂપ હોય છે વ્યાકરણ અને તેના નિયમો ગમે તેટલા અરૂચીકર હોય છતા પણ તેમણે તો તે સંપૂર્ણ રીતે શીખવાજ પડે છે. નમુના પરથી ચોકસ રીતે આકૃતિની રૂપરેખા દોરવાની ટેવ પડયા પછી વિદ્યાર્થીને હમેશા પોતાની કાર્ય કુશળતા ઉપર નિર્ભયતાથી છોડી દેવું જોઇએ.

**વિદ્યાર્થીની ઉત્કટ અને કળાની ધગશથી થતો લાભ.**

ઉચ્ચ કોટિએ પહોંચવાની ઉત્કટ ઇચ્છાથી અને કળાની ધગશથી વિદ્યાર્થી નિયોજિત પદ્ધતિ કરતા વધારે સારું કાર્ય કરી શકશે. વિદ્યાર્થીને પોતાની જાત ઉપર છોડી મુકવાથી પોતાના ગજા ઉપરાંતનું પણ કાર્ય ઉપાડવાને સમર્થ થશે. આ પ્રકારના અનુભવથી એક મોટામાં મોટો લાભ તો છે જ વિદ્યાર્થી પોતાની ભૂલો, ખોડખાપણો અને ઉણપો શોધી શકશે આની શોધથી

શકશે. આવી શોધથી કાંઇ અજબ્ય જાતનો લાભ થાય છે. શરાતન ક્રિયાઓ અને પરીશ્રમ યુકત પ્રયત્નોમાં એકજ મુશ્કેલી આવી પડે છે. વિદ્યાર્થીનો સતત પરાજય અને નાહિમત અને ઉત્સાહ વિહીન કરી નાખે એટલી જ મુશ્કેલી આવી પડે છે. ગ્હેલાં કાર્યોની મોળા અને નિર્માલ્ય કુશળતાના પરીણામોની અસર કરતાં નાહિમત થવાનાં પરીણામોની અસર વધારે ખરાબ તો નથીજ. ગમે તેવી લાભકારક પધ્ધતિ હોય તો પણ મ્હારી તો સંપૂર્ણ ખાત્રી છે કે તે પધ્ધતિ કળાની શ્રેષ્ટતા તો સંપાદન નહિજ કરી શકે. હું ધારૂં છું કે જે માણસો પધ્ધતિ તરફના પ્રેમ ઉપર પુષ્કળ આધાર રાખે છે, તે માણસો ખરૂં જોતા તો આળસનેજ ચાહે છે; અને કાર્યના ક્ષેત્રમાં ઉત્સાહવિહિન થઇ જાય છે. કોઇપણ પ્રકારનું કાર્ય ન કરવાનું એ તો બ્હાનું છે. હું એવા ઘણાએ કળાકારોને ઓળખું છું કે જેઓએ પોતાનું આખું જીવન અધ્યયનની પદ્ધતિ યોજવામાં ગાળ્યું હોય, પણ એ પદ્ધતિ અનુસાર જરાએ કાર્ય કરવું શરૂ કર્યું ન હોય. પધ્ધતિ યોજ્યા પછી તેઓ કાર્ય શરૂ કરવા માટે યોગ્ય સમય, સગવડ અને અનુકૂળ સંજોગો જોવા તરફ ફેરાય છે. આવાં માણસોએ તો પરિશ્રમયુકત અધ્યયન કરવા માટે અને માયા નિશ્ચયથી પરદેશગમન કરવું જોઇએ.

કળાના ક્ષેત્રમાં તેમજ નીતિશાસ્ત્રમાં આપણે આપણી જાત પર બારિક નજરથી અને અદેખાઇ ભરેલી દૃષ્ટિથી જોવું જોઇએ. આળસ ઉદ્યમનો વિપુલ પોષાક ધારણ કરીને આપણા સબળ પરિશ્રમની પ્રવૃત્તિને નિદ્રાવસ્થામાં નાખી દે છે. વિચાર કરવાનો સાચો પરિશ્રમ પુષ્કળ સાધનોથી નવી શોધ અને તપાસ કરવાની પુષ્કળ ધમાલથી અને નકલ કરવાની યાન્ત્રિક પદ્ધતિથી દૂર થઇ શકે છે.

મેં યુવાન વિદ્યાર્થીઓને આવાંજ કારણોસર તેમના ટોળીમાં આવ્યા પછી અધ્યયનની અમુક પદ્ધતિ ફરાવી નથી, મેં તો એમની

વિવેક બુદ્ધિ અને ડહાપણ ઉપરજ છોડી દીધું છે કે જે ડહાપણ એમના ઉદ્યમને સમજ કરી સુધારશે અને શ્રેષ્ઠ કળાકારોની માફી પ્રશંસા મેળવવા શક્તિમાન થશે

**કળાકારોની ખોટી ટેવ અને ધુન.**

સામાન્ય કુશળતા અને ડહાપણ મેળવતી વખતે કેટલાક કળા કારોની શ્રેષ્ઠતા મેળવવાના માર્ગમાં ઘણી ખોટી ટેવો અને ધુનો આવી પડે છે તે વિષે, થોડું અવલોકન કરીશ અધ્યયનની ખોટી પદ્ધતિથી વિદ્યાર્થીઓને તેમજ અધ્યાપકોને જે નુકસાન થાય છે તેથી વિશેષ નુકસાન ખોટા અભિપ્રાયોથી, દુરાચારીથી, અને નીતિભ્રષ્ટતાથી થાય છે

આગમના પ્રભાવથી વિદ્યાર્થી બીજા મનુષ્યો પર આધાર રાખતો થઇ જાય છે, આવા વિદ્યાર્થીઓ એમ માને છે કે જો તેમને મહાન બુદ્ધિશાળી અને કુશળ ગુરુનો લાભ મળે તો તેઓ અજબ પ્રગતિ કરવા સમર્થ છે પોતાની સફળતા અને જવાબદારી તેઓ ગુરુને શીર નાખવા તત્પર થાય છે આવા વિદ્યાર્થીઓને કહેવુ જોઇએ કે કળાના મૂળ તત્વો શિખ્યા પછી કળામાં બીજા પાકે વિશેષ કાંઇજ શિખવાનુ હોતુ નથી. કુશળ ગુરુ નો વિદ્યાર્થીને કળાની કુંચી સિવાય બીજુ કાંઇજ નહિ દેખાડે આ કુંચીને આધારે સાચા કળાકારે પોતાનુ બાકી રહેલુ માર્ગ કાપાવવાનુ છે

એટલું તો સત્ય છે કે પૂર્વજોના કાર્યોનું સૌંદર્ય અને વિકૃતિ દેખાડી શકાય જે સિધ્ધાંતો પર તેમના કાર્યો રચાયા છે તે સિધ્ધાંતોને પણ સમજાવી શકાય. પુરાતન સમયના કળાના મહાન દૃષ્ટાંતોમાં પણ રજુ કરી શકાય પરંતુ જો પોતાની જાતનેજ વિદ્યાર્થીઓ મદદ કરવાનો પરિશ્રમ ન લે તો આ બધી ભભકાદાર અને આનન્દ દાયક વસ્તુઓ નિરર્થક છે

**વિદ્યાર્થીઓમાં આત્મ શ્રદ્ધાની આવશ્યકતા.**

વિદ્યાર્થીઓએ આત્મ શ્રદ્ધાનો મહાન સદ્ગુણ કેળવવાની બહુ જરૂર છે. જ્યારે રેફાયલે પોપના મહાન શિલ્પિ ગ્રેમેન્ટની મદદથી વેટીકનને અલંકૃત કાર્ય કરવાનું શરૂ કર્યું ત્યારે એ કાર્યમા પોતાની સાથેના કળાકાર કરતા કાંઇક વધારે શ્રેષ્ઠતા ન હતી તે ઠેક યુવાન હતો છતા પણ તેની મભાળ નીચે ઘણાએ કળાકારો પોતાનું કાર્ય કરતા હતા ને કળાકારો કેવા પ્રકારના માણસો હતા તે પણ આપણે જાણીએ છીએ. રેફાયલ કરતા સ્હેજ થોડી બુદ્ધિવાળો માણસ જરૂર આ ભાર નીચે દબાઇ ગયો હોત જો આપણે રેફાયલના નમ્ર, શાન્ત અને વિનીત સ્વભાવ ઉપર વિચાર કરીએ તો આપણને જરૂર લાગે કે આ આભાર નીચે જરૂર ડબાઇ ગયો હોત. પરંતુ તેનું બળ પરિશ્રમના પ્રમાણમા વધવા લાગ્યું હતુ અને તેથીજ તે કળાની શ્રેષ્ઠતા મેળવવા ભાગ્યશાળી થયો હતો

**સાચા કળાકારોની થતી ગફલત**

જે ઉચ્ચ કોટિના કળાકારો નથી તેમના દોષ ગણાવવા હુ ઇચ્છતો નથી, પરતુ જે માણસો સાચા કળાકારો છે તે ગત્ય વસ્તુને દૂર કરી, નીચી કોટિની શ્રેષ્ઠતા મેળવવામા કેવી ગફલત કરે છે તેનુ દિગ્દર્શન કરવા હુ ઇચ્છું છુ.અમુક વિષયને જોતાની સાથે જ રૂપરેખા ચિતરી નાખવી તે ખરેખર સુંદર અને ઇચ્છવા જોગ કળા છે. દરેક કળાકાર આ પ્રકારની શ્રેષ્ઠતા મેળવવાની આશા રાખે છે પરતુ કમનસીબે આ પ્રકારની કુશળતા મેળવવામા કળાકારનું મન પસદગી વગર પ્રથમ આવતા વિચારોથી સંતોષ પામે છે આથી જ્યારે ખરા પરિશ્રમની જરૂર પડે છે ત્યારે વિવેક બુદ્ધિ તદ્દન નરમ પડી જઇ શક્તિ હિન થઇ જાય છે.

મારેજ જેનામાં સાચી બુધ્ધિ છે તેણે પોતાના મનને એક તદ્દન નવિન પ્રકારનું વલણ આપવું જોઇએ. ચિરંજીવ રહે એવામાં મહાન કાર્યો એકજ તડાકે નથી ઉપજતાં. આવાં કાર્યો માટે સંપૂર્ણ વિચાર કરવામાં અને ચારે તરફની અગમ ચેતીમાં પુષ્કળ વખતની જરૂર હોય છે. એક વખત મેં એક મહાન શીલ્પીની સાથે ગેમમાં લડતાં કુસ્તી બાજોનું ચિત્ર જોયું હતું. આ ચિત્ર જોયા પછી મેં ચિત્રકારની આકૃતિ રચનાની કુશળતાના અને બળવાન સ્નાયુના થતા ફેરફાર આલેખવાની સૂક્ષ્મ દૃષ્ટિનાં વખાણ કર્યાં. પછી શીલ્પીએ જણાવ્યું કે આ મહાન અને સંપૂર્ણ કાર્ય ઉત્પન્ન કરવા માટે કળાકારની આખી જીંદગી વ્યતિત થઇ જાય છે

**આખી જીંદગીને અંતે ચિરંજીવ કાર્યોનો ઉદ્ભવ.**

કવિતાની રચના, ફાંકડી અને છટાદાર ભાષણોની માફક તદ્દન સામાન્ય નિરસ અને બીલકુલ નવા વિચારો વગરની હોય છે.

ચિત્રકાર, એક ચિત્ર દોરી, જે વિચારો દર્શાવે છે તેની ઉપયો-
ગિતા કે, જરૂરીઆતની વિરૂધ્ધ હું કાંઇ
**આકૃતિની રૂપરેખા** કહેવા ઇચ્છતો નથી. ચિત્રકાર આકૃતિની
**ચિતરવામાં કુશળતા.** રૂપરેખા પર જેમ વધારે કુશળતા દેખાડે,
તેમ વધારે સારૂં કહેવાય. મ્હારો વિરોધ
ચિત્રને ન સુધારવાની ચિત્રકારની વૃત્તિ ઉપર છે. ચિત્રકાર પોતાના ચિત્રને કુદરતને અનુસરીને સુધારતો નથી એટલુંજ નહિ પણ બીજાના કાર્યોમાંથી કોઇપણ જાતની મદદ લેતો નથી.

આપણે એમ નથી સમજવાનું કે જ્યારે ચિત્રકાર કોઇપણ કાર્ય કરવાનું શરૂ કરે એટલે તેને બધુંજ જ્ઞાન મેળવવાનું બાકી રહે છે. ચિત્રકાર જુદી જુદી જાતનું કાર્ય સુચવતી મનુષ્યની આકૃતિ ઝટ દઇને દોરતાં આવડવી જોઇએ. એટલુંજ નહિ પણ આકૃતિ રચનાના સામાન્ય સિધ્ધાંતોનો તેને સારો પરિચય હોવો જોઇએ, અને પ્રકાશ અને અંધકારના સમૂહની અસરનું અવલોકન પહેલેથી કરવાની શક્તિ હોવી જોઇએ તેનું મન સમગ્ર આકૃતિ તરફ તદ્દન રોકાયલું હોય છે. પછી તેનું લક્ષ વ્યક્તિગત આકૃતિના અભિનય અને મનના હાવભાવ તરફ રોકાયલું હોય છે. આજ પ્રકારના ચિત્રાવેષ્ખનના સમયમાં હુ દરેક કળાકારને એક પૉકેટીયું અથવા તો ગજવામાં રહે એવી ન્હાની ચોપડી રાખવાની ભલામણ કરી શકું કે જે ચોપડીમાં એનાં અભ્યાસના સમયમા દરેક જાતની સુંદર નવી શોધો લખેલી હોય અને અપૂર્ણ અને અસરકારક અભિનયની નોંધ લીધી હોય. આ પધ્ધતિથી કળાકારને મહાન કળાકારોના વિચારો જાણવાની તક મળશે, અને તે મુજબ એમની શૈલીને અનુરૂપ નવી આકૃતિઓની શોધ કરી શકશે.

**અનુભવની જરૂરીયાત.** મર ફ્રાન્સીસ, બેકન, ડેમોસ્થેનીસ અને સીસેરોની નવી શોધને મદદ કરતી તેમની પધ્ધતિની બહુજ પ્રશંસા કરે છે. આવા અમુક જાતના કળાભુવનોને આપણી કળા સાથે ઘણોજ સંબંધ ન હોવાથી હું એટલુંજ કહી શકું આવા કાર્યો પ્રતિભા અને પ્રેરણા સંબંધે દુનિયામાં પ્રચલિત અને માનનીય અભિપ્રાયોની આડે આવે છે. બેકન પોતાના એક નિબંધમાં જણાવે છે કે જ્યાં મનુષ્યના જીવનને અને મનુષ્યને ઘણો પરિચય અને ગાઢ સંબંધ હોય તેવાજ વિષયો તેઓ ચર્ચે છે. અને તેથીજ મનુષ્યને પુસ્તકો કરતાં અનુભવમાંથી ઘણુંજ શીખવાનું મળે છે. કળાકારે આવાજ કાર્યોને સાચી નવી શોધ કહેવી જોઇએ. આવા મહાન પ્રતિભા શાળી બેકને પણ જો બીજાઓનું અવલોકન કરી પોતાનું મન કેળવ્યું ન હોત અને મનને નિયમિત ન રાખ્યું હોય તો તે આવાં અવલોકનો કદીએ કરી શક્યો ન હોત. વળી બેકનના વિશાળ વાંચન વગર એને ખબર પણ પડી ન હોત કે આવા અભિપ્રાયો બીજા પુસ્તકોમાં હોતા નથી

**બાહ્ય દૃષ્ટિ ફેંકવાની ભલામણ.** હું એવા ઘણાએ યશસ્વી કળાકારોને ઓળખું છું કે જેઓ પોતાનાજ કાર્યોમાં રચ્યા પચ્યા રહે છે બાહ્ય દૃષ્ટિ ફેંકવાનું તેમને જરીએ મન થતું નથી એટલુંજ નહિ પણ બીજા ચિત્રકારોના કાર્યોમાંથી કાંઇક નવું લેવું એ પોતાની પધ્ધતિને ન છાજે એવું કાર્ય કરવા જેવું તેમને લાગે છે; પરંતુ આપણે સંપૂર્ણ વિચાર કરી જો આવા મનુષ્યનાં કાર્યોને અને બીજાની નવી શોધની મદદથી ઉપજાવેલા કાર્યોની સરખામણી કરીએ તો આપણી ખાત્રી થશે કે પાછલી પધ્ધતિ અનુસરવાથી ઘણોજ મ્હોટો લાભ થાય છે

**કળાકાર લુકાગાયોર્ડે અને લાફેઇજની પધ્ધતિ.**

લુકાગાયોર્ડેનો ચિત્રકળામાં અને લાફેઇજ આકૃતિની બાહ્ય રૂપરેખામાં, આ બન્ને પ્રખ્યાત કળાકારો બહુજ કુશળ હતા; અને નવી શોધ કરવામાં પણ ઘણાજ તત્પર રહેતા હતા. આ બન્ને કળાકારોમાં અપૂર્વ શક્તિ સાથે પ્રતિભા પણ હતી. 'આની સાથે એટલું' તો આપણે કબુલ કરવું પડશે કે એક પ્રકારની યાંત્રિક પ્રતિભા બુધ્ધિની મદદ વગર પોતાનું કાર્ય કરી શકે છે. એમના અગણિત કાર્યોમા નવીનતા કે નવી વિચાર કલ્પના જરાએ હોતી નથી છતાં પણ નવીન વિચાર કલ્પનાના સામાન્ય વિચારો પ્રમાણે જો આપણે વિચાર કરીએ તો, તેઓ બાશ ચિત્રકારોની માફક ઠીક રોળ, દમામ રાખી શકે, કારણ કે તેઓ બીજાના કાર્યોમાંથી કશુંજ નવું લેતા નહિ. વળી જે કળાકાર શ્રેષ્ઠતા અને નિરસપણાનો બરાબર તફાવત સમજતો હશે તે ભાગ્યેજ આવા કાર્યોમાથી નવા વિચારો લેશે.

**ચિત્રકાર રેફાયલની નવી શોધ કરવાની પદ્ધતિ**

ચિત્રકારોમા પ્રથમ પંક્તી ધારણ કરનાર રેફાયલની પધ્ધતિ ઉપરોક્ત કળાકારોની પધ્ધતિ સામે વિરોધ દર્શાવે છે. હું ધારું છું કે આ વાતને બધાજ સમ્મત થશે કે રેફાયલ સિવાય બીજા કોઇ પણ માણસમા નવી શોધ કરવાની શક્તિ ન હતી, એટલુંજ નહિ પણ તે બીજી કોઇપણ વ્યક્તિનાં કાર્યોની મદદ પણ લેતો નહિ; પરંતુ જ્યારે રેફાયલ મહાન અને સૌથી શ્રેષ્ઠ હાસ્ય જનક ચિત્રો ચિતરતો હતો ત્યારે તેનો અભ્યાસ સંપૂર્ણ હતો કે જે અભ્યાસ તેણે એમેબીઓ પોતાની નજર આગળ રાખી કર્યો હતો. સેન્ટ પોલની જે

બન્ને ઉત્તમ આકૃતિઓ તેને ત્યાં મળી હતી, તેણે તેને પોતાના કાર્યમાં રજુ કરી હતી. એમાંની એક આકૃતિને સેન્ટપૉલને એથેન્સ આગળ ઉપદેશ કરતા દર્શાવી અને બીજી આકૃતિને ઇલીમાસ ગામના જાદુગરને અંધ કરતી હોય એમ યોજી હતી. એક ત્રીજી આકૃતિ એણે એવી ચિતરી કે જેનું માથું છાતી સુધી નમી ગયું હોય, આંખો બંધ અને વિચારમાં મગ્ન થઈ સેન્ટ પૉલનો ઉપદેશ શ્રવણ કરતી હોય તેવી આકૃતિ ચિતરી હતી. સેન્ટ પૉલની બન્ને આકૃતિઓમાં જો ખાસ ફેરફાર કર્યો હોય તો તે એ હતો કે, એ આકૃતિઓમાં ડાબો હાથ ઉમેરવામાં આવ્યો હતો. આ પ્રકારનો ઉમેરો મૂળ આકૃતિમાં ન હતો. મુખ્ય આકૃતિમાંથી બન્ને હાથને દૂર ન કરી શકાય અથવા કોઈ પણ વસ્તુ ઓછીવત્તી થઈ શકે નહિ, એ નિયમને કાયમ વળગી રહ્યો હતો.

બધી ઓછી હતી કે સૌથી શ્રેષ્ઠ ચિત્રકાર આકૃતિનો પગ, પહેલો
ટૂંકો ન ચિતરતા એટલુંજ નહિ પણ દરેક આકૃતિ અંગુઠા પ
ઉભી રહી હોય એમ લાગતી. લુગડાં લત્તાં ટૂંકાં, અને સખ
હોવાથી આકૃતિના શરીરની આજુબાજુ દોરડાં વિંટાળ્યાં ન હો
એમ લાગતું હતું; પરંતુ રેફાયલે લુગડાંલત્તાંની ઘણુંજ સરળ અ
કુદરતી પદ્ધતિ શોધી કહાડી. રેફાયલ કળાની શ્રેષ્ટતા મેળવવાને
માર્ગદર્શક પંથ શોધી કહાડવા શક્તિમાન થયો હતો. તેથીજ તે
આધુનિક કળાનો પિતા કહેવામાં આવે છે.

સાચા કળાકારની કુશળતા મેળવવાની ઇચ્છા હોય તો પ્રતિભાશાળી પુરુષોના વિચારોનું મનમાં રટણ કરો. જ્યાં સુધી પ્રતિભાશાળી પુરુષોના વિચારોના સંસર્ગથી તમને હુંફ વળે ત્યાં સુધી તેના વિચારોનું અધ્યયન કરો આ મહાન પુરુષોની હાજરીમાં હલકી પદ્ધતિથી વિચાર કરવો કે નવી શોધ કરવી એ અશક્ય છે

**સાચી કુશળતા પ્રાપ્ત કરવાના સાધનો.**

હું આશા રાખું છું કે જે ભલામણ હું અત્યાર સુધી કરી રહ્યો છું તેનો અર્થ તમારે તમારા ગુરુઓ પર સંપૂર્ણ ભરોસો રાખવો એવો નહિજ કરો. હું જરાએ ઇચ્છતો નથી કે તમારા કાર્યનો બીજા માણસો વિચાર કરે. હું તો એટલુંજ ઇચ્છું છું કે તમે વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને અનુભવી મહાન વ્યક્તિઓની સલાહ લો પછી સલાહના પરિણામનો આધાર કેવળ તમારા પરજ છે. વ્યવહારિક જીવનમાં આવી રીતભાત બેશરમભરેલી કે બુદ્ધિ વગરની ગણત્રી નથી એ તો સાચા ડહાપણોની નિશાની છે કે જે ડહાપણ વ્યક્તિગત અપૂર્ણતાને દેખાડે છે અને કુદરતના અનન્ત પ્રકારને સમજવા માટે કેટલા બધા અવલોકનની જરૂર છે તેનું તેને ભાન હોય છે હું તકરારી કરવાનું કે કેવળ પોતાના ઉપર આધાર રાખવાની ભલામણ કરતો નથી હું તો એટલીજ શિખામણ આપવા ઇચ્છું છું કે દરેક મનુષ્યે પોતાની જોઇતી જ મદદ લેવી. મ્હને કહેવા દો કે શોધખોળ કરવામાં જે ઉદ્યોગ જોઇએ છીએ અને પોતાના આશયને અનુરૂપ વિચારોને એકત્ર કરવામાં જે પરિશ્રમ પડે છે તે ઉદ્યોગ કે પરિશ્રમ આળસ કે અજ્ઞાનથી તો નહિજ પ્રાપ્ત થઇ શકે હું કેવા પ્રકારની તકરારી કરવાની ભલામણ કરૂં છું તેનો હજી વધારે સ્પષ્ટ ખુલાસો જોઇતો હોય તો રેફાયલની પદ્ધતિ હમેશા નજર આગળ રાખો. તેનું અનુકરણ કરતા શીખો

એને રેફાયેલ જાતે 'ઓર્ગાનું' અનુકરણ શી પદ્ધતિથી કરે છે તે પણ શિખવા પ્રયત્ન કરો.

મેસેસીઓએ મેન્ટ ગ્રૉલથી બન્ને આકૃતિઓ એટલી તો ઉમદા રીતે ચિતરી છે કે રેફાયલ જાતે પણ તેમને સુધારવા શક્તિમાન થયો ન હતો. તેમજ તેણે આકૃતિઓને સુધારવા પ્રયત્ન સુધ્ધાંતે કર્યો ન હતો. પરંતુ આકૃતિની ભવ્યતાને જગાએ વધી ન આવે એવી રીતે તેને બદલે એવું રેફાયલને ફરમાન કરવામાં આવ્યું હતું. આથી તેણે ભવ્ય અને ગંભીર આકૃતિને જીવન્ત અને હાવભાવ અર્પી આકૃતિને વધારે ચપળ અને પ્રવૃત્તિમય બનાવી.

આજ પદ્ધતિને અનુસરીને તેણે સર્જીઅસ પૉલસની આકૃતિને જીવન અર્પ્યું. અંધ આંખવાળી મેસેસીઓની આકૃતિને આપણે ભૂલથી ઉંઘતી હોય એમ માનીએ પરંતુ હાસ્યજનક ચિત્રોમાં આવા દ્વિઅર્થથી થતી ભૂલનો સંભવ નથી રહેતો. તેની આંખ ખરેખર મીંચાયેલીજ હતી, પણ તે એટલા તો જોરથી મીંચાયલી હતી કે એકજ દૃષ્ટિ નિક્ષેપથી આપણને ખબર પડે કે એના મનના ક્ષોભનો ખળભળાટ કાંઇક અજબ હશે. પરંતુ ખાસ વખાણવા જેવી અને અપૂર્વ વસ્તુ એ હતી કે આ વિચાર આખી આકૃતિમાં દર્શાવે છે એટલુંજ નહિ પરંતુ લુગડાંલત્તાંમા પણ આ વિચાર દર્શાવે છે, કે જે લુગડાંના આજુબાજુએ એટલાં વીંટળાઇ વળ્યાં છે કે હાથ સુધ્ધાં તે દેખાતો નથી. બહુજ ઊંચા પ્રકારની બુદ્ધિવાળા માણસો બીજા માણસોના મનના વિચારોને પોતાના આશયને અનુરૂપ બનાવવા શક્તિમાન થાય છે. મૂળ કાર્યમા જે અપૂર્ણ વિચાર કે સુચના હોય તેને બધીજ રીતે તેઓ સંપૂર્ણ બનાવવા શક્તિમાન થાય છે. આવાં સૂચનો બુદ્ધિ વર્ગના અને અજ્ઞાન માણસોની ધ્યાન બહાર જાય છે; પણ

**સર્જીઅસ પૉલસની આકૃતિનાં લક્ષણો.**

ખરા પ્રતિભાશાળી પુરુષો આવાં સૂચનો ગ્રહણ કરવા ઘણા તત્પર થઇ જાય છે.

**ચિત્રકારને નવી શોધ કરવાની ભલામણ.**

જે ચિત્રકારના અધ્યયનના કોઇ પણ ભાગમા પદ્ધતિની ભલામણ કરવી ઘટતી હોય તો, તે નવી શોધના સંબધમાંજ હોઇ શકે. જ્યાંસુધી યુવાન વિદ્યાર્થીઓ નવી શોધના ભંડારથી સપૂર્ણ રીતે પરીચિત થયા ન હોય અને જ્યા સુધી કાર્ય કરવાના સપૂર્ણ સાધનો મેળવી શક્યા ના હોય ત્યાંસુધી તેઓ નવી શોધ કરવાની ઉચ્ચ પદ્વિએ પહોચ્યા છે એવો દમામ રાખવાની જરૂર નથી આથી જો યુવાન કળાકાર ઇટલીની આકૃતિ રચનાની પધ્ધતિને અનુસરી પોતાનુ કાર્ય શરૂ કરે તો કાઇ અઘટિત ન કહેવાય આથી એમ સમજવાનુ નથી કે કળાકારનુ કાર્ય આટલેથીજ અટકી જાય છે પણ તેને કળાની સાચી શ્રેષ્ઠતાની પ્રથમ પસદગી આજ સાધનોથી કરતા આવડવી જોઇએ ત્યાર પછી કુદરતમા કયા પ્રકારની શ્રેષ્ઠતા સમાયલી છે તે મેળવવી જોઇએ, પરતુ અધ્યયન વગર કળાકાર આ કર્તવ્ય કરવા નિષ્ફળ નિવડશે એ વાત નિર્વિવાદ છે.

જે સિદ્ધાત અહિ રજુ કરવામા આવ્યો છે તે સિધ્ધાત નવો અને વિચિત્ર લાગશે પરતુ પ્રમાણભૂત ભલામણ ઉપર વિશ્વાસ રાખ્યા વગર આ સિધ્ધાંતોને કોઇ અજાણ્યો માણસ ધ્યાન આપે અને ધ્યાનપૂર્વક સિધ્ધાંતોને તપાસે તે પ્રમાણે તમે એ કાર્યમા પ્રવૃત્ત થાઓ એવી હુ તમારી પાસેથી આશા રાખું છું.

**ચિત્રકારને કુદરતની મદદ લેવા ભલામણ.**

કોઇ એક ચિત્રકારના કાર્યમાથી એક આકૃતિ લીધા પછી અથવા તો જે આકૃતિનો વિચાર લીધા પછી એક બીજુ ઘણુ અગત્યનુ કામ કરવાનુ રહે છે. કોઇ પણ કાર્યના દરેક

ભાગને કુદરતની મદદ લઇ સંપૂર્ણ બનાવવો જોઇએ. નમૂનામાંથી તમે જે કાંઇ લીધું હોય અને તેથી તમને જે પહેલો વિચાર સુઝયો તે બીજાને હોય છતા પણ તે કાર્ય તમારી પોતાનીજ માલીકીનું છે એવો તમારે .દાવો રાખવો જોઇએ. કેટલાકને નમુનામા એક પ્રસંગ રજુ કરવાની વાત કદાચ નજીવી લાગે, પરંતુ મ્હારા ધારવા પ્રમાણે તો તેની ઘણીજ આવશ્યકતા છે. અમુક નમુનાને તમારે હાથે રજુ કરો તેના કરતાં અભિનય નમુના ગખવા એ વધારે સારૂ :છે. આથી એવું ઘણીવાર બને છે કે નમુનાઓ તમારી કલ્પના કરતા પણ વધારે ઉત્કૃષ્ટ કાર્ય રજુ કરી .શકે છે અકસ્માતના માર્ગમાં આવવુ, વિચક્ષણ થવું, અને તેના લાભ લેવા એ ઘણી મોટી વાત છે નમુનાની સ્થિતિ નક્કી કર્યા પછી એમા અભિનય આલેખવો એ ઘણુ ભય ભરેલું છે. આ મિખ્યાત લુગડાલત્તાંની ગડીઓમા કૃત્રિમતા ન આવી જાય તેની આપણે ખાસ કાળજી રાખવી જોઇએ.

અકસ્માતનો લાભ મેળવવા માટે રેથાન્ટ પેન્સીલને બદલે ચિત્રકારના રંગના પાણીયાના ચપુનો ઉપયોગ ચિત્રપટ .ઉપર રંગો મૂકવાને માટે કરતો હતો જે કળાકારને સૂચનોનો લાભ લેતાં આવડે છે તેના હાથમાં અકસ્માત તરંગી સૌંદર્ય ઉત્પન્ન કરશે કે જે તરંગી સૌદર્ય હાથના કાબુમા રહેલી પેન્સીલ કદી ઉપજાવી શકે નહિ. વાદળા, ઝાડના થડ, પર્વતો અને બીજી એવી આકૃતિમા કે જ્યા ચોકસાઇની જરૂર નથી ત્યા આવી પધ્ધતિ નભી શકે. અકસ્માત રીતે ઉત્પન્ન કરેલા કાર્યને કુદરતના કાર્યો જેટલીજ છૂટ હોય છે.

હુ ફરીથી કહું છુ કે તમે કુદરત તરફ જરાએ દુર્લક્ષ ન દર્શાવો. જેવું તમે દુર્લક્ષ દેખાડશો કે, તરતજ તમે ફેશનના મપાટામાં એટલા બધા સંડોવઇ જશો કે તમારે કઇ દિશામે

કંઈકારણું તેની તમને સુઝ નહિ પડે. તમે જ્યાં મુસાફરી કરો ત્યાં કુદરત તમારી આંખ સમક્ષ તરતી રહેવી જોઇએ. ગમે તેટલી અસર તમારા મન પર પડી હોય છતાં પણ સ્મરણશક્તિ પર બહુજ આધાર રાખવાની ભલામણ હું નથી કરતો. આવી અસરો વખત જતાં ભૂંસાઇ જાય છે; માટે એને હમેશાં તાજી રાખવાની અને તેનું સતત મનન કરવાની ખાસ જરૂર છે.

આપણે એવા ઘણાએ કળાકારો જોઇએ છીએ કે જેઓ કુદરતની સાથે જરીએ નિકટ સંબંધમાં ન આવવાથી તેને ઓળખતા પણ નથી. પોતાની જાતને જરાએ નીચી પાડયા વગર મ્હેં કળાકારોને એવું કહેતાં સાંભળ્યાં છે કે કુદરતની સાથે રહી કામો કરવા કરતાં કુદરત વગર કામ કરવામા અમને વધારે સરળતા અને આનન્દ પડે છે. તેઓ આગળ વધીને એટલે સુધી કહે છે કે કુદરતનો હમને કળાના માર્ગથી વિમુખ કરી નાખે છે. આવા વિચારના ચિત્રકારો ખરેખર નિરાશાજનક અને દયા ઉપજાવે એવીજ સ્થિતિમાં કહેવાય. ખરૂ જોતા તો આપણા બધાંજ અધ્યયનનો આશય કુદરતનુ અવલોકન કરવામાજ સમાયલો છે. હું કહેવાની હિંમત ધરૂ છું કે જે કળાકાર કળાના સામાન્ય સિધ્ધાંતોની મદદથી પોતાનુ કાર્ય પુરૂં કરે છે અને ઊચ્ચ કોટિના કળાકારોના કાર્યો પરથી પોતાની રસિકતા કેળવે છે અને ટુંકમાં શ્રેષ્ઠતા શામાં સમાયલી છે તે બરાબર સમજે છે. તે કળાકાર નમુનાની મદદથી મોટામા મોટા ચિત્રકારથી પણ ઉચ્ચ પદ્દિ પ્રાપ્ત કરશે.

આપણા પડોશી ફ્રેન્ચ લોકો તાત્કાલિક નવી શોધ કરે છે અને તેમની કુશળતા ખરેખર પ્રશંસનીય છે, પરંતુ તેમના સંપૂર્ણ ચિત્રોના આવાં જ વખાણ ભાગ્યેજ કરી શકાય.

**ફ્રાન્સના જ્ઞાનમંદિરનો સંચાલક બોચર.**

તેમના જ્ઞાન મંદિરનો સંચાલક બોચર આ માર્ગમાં ઘણોજ કુશળ અને પ્રખ્યાત હતો. કેટલાંક વર્ષો પર ફ્રાન્સમાં મ્હેં જ્યારે એની મુલાકાત લીધી ત્યારે મ્હેં એને કોઇ પણ નમુના વગર એક મહાન ચિત્ર પર કામ કામ કરતાં જોયો. જ્યારે એની શૈલી પર મ્હેં થોડું વિવેચન કર્યું ત્યારે તેણે કહ્યું કે જ્યારે તે યુવાન હતો અને કળાનું અધ્યયન કરતો હતો ત્યારે તેને ઘણા નમુના પોતાની પાસે રાખવાની જરૂર પડી હતી; પરંતુ હવે તેણે નમુના રાખવાનું ઘણા વર્ષોથી છોડી દીધું છે.

કરવાનું જરાએ કારણ નથી. આથી ઉલટું જે કળાકારો કુદરતની મદદ વારંવાર લીધાજ કરે છે તેને કોઈ અપૂર્વ જાતનું બળ આવે છે. કળાના નિયમો થોડા છે, સાદા છે અને કદી ભૂલી શકાય એવા નથી; પરંતુ કુદરત સુંદર, સૂક્ષ્મ, સંસ્કારી અને અનન્ત પ્રકારની વિવિધતાવાળી છે. તેટલાજ માટે કુદરતની મદદ લેવી એ ઘણુંજ જરૂરનું છે. કુદરતના સંસર્ગથી તમારા કાર્યની સુધારણા અને પ્રગતિ થયાજ કરશે. જે કળાકાર કુદરતના સંસર્ગમાં રહી પોતાનું જીવન વ્યતિત કરે છે તેનેજ કળાનો સંપૂર્ણ અને સત્ય વિચાર આવે છે.

# પ્રવચન તેરમું

## કળાના ક્ષેત્રમાં કલ્પના અને હૃદયની કોમળતા.

**વિવેચકની શ્રેષ્ઠ શૈલી.**

પ્રખ્યાત ગુરુઓનાં કાર્યોમાંથી સૌંદર્ય શોધવું, અથવા દોષ દેખાડવા અને એક કળાકારની પધ્ધતિ બીજા કળાકારની પધ્ધતિ સાથે સરખાવવી એ કાર્ય વિવેચક માટે હલકું નજ કહેવાય; પરંતુ આથી કળાકાર પાસેથી કળા જાણ્યા ઉપરાંત કાંઇ વિશેષ કાર્ય થતું નથી. બારીક તપાસ કરવાની આ પધ્ધતિની બે મ્હોટી બૂલો હોવી જોઇએ. તે સંકુચિત હોવી જોઇએ અને અનિશ્ચિત પણ હોવી જોઇએ. ચિત્રકળાની હદને વિશાળ કરવા માટે અને તેના સિધ્ધાંતોને નિયમિત કરવામાં તે કળા અને તેના સિધ્ધાંતો બીજી કળાના સિધ્ધાંતોને અનુરૂપ હોવાની જરૂર છે કે જે બીજી કળા આ કળાની માફક કલ્પનાને ઉત્તેજિત કરે છે. જ્યારે એકબીજાના સંબંધવાળા અને બહુજ નિકટના સિધ્ધાંતોની સરખામણી કરવામાં આવે છે ત્યારે એમાંથી એક બીજી સરખામણી ઉદ્ભવે છે. આ સરખામણી, એ મનુષ્યના સ્વભાવની સરખામણી છે કે જેમાંથી બધી કળા અસર ઉપજાવે એવાં સાધનો મેળવી શકે છે.

આથી તમારે એમ નથી ધારવાનું કે હું તમને વિજ્ઞાનના મેદાન ક્ષેત્રને ખેડવાની ભલામણ કરું છું. આવી ભલામણ કરવી એ મ્હારી શક્તિની બહાર છે. તમારામાં સમજવાની શક્તિ હોય છતાં પણ સંપૂર્ણ વિવેચન કે ટીકા કરવામાં કલ્પનાની અને વિચારનિમગ્ન થવાની ટેવ હોવી જોઇએ. આ વસ્તુઓ દેખાડવામાં મ્હારો આશય એટલોજ છે કે જ્યારે તમે કોઇપણ કાર્યની ટીકા કરો ત્યારે તમે કોઇ સાચા સિધ્ધાંતોને આધારે ટીકા કરજો. ભલે તમે લાંબે પંથે મુસાફરી ન કરો, પરંતુ જે પંથે મુસાફરી કરો તે પંથ તો સાચોજ હોવો જોઇએ.

આ પ્રવચનમાં જણાવેલી બધીજ કળાનો મૂળ પાયો મનની બેજ શક્તિઓને સંબોધે છે—કલ્પના અને હૃદયની કોમળતા અથવા ચેતના.

**કલ્પનાની અસર.** કળાને વશ કરતા અથવા માર્ગદર્શક થઇ પડતા બધાજ નિયમો ભ્રાન્તિજનક અને ખોટા હોવા જોઇએ, કારણ આ જગાએ કલ્પના સત્ય વસ્તુમા વસે છે, એમ કહેવું એ દુષ્ટતા ગણાશે. જો કલ્પના ઉત્તેજીત થાય છે તો પરીણામ સાધારણ રીતે સારૂં આવે છે, જો કલ્પના ઉત્તેજિત નથી થતી તો વિચાર શક્તિમા વાંધો હોય છે કારણ કે આશય પ્રાપ્ત થતો નથી; કોઇ પણ કાર્યની અસર એજ સાચી કસોટી છે; અને તેથી સાધનોની સત્યતા અને બળની કસોટી આધાર અમુક અસર ઉપર રહેલો છે.

**કળાના ક્ષેત્રમાં સાચી વિચાર શક્તિ.** કળામા તેમજ વ્યવહારિક જીવનમાં સાચી વિચાર શક્તિની વિરૂધ્ધ ચતુરાઇ કે કુશળતા હોતી નથી અને પ્રસંગોપાતને શક્તિના પ્રભાવ ઉપર સ્વામિત્વ ભોગવે છે. આ ચતુરાઇ કે કદાપણ અનુમાનના ધીમી પ્રગતિનો

કે તમને ચેતતા રહેવાની સુચના કરું તો તે અયોગ્ય નહિ કહેવાય. કે તમને ચેતવણી આપુ છુ તેનું કારણ એટલુજ છે કે સંકૂચિત સિદ્ધાંતો નિર્માલ્ય પદ્ધતિ સાથે એટલા તો નિકટ સંબંધમા આવી જાય છે કે તેમની ઉત્પત્તિ નબળા મગજમાથી નથી ઉદ્દભવતી, પરંતુ પ્રમાણભૂત પુરુષોની ભૂલોમાથી અને ખોટી ટીકામાથી ઉદ્દભવે છે તેટલાજ માટે આપણે લાગણીથી દોરવાઇ જતા નથી પણ ખોટા તર્કથી દોરવાઇ જઇએ છીએ.

જ્યારે પ્લેટો જેવો માણસ ચિત્રકળાને નકલ કરવાની કળા કહે અને આપણો આનન્દ નકલ કરવાના સત્યનું અવલોકન કરવાથી ઉદ્દભવે છે એમ કહે તો હુ ધારૂં છું કે તે આપણને એક સંકૂચિત અને એકતરફી પદ્ધતિને ખોટે માર્ગે દોરે છે. આવાજ કળાના નિર્માલ્ય, સંકૂચિત, અને ખોટા વિચારથી કાર્ડીનલ બેમ્બો રેફાયલને તદ્દન જુદોજ પાડે છે, કે જે રેફાયલને આપણે દિવ્ય રેફાયલ તરીકે માન આપીએ છીએ.

**પ્રગતિના સાધનો પર વિવેચન.**

તમારી પ્રગતિનો આશય શું છે એના સાધનોનુ સ્હેજ વિવેચન કરૂં તો વખતનો દુરૂપયોગ થયો હોય એમ નજ કહેવાય. સૌથી શ્રેષ્ઠ વિવેચકોએ આ વિચારને ઉશડી દીધો હોવો જોઇએ તે છતા પણ તેની સાદાઇને લીધે તે વિચાર વારવાર આવે છે. આજ કારણને લીધે આ વિષય પર હુ થોડા વિચારો રજુ કરવાની રજા લઉં છું. હુ તમને એટલી સૂચના આપવા માગુ છુ કે ચિત્રકળાને છેતરપંડીથી પ્રાપ્ત થતી નકલ કરવાની કળા તરીકે ગણવી જોઇએ નહિ, પણ ચિત્રકળા તો ખરૂં જોતા બાહ્ય કુદરતી નકલ કરવાની કળા તો છેજ નહિ. જે માણસોએ પોતાની કલ્પના કેળવી નથી તે માણસો કળાના ક્ષેત્રમા તદ્દન જંગલી બની જાય છે. આવા માણસો શ્રેષ્ઠતાને પગદ

શાહ જોતું નથી પરંતુ તરતજ પ્રેરણાને અનુસરીને અમુક પરીણામ લાવે છે., જે માણસમાં આ શક્તિ છે તે મત્ય શું છે તે બરાબર સમજે છે, છતા પણ તેનુ કારણ આપવુ એ એની શક્તિની બહાર છે, કારણ કે એણે કયા સાધનોથી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો તે બતાવી શકતો નથી. ઘણીએ ગુચવણ ભરેલી બાબતો ભેગી થઇ એક સિધ્ધાત બધાય છે, વખત જતા તે સ્મરણમાથી ભ્રસાઇ જાય છે, છતા પણતેની અસર મનમા રહી જાય છે

આપણી આખી જીંદગીના અનુભવને પરીણામે આવી છાપ, અસર, કે સસ્કાર મનમા રહી જાય છે આવા ભેગા કરેલાં અવલોકનોની અસર બુધ્ધિ ઉપર થાય છે કે જે બુધ્ધિને બરાબર કમવામા આવે તો કોઇપણ વિષયનો થોડો પણ ભાગ સમજાયા વગર રહે નહિ. જીદગીમા તેમ જ કળામા આપણી પદ્ધતિ બુદ્ધિથીજ નિયમિત થવી જોઇએ જો આપણે દરેક પ્રસગે કેવળ સિધ્ધાતોની મારામારીમા પડીશ તો જીવનમા કાઇ જ કાર્ય થશે નહિ. તેમ જ આપણી કળાની પણ પ્રગતિ થશે નહિ. "

૮ શકા વગરની બુધ્ધિ બધુ જ નક્કી કરી શકે છે આ બુદ્ધિ હૃદયની લાગણીઓ કયાર વશ થઇ જાય એ વિષે આપણને માહિતી હોવી જોઇએ આપણી કળાની કેવળ નકલ કરવાની અધમ વૃત્તિ વિષે મે ઘણુ વિવેચન કર્યું છે, છતા પણ મારે

**એકતરફી તર્કશક્તિથી દોરવાઇ ન જવાની ભલામણ.**

કહેવુ જોઇએ કે નકલ કરવાની કળાનો એવો પ્રયોગ કરવો જોઇએ કે જેથી સિધ્ધાતને તેમાથી તદ્દન જુદુ પાડી શકાય સિદ્ધાતને સકુચિત દ્રષ્ટિએ જોવાથી એનો ખરો પાયો માલમ પડતો નથી. વસ્તુઓના એક તરફી વિચારો પર રહેલી તર્કશક્તિની પધ્ધતિથી

કે તમને ચેતતા રહેવાની સુચના કરું તો તે અયોગ્ય નહિ કહેવાય. હું તમને ચેતવણી આપુ છુ તેનું કારણ એટલુજ છે કે સકૂચિત સિદ્ધાંતો નિર્માલ્ય પદ્ધતિ સાથે એટલા તો નિકટ સબધમા આવી જાય છે કે તેમની ઉત્પત્તિ નબળા મગજમાથી નથી ઉદ્ભવતી, પરંતુ પ્રમાણભૂત પુરુષોની ભૂલોમાથી અને ખોટી ટીકામાથી ઉદ્ભવે, છે તેટલાજ માટે આપણે લાગણીથી દોરવાઇ જતા નથી પણ ખોટા તર્કથી દોરવાઇ જઇએ છીએ.

જ્યારે પ્લેટો જેવો માણસ ચિત્રકળાને નકલ કરવાની કળા કહે અને આપણો આનન્દ નકલ કરવાના સત્યનુ અવલોકન કરવાથી ઉદ્ભવે છે એમ કહે તો હુ ધારૂ છુ કે તે આપણને એક સકૂચિત અને એકતરફી પદ્ધતિને ખોટે માર્ગે દોરે છે આવાજ કળાના નિર્માલ્ય, સકૂચિત, અને ખોટા વિચારથી કાર્ડીનલ બેમ્બો રેફાયલને તદ્દન જુદોજ પાડે છે, કે જે રેફાયલને આપણે દિવ્ય રેફાયલ તરીકે માન આપીએ છીએ

**પ્રગતિના સાધનો પર વિવેચન.**

તમારી પ્રગતિનો આશય શુ છે એના સાધનોનુ સ્હેજ વિવેચન કરૂ તો વખતનો દુરૂપયોગ થયો હોય એમ નજ કહેવાય. સૌથી શ્રેષ્ઠ વિવેચકોએ આ વિચારને ઉરાડી દીધો હોવો જોઇએ તે છતા પણ તેની સાદાઇને લીધે તે વિચાર વારવાર આવે છે. આજ કારણને લીધે આ વિષય પર હુ થોડા વિચારો રજુ કરવાની રજા લઉ છુ. હુ તમને એટલી સુચના આપવા માગુ છુ કે ચિત્રકળાને છેતરપંડીથી પ્રાપ્ત થતી નકલ કરવાની કળા તરીકે ગણવી જોઇએ નહિ, પણ ચિત્રકળા તો ખરૂ જોતા બાહ્ય કુદરતી નકલ કરવાની કળા તો છેજ નહિ. જે માણસોએ પોતાની કલ્પના કેળવી નથી તે માણસો કળાના ક્ષેત્રમા તદ્દન જગલી બની જાય છે આવા માણસો શ્રેષ્ઠતાને પસદ

કરવા કરતાં નકલ કરવાનું વધારે પસંદ કરશે. સાચા ચિત્રકારે આવા માણસો તરફ તદ્દન બેપરવાઇ દેખાડવી જોઇએ.

**ઉચ્ચ શૈલીમાં સંસ્કારી રસિકતાનું નિરૂપણ.**

કળાની નીચામાં નીચી શૈલીનું રહસ્ય દીલને આનંદ પમાડવાનું છે. પછી ભલેને તે ચિત્રકળા હોય, કવિતા હોય, કે સંગીતકળા હોય, આવી કળાની ઉંચા પ્રકારની શૈલી અસંસ્કારી માણસોના મનને જરાએ ઉત્તેજીત કરતી નથી. આ સંસ્કારી રસિકતા કેળવણી અને ટેવનું પરીણામ છે. આ રસિકતાનો આનંદ માનવાની શક્તિ આપણા જન્મથીજ હોય છે.

ઉપરના વિવેચન પરથી કળાકારને સમજ પડશે કે જ્યારે તેને પોતાના મિત્રો તરફથી કાંઇ ટીકા કે શીખામણ સાંભળવાનો વખત આવે ત્યારે તેઓનાં લક્ષણો, રસિકતા, અનુભવ અને અવલોકનોમાં કેટલો તફાવત છે તે જાણવાની આવશ્યકતાની તેને ખબર પડે છે. ટીકાકાર એ પોલીસની માફક અજ્ઞાન અને અસંસ્કારી માણસ પાડુકાના સત્ય નિરૂપણનો કુશળ ન્યાયાધીશ બની શકે અથવા મોલીઅરની ઘરડી સ્ત્રીઓ મનુષ્ય સ્વભાવ શું છે તેનું નિરૂપણ હાસ્ય રસને આધારે કરી શકે છે; પરંતુ ટીકાકારે તો પોતાની ઉચ્ચ શૈલીમાં સંસ્કારી રસિકતાનું નિરૂપણ કરવું જોઇએ.

**સરખામણીની પદ્ધતિ.**

આ સિદ્ધાંતને બીજી કળાની સાથે સરખાવવાનું દૃષ્ટાંત આપવા માટે હું કેટલાંક દૃષ્ટાંતો એવાં રજુ કરી શકું જે કુદરતના સંકુચિત વિચારો સામે અને સંકુચિત સિદ્ધાંતોની સામે વિરોધ દર્શાવે અને નકલ કરવાની કળા એ શું છે તે વિષે માહિતિ આપે કે જે નકલ કરવાની કળા આપ આગળના નમુનાનું નિરૂપણ છે; અને કલ્પનાને આનંદ આપે છે. આવી સરખામણીની પદ્ધતિ સિવાય સાર મેળવવાનો બીજો સરળ રસ્તો

નથી એક કળા બીજી કળાના મત્યનુ અનુમોદન આપે છે આવી સરખામણીનો ઉપયોગ એ હોય છે કે જ્યારે કળાકાર બીજી કળાના અધ્યયનમા આનન્દ મગ્ન રહે છે ત્યારે તે કળાના સિદ્ધાંતો બીજી કળામા ફેરવી નાખે છે

ચિત્રકળામા અને શિલ્પકળામા આ પ્રકારનુ મત્ય હોતું, નથી આપણી કળાના મૂળ તત્વો આપણી આખ આગળ રહેલી વસ્તુની નકલ કરવામા રહેલા છે જ્યારે આપણે આનાથી વધારે ઉચ્ચ કોટિની દીશાએ પહોચવા પ્રયત્ન કરીએ છીએ ત્યારે આપણે નકલ કરવાની કળાથી શક્તિને સંપૂર્ણતાની ટોચે પહોચી હોય એમ માનીએ છીએ

**ચિત્રકળા અને કવિતા.** ચિત્રકળા, મનુષ્ય સ્વભાવની જે શક્તિઓને મબોધે છે તેજ શકિતઓને કવિતા પણ મબોધે છે, પરતુ પદ્ધતિમા કે સાધનોમા ફેર હોય છે બન્નેનો આશય મનના કુદરતી વલણો અને વૃત્તિઓને અનુરૂપ થવાનો છે બીજા સાધનોથી કુદરતી વૃત્તિને સંતોષવા માટે કવિતાના અસ્તિત્વનો આધાર તદ્રૂપ સ્વભાવને બીજે માર્ગે લઇ જવાની છૂટ ઉપર છે કવિતામા કૃત્રિમ ભાષા અને માપેલા શબ્દોની કાવ્ય રચના હોય છે આવી કાવ્યરચના પછી ભલે ૭ ગણના ૭ દમા હોય કે લેટીન કે ગ્રીક ભાષામા વપરાતા ૭ દો હોય અથવા આધુનિક ભાષામા વપરાતા છંદ અથવા સ્વર યુક્ત અને વિશ્રામ યુક્ત અનુપ્રાસ રહિત ૭ દો હોય તો પણ તેઓ કુદરતી વસ્તુને માન આપતા નથી અને સાધારણ બોલતી અને પ્રચલીત ભાષાનુ ઉલ્લઘન કરે છે જ્યારે આ કૃત્રિમ પદ્ધતિને લાગણીના વાહન તરીકે પ્રતિપાદન કરવામા આવી છે ત્યારે એક બીજો સિદ્ધાત મનુષ્યના મનમા રહેલો છે કે જે સિદ્ધાત આથી વધારે કૃત્રિમ છે, અને સામાન્ય સ્વભાવના માર્ગથી તદ્દન જુદે જ રસ્તે લઇ જાય છે આ

સિદ્ધાંત મેળ, સંગતપણું અને સામ્યતાનો છે, કે જે મનુષ્યના સિદ્ધાંતોમાં મબળ ભાગ ભજવે છે. આ સિદ્ધાંતને ગમે તે રીતે પણ સંતોષવો જોઇએ.

આપણી ઇન્દ્રિયો અને કલ્પનાને સંગીતથી, કવિતાથી, વાજીંત્ર પરના સંગીતથી, કે આકર્ષક અભિનયથી આનન્દ આવે એ તો તદ્દન કુદરતી વાત છે. પ્રેક્ષક મનમાં ઉપજાવતો સંગીતનો, કવિતાનો, અને આકર્ષક અભિનયનો ભભકો અને ભવ્યતા આપણા મનને ઘણોજ આનન્દ આપે છે. આવા પ્રસંગે શું બુદ્ધિ આપણી વિચાર શ્રેણીમાં વચ્ચે આવી એમ કહેશે કે જે વસ્તુઓ તમને ગમે છે તે વસ્તુ તરફ તમે તિરસ્કાર દર્શાવી અને પરિશ્રમ યુક્ત કળાથી ઉપજતી અમરતી લાગણીને એકદમ અટકાવી દો માટેજ કવિઓએ અને ચિત્રકારોએ ચારે તરફ ચેતતા રહેવાની જરૂર છે.

કવિતામાં કે ચિત્રકળામાં કે કોઇપણ કળાના ઉચ્ચ ક્ષેત્રમાં ગુલામી વૃત્તિવાળી નકલ કરવાની કળા જરીએ નભી શકે નહિ. શેક્સપીઅર જણાવે છે કે અજ્ઞાન વર્તમાન યુગમાંથી આપણું મન ઉંચકી લઇ ગત યુગો તરફ દોરવાની જરૂર છે. રોમ અને ફ્લોરેન્સની શાળાના કળાકારોની શૈલી આજ પદ્ધતિને લીધે વધારે ઉત્કૃષ્ટ છે. આ પદ્ધતિને અનુસરીને તેમણે પોતાની કળાનું ક્ષેત્ર વિશાળ બનાવ્યું.

**‘ સેક્રીફાઇસ ઑફ ઇફેજીનીઆ’ ના ચિત્ર વિષે કેટલાક વિચારો.**

જોહન સ્ટીનને હાથ ચીતરાયેલું " સેક્રીફાઇસ્ ઑફ ઇફેજીનીઆ"ના ચિત્ર વિષે કેટલાક વિચારો તમારા આગળ રજુ કરવા ઇચ્છું છું. આ ચિત્રમાં પણ તે ચિત્રકારની પ્રતિભાને અનુરૂપ વિષય નથી · છતાં પણ તે ચિત્રમાં કુદરતનું મન અને એના હાવભાવનું આલેખન છે; પરંતુ આ ચિત્રના હાવભાવ અને મુખાકૃતિ એટલાં તો પરીચિત અને સાધારણ કોટિના છે અને આખું ચિત્ર રેશમી

અને મખમલના સુંદર અને આભૂષણયુક્ત વસ્ત્રોથી એટલું તો આચ્છાદિત થયેલું છે કે દરેક પ્રેક્ષકને શંકા થાય કે આ કળાકારની ઇચ્છા જાણી જોઇને તેનાં વિષયને હાસ્યજનક બનાવવાની નથી.

આજ પ્રકારનાં દૃષ્ટાંતો આપણે કવિતામાં પણ જોઇએ છીએ.

**હોમરનું હોપ્સે કરેલું ભાષાન્તર.**

હોમરનું હોપ્સે કરેલા ભાષાન્તરના કેટલાક ભાગોની શબ્દ જાળ મૂળ ગ્રંથની શૈલીથી એટલી તો પરીચિત, નિર્માલ્ય અને અસંબંધ વિચારોવાળી છે કે તેનું લોકો પુનરાવર્તન કરતા અને સ્મરણ કરતા થાકતાજ નથી.

કળાની નીચી કોટિના વર્ગની મારફત આજ પદ્ધતિમાં આપણે આગળ વધી શકીએ. આ વર્ગનાં કાર્યોમાં

**કળાકારના ઉત્કર્ષનો આધાર.**

ઉચી કોટિની શૈલી અને નીચી કોટિની શૈલી વચ્ચે તફાવત હોય છે. કળાકારની પધ્ધતિ કે દરજ્જાનો આધાર કુદરતની સાથે રહી કળાકાર કામ કરે અથવા તો તેનાથી વિમુખ રહી કામ કરે તેના પર છે. વળી કળાકારના ઉત્કર્ષનો આધાર પ્રેક્ષકનાં મનમાં કલ્પના ઉત્તેજીત કરવા ઉપર પણ રહે છે.

જો આપણી વિવેકબુદ્ધિ સંકુચિત, અધમ, અને અસંસ્કારી સમજશકિતથી દોરવાઇ જાય તો આપણે ટાઇટીઅન અથવા વાનડાઇકના આબેહુબ વર્ણન કરનાર ચિત્રો કરતા ડીનરના આબેહુબ વર્ણન કરતા ચિત્રોને વધારે પસંદ કરવાં જોઇએ અને ટાઇટીઅન અને રૂબેન્સના ચિત્રાંતર્ગત દેખાવોના ચિત્રો કરતા વેન્ડરહીડનનાં ચિત્રાંતર્ગત દેખાવના ચિત્રો વધારે પસંદ કરવા જોઇએ. કારણ કે આ ચિત્રો કુદરતનું તદ્રુપ આલેખન કરે છે.

જો એક કુદરતનો દેખાવ કેમેરાની કળાથી આલેખવામાં આવ્યો હોય અને એજ દેખાવ એક મહાન અને કુશળ

કળાકાર આલેખે તો બન્નેની સરખામણીમાં એમાંનો એક દેખાવ કેટલો હલકો અને નિર્માલ્ય લાગે છે. દેખાવ તો એકજ રહેશે પણ આખને દેખાય તે પ્રમાણે એમાં તફાવત પણ રહેશે જ્યારે કળાકાર પોતાનાં સાધનોને પસંદ કરવા શક્તિમાન છે અને પોતાની શૈલીને પણ ઉત્કૃષ્ટ કરી શકે છે તો પછી કળાકારે બીજી કંઇ વધારે એકતા દર્શાવના જોઇએ ? નીકોલસ પોસીનની માફક કળાકાર માણસને રસ પડે અને બહુજ કિંમતી ન લાગે એવી માહિત્યની કેળવણી સાથે પુરાતન સમયથી રોમના વાતાવરણમાં આપણને મુકી દે છે અથવા મેસેસ્ટીઅન આર્ડનની માફક કળાકાર જુના જમાનાના ઇજીપ્તના પીરામીડ તરફ દોરે છે, અથવા કૅનોડ લોરેઇનની માફક કળાકાર દિવાન પરની શોભા સ્પદ અને નકશી કામો તરફ અને વન દેવતાઓના પ્રદેશોની શાન્તિ તરફ આપણા મનને દોરે છે.

**કલ્પનાને જુના જમાનામાં લઇ જવાની ભલામણ.**

ઐતિહાસિક ચિત્રકારની માફક ચિત્રાતર્ગત દેખાવને ચિતરનાર ચિત્રકાર આજ પદ્ધતિ અને આજ શૈલીને અનુસરીને આપણી કલ્પનાને જુના જમાનામાં લઇ જાય છે અને કવિની માફક પોતાના વિષયથી મૂળતત્વોને સહાનુભૂતિ દર્શાવે છે. ટાઇટીઅન કે માસ્ટેન્ટર રોઝાની માફક વાદળાના ગોટેગોટ દર્શાવવામાં આવે અથવા તો કૅનોડની માફક વાદળાને આથમતા સૂર્યના પ્રકાશનો રંગ આપવામાં આવે અથવા પર્વતોને એકદમ બહાર પડતા કે ધીમા ઢોળાવવાળા દર્શાવવામાં આવે અથવા ઝાડની ડાળીઓ થડમાંથી કાટખૂણે એકદમ ફુટી નીકળતી હોય એમ દેખાડવામાં આવે તો આ બધાજ સંજોગો કાર્યના સામાન્ય લક્ષણને મદદ રૂપ થઇ પડે છે. જેવી રીતે મિલ્ટનના એનેમો અને પેન્સેરોસોનો પ્રભાવ શુષ્ક અને નિરસ વર્ણન પર હોય છે તેવોજ પ્રભાવ આવા ચિત્રાતર્ગત દેખાવોનો હોય છે, પરંતુ એ દેખાવોમાં

પ્રકાશ અને અંધકારના સચોટ ચાધનો ઉમેરવાં પડે છે. વાસ્તવિક દેખાવો કરતાં આવાં ચિત્રો મન પર બહુજ સચોટ અસર કરે છે.

જો આપણે બીજી કળા પર નજર ફેંકીએ તો આપણને માલમ પડશે કે એમાં પણ બે મ્હોટા ભાગ પડેલા હોય છે. એમનો એક વર્ગ કુદરતને માન આપે છે અને બીજો વર્ગ કુદરતથી જુદો પડે છે, અને કેટલીકવાર એનાથી ઉંધે માર્ગે પણ જાય છે.

**નાટ્યકળા એ મનુષ્ય સ્વભાવનું તદ્રૂપ આલેખન છે.**

નાટ્યકળા આરસીની માફક મનુષ્ય સ્વભાવનું તદ્રૂપ આલેખન કરે છે અને ઉપર જણાવેલા બન્ને વિચારોને સારી પેઠે સમજે છે. નીચી કોટિનુ હાસ્યરસ પ્રધાન નાટકનું આલેખન બહુજ કુદરતી રીતે કરવામાં આવે તો તેની અસર ઠીક રહે છે, પરંતુ મ્હને એમ લાગે છે કે ઉચ્ચકોટિનાં નાટકનો આશય નકલ કરવાનો હોય છે અને વળી એવી આશા રાખે છે કે પ્રેક્ષકોએ એવો વિચાર કરવો જોઇએ કે રજુ કરેલા પ્રસંગો ખરેખરી રીતે પોતાની આંખ આગળથી પસાર થાય છે. રેફાયલ તેનાં હાસ્ય ચિત્રોમાં અને પોસીન તેનાં સેક્રામેન્ટ્ નામનાં ચિત્રોમાં પ્રેક્ષકો પામે એવું મનાવવાની આશા રાખતા હતા કે એમની આકૃતિઓ વાસ્તવિક છે પણ કલ્પિત નથી.

આ તફાવતને અભાવે દુનિઆમા ખોટી ટીકા કે વિવેચન પ્રવર્તી રહે છે. રેફાયલને લોકો એનાં કુદરતી આલેખન માટે અને છેતરવાની શક્તિ માટે વખાણે છે કે જે શક્તિ એનામાં હતી પણ નહિ તેમજ તેણે મેળવવા પ્રયત્ન સુદ્ધાંતે કર્યો ન હતો. ફીલ્ડીંગે ગેરીક જેવા મહાન નટના ખીલકુલ જ્ઞાન વગર વખાણ કર્યાં હતાં. ફીલ્ડીંગ એમ ધારતો હતો કે એક અજ્ઞાન વ્યક્તિને પોતાની નવલકથામાં આલેખીને તેણે એક આબાદ બુદ્ધિશાળી યુક્તિ કરી છે; પરંતુ તેમ કરવામાં તેણે હેમ્લેટના નાટકના એક પ્રવેશમાં ગેરીકના

'આલેખનને વાસ્તવીક' અને સત્ય માનવાની તેણે ભૂલ કરી હતી પરંતુ જરાજ વિચાર કરવાથી આપણને ખાત્રી થશે કે આવા પ્રદેશમાં એકકે એવો પ્રસંગ નથી કે જેથી આપણે છેતરાઇ જઇએ જ્યારે શેક્સ્પીઅર અને ગેરીક આવા પ્રદેશોમાં રોકાયના હોય છે ત્યારે તેમના સદગુણ અને શ્રેષ્ટતા ઘણાજ ઊંચા પ્રકારના હોય છે

**નાટ્યકળામાં આજુ બાજુના સાધનો ઉપર વિશેષ લક્ષ આપવાની ભલામણ.**

નાટ્યકળાના આલેખનમાં, નાટકશાળાના સંબંધમાં, આજુ બાજુના લોકો તરફ, દિવાબત્તીના સાધનો તરફ, નજર આગળ બદલાતા પ્રદેશો તરફ પુષ્કળ છૂટ આપવી જોઇએ અનુપ્રાસ રહિત છંદ અગ્રેજી છંદથી એટલો તો જુદો પડે છે કે એ ભાષા હેમ્લેટના મુખમાં અને ડેન્માર્કના રાજ્યદ્વારી માણસોના મુખમાં બહુજ વિચિત્ર લાગે છે વળી આપણને ખબર પણ છે કે જેમ માણસ વધારે અજ્ઞાની હોય તેમ તેને આ બધી છૂટ તરફ ઓછો ભાન હોય છે અને તેથી તેને છેતરાઇ જવાનો સંભવ રહે છે

**નાટ્યકળાના કૃત્રિમ સંજોગો.**

નાટ્યકળાના આલેખનમાં હું એના કૃત્રિમ સંજોગોના વિવેચનમાં ઉતરવા ઇચ્છતો નથી છતા પણ મ્હારે કહેવુ જોઇએ કે હૃદય ખળભળાવી નાખે એવી લાગણીનો આવિર્ભાવ જેવો શ્રેષ્ઠ અને કુદરતી હોવો જોઇએ તેવો હોતો નથી. મહાન ભયાનક પ્રસંગો અને અરૂચીકર લાગણીના આવેગો પ્રેક્ષકો સમક્ષ રજુ કરવા જોઇએ કે જેથી સમતોલપણુ નષ્ટ થાય અને આનંદની લાગણીને આપણા મનમાં પ્રાધાન્યપદ મળે અસભ્ય અને વિકૃતિમય અભિનય અને અવાજની કર્કશતા અને ચીસો ગમે તેટલી પ્રસંગને અનુકુળ હોય છતા પણ નાટ્યકળામા તેને દર્શાવવી

એ વાજબી નથી. તેથીજ વિચારપૂર્વક અને ભવ્યતાથી ભરેલુ પગલુ સુંદર અને આકર્ષક અભિનય નટને નાટયભૂમિકા પર ઉજાળે છે અને ભવ્યતા અર્પે છે આ બધી કૃત્રિમતા પ્રસંગોવશાત્ યોગ્ય હોય છતા પણ ખાનગી ઓરડામા તો હાસ્યાસ્પદને પામ્યા વગર રહેજ નહિ.

આ જગ્યાએ મ્હારે કહેવુ જોઇએ કે કોઇપણ કળા બીજી કળામા સફળતાથી વાવી શકાતી નથી બધીજ કળાનુ મૂળ એકજ હોય છે, છતા પણ કુદરતની નકલ કરવાની પદ્ધતિ અને તેનાથી જુદે માર્ગે જવાની પદ્ધતિ કાઇક જુદાજ પ્રકારની હોય છે વળી દરેકનો જુદો જુદો આશય હોય છે.

**ચિત્રકળા અને નાટય કળાનો સંબંધ.**

માદાઇની નકલ કરવાને બદલે જો ચિત્રકાર નાટય કળાના ભભકાની અને અભિનય અને પોષાકની શોભાની નકલ કરે તો જરૂર આપણે આવા ચિત્રોને સૌથી નીચી કોટિની શૈલીમા ચિતરાયેલા ચિત્રો તરીકે ગણી તેનો તિરસ્કાર કરીએ

**સર્વે કળાનો આશય.**

બધીજ કળાનો આશય કલ્પના અને હૃદયની લાગણી ઉપર અસર ઉપજાવવાનો છે કુદરતની નકલ કરવાની કળાથી આ કાર્ય ઘણીવાર બને છે. કેટલીકવાર વિજય મળે છે અને કેટલીક વાર પ્રયત્ન નિષ્ફળ પણ જાય છે હુ તદ્દલાજ માટે એમ ધારુ છુ કે કળાની સાચી કસોટી કુદરતનુ તદ્રુપ નકલ કરવામા સમાયલી નથી પરતુ આ કુદરતની નકલ કેટલેક અંશે કળાનો આશય સપાદન કરે છે કે જે મનરજક અસર ઉપજાવે છે.

હવે હુ શિલ્પકળા પર થોડુ વિવેચન કરવા ઇચ્છુ છુ કે જે

કળા નકલ કરવાના કળાના નામ નીચે નથી આવી શકતી. સંગીત કળા માફક શિલ્પકળાનો સબંધ કેવળ કલ્પના સાથેજ હોય છે

**ચિત્રકળા અને શિલ્પ કળાનો સંબંધ.**

ચિત્રકળાની માફક શિલ્પકળામાં પણ એક વિભાગ હોય છે કે વિભાગને કલ્પના સાથે જરાએ સબંધ નથી આ કળાને ઉચી કોટિની વિદ્યા તો ન જ કહેવાય જો પ્રતિભાશાળી પુરૂષ આ કળાને ખીલવે તો તે હૃદયની લાગણી અને મહાન અને ભવ્ય વિચારો આપણા મનમા જરૂર ઉત્પન્ન કરી શકે કળાકારોએ એટલુ તો ખાસ લક્ષમા રાખવુ જોઇએ કે એવા કયાં સાધનોથી તેઓ ઉપરોક્ત આશય સંપાદન કરી શકે

કવિતાને ચિત્રકળાની માફક શિલ્પકળામા પ્રમાણ અને એક સરખાપણુ ઉપરાત બીજા ઘણા સિદ્ધાંતો છે એમનો એક સિદ્ધાત એવો છે કે વિચારોના એક ત્રિતપણાથી કલ્પનાને ઉત્તેજિત કરવી દાખલા તરીકે આપણે પુરાતન સમયને માન આપીએ છીએ એમના ઘરના બાંધકામ જોઇ આપણને એમના રીત રિવાજો યાદ આવે છે. બેરન લોકોના કિલ્લાઓ જોઇ આપણે ઐ જાતિ પ્રત્યેનું માન અને લાગણી ઉપજે છે આજ કારણુસરને લઇને કવિઓ અને ચિત્રકારો પોતાના આદર્શ ચિત્રાતર્ગત દેખાવોની રચના માટે ટાવરો કિલ્લા, અને મહાન ગઢોને પસંદ કરે છે આજ કારણોથી વેનબ્રગ નામના કવિ અને શિલ્પના ઘર બાંધકામમાં પુષ્કળ કલ્પના હતી. આશયને માટે વેનબ્રગ ગોથીક શિલ્પ વિદ્યાના સિધ્ધાંતોને અનુસરતો હતો.

હુ જાણુ છુ કે એક કળાનો સિધ્ધાત બીજી કળામા યોજવો

અથવા તો એકજ કળાની જુદીજુદી પદ્ધતિ એક વિષયમાં ભેગી કરવી એ જોખમ ભરેલું છે. ગ્રીસની શિલ્પ કળાના મધ્ધર નિયમો ગમે તેવી રીતે ભોગ આપી ન શકાય એ નિયમોથી વિમુખ રહેવું અથવા તેમાં ઉમેરો કરવો એ બીજી કળાના નિયમોથી વિમુખ રહેવા જેવું છે અથવા તેમાં ઉમેરો કરવા જેવું છે. આવું કાર્ય તો એક મહાન ગુરુજ કરી શકે કે જે મનુષ્ય-સ્વભાવથી સંપૂર્ણ પરીચિત છે અને પોતાની કળાનાં બધાંજ મિશ્રણો અને મંજોગો જાણે છે.

ચિત્રકારની માફક શિલ્પીએ પણ વસ્તુના ઉપર ચોટીયા લક્ષણો ઉપર ખૂબ ધ્યાન આપવું જોઇએ અને તેનો લાભ લેવા ચૂકવું જોઇએ નહિ. ઉપયોગને માટે કે આનન્દને માટે ઘણીવાર વધારો કે ઉમેરો કરવો પડે છે. આવા મકાનો એક સરખાં નહિ હોવાથી તેનાં ઉપર ચોટીયા લક્ષણોને લીધે એક પ્રકારનો દેખાવ રજુ થાય છે. આ પ્રકારનો દેખાવ શિલ્પની અગવડ વચ્ચે ના આવતો હોય તો તેણે મૂળ રચનામા તેને યોજવો જોઇએ. બીજી બધી કળામાં વિવિધતા અને અસરળતાને સૌંદર્ય અને શ્રેષ્ટતા ગણવામાં આવે છે કારણ કે તેઓ કલ્પનાને ઉત્તેજિત કરે છે. શિલ્પકળામાં આ બન્ને લક્ષણો શા માટે ન હોવા જોઇએ ?

લંડન અને બીજા જુના શહેરની શેરીઓના આકાર અને વાક અકસ્માતથી ઉત્પન્ન થાય છે. પરંતુ તેથી આ રસ્તા પર ચાલનારને કે પ્રેક્ષકને જરાએ કંટાળો નથી આવતો. આથી ઉલટુ જો સરફીસ્ટોકરરેનની પદ્ધતિએ શહેર એકજ સરખું બાંધવામાં આવે તો કદાચ તેની અસર સ્ફીકર થઇ પડત નહિ, પણ જરૂર કંટાળો આવત. એક સરખાપણું હમેશાં આપણને કંટાળો અને તિરસ્કાર ઉપજાવે છે.

**ચિત્રકળાની દૃષ્ટિએ શિલ્પકળા.**

શિલ્પકળાના સવિસ્તર વર્ણનમા ઉતરવાની મ્હારામા શક્તિ નથી. હું તો શિલ્પકળાને ચિત્રકારની દૃષ્ટિએ જોઉ છુ. જો ચિત્રકળાની ભાષામા વાત કરીએ તો વેનબ્રગમા શોધકવૃત્તિ હતી, પ્રકાશ અને અંધકારનં ખીલવટ કરી જાણતો હતો અને રચનામા પણ મહાન કુશળ હતો. મુખ્ય આકૃતિને પ્રભાવમાં લાવવા માટે તે મમુહ ઉત્પન્ન કરતો હતો. ચિત્રપટ પર ભૂમિકા તૈયાર કરવાની કળા આપણી કળામાં એક મ્હોટી મુશ્કેલી કહેવાય તે મુશ્કેલીનુ ભાન વેન બ્રગને શિલ્પકળામા મપૂર્ણ હતુ ભૂમિકાની જે અગત્યતા ચિત્રકળામા છે તેવીજ અગત્યતા શિલ્પકળામા મકાનો ઉભા કરવાનો પાયો નાખવાની છે ;વેનબ્રગ પોતાની શિલ્પકળા શુષ્ક ન દેખાય તેની પુષ્કળ કાળજી લેતો હતો. તેના કામોનુ બાંધકામ ભૂમિમાથી અણધાર્યું એકદમ બહાર પડી આવતુ ન હતુ

મમગ્ર વિચાર કરતા મ્હને લાગે છે કે સર્વ કળાનો આશય અને ઉદ્દેશ વસ્તુઓની કુદરતી અમપૂર્ણતાની પૂરી કરવામા મમાયલા છે અને કલ્પનાથી મનને મંતોષ પમાડવામા સમાયનો છે

**ચિત્રકળા એ તો જ્યલંત ઐંદ્રિય તણુઓ છે. (અથવા) ચિત્રકળાનું સંબોધન.**

મમગ્રજનતા માને છે કે પ્રમગો અને બનાવો ઇતિહાસકારને જકડી નાખે છે. તેનો પ્રભાવ કવિ કે ચિત્રકાર ઉપર બીલકુલ ચાલતો નથી. ઇતિહાસ આપણી મહાન કળાના વિચારને નમતુ આપે છે. પરંતુ શાને માટે ? એનુ કારણ એ છે કે આ કળાઓ એના ઉચ્ચ ક્ષેત્રમાં ઇન્દ્રિઓને મંબોધની નથી પરતુ મનની ઇચ્છાઓને મંબોધનો નથી પરતુ

મનની ઇચ્છાઓને અને આપણામાં રહેલો જ્વલંત ઐશ્વરી તણુખાને સંબોધે છે. આ ઐશ્વરી તણુખો જગતનાં સર્વ બંધનોને તોડી નાખવાને માટે અધીરો બની જાય છે. આપણી કળામાં એટલું બધું સત્વ છે, આપણી કળામાં એટલી બધી ભવ્યતા છે કે મ્હારે એને દિવ્યકળા કહેવી પડે છે. જે કળાકાર દિવ્યતા દર્શાવી શકે છે, તે કળાકાર ઇશ્વરનો યશસ્વી ખિતાબ મેળવી શકે છે.

---

# પ્રવચન ચૌદમું.

## કળાકાર ગેઇન્સ બરોની શૈલી અને પદ્ધતિ.

**પૂજનીય દાખલાઓનું અવલોકન.**

આપણી કળાના અધ્યયનમા તેમજ બધી કળાના અધ્યયનમા કુદરતનું આપણુંજ અવલોકનનું પરીણામ માલુમ આવે છે, કેટલુંક પરીણામ જે કળાકારોએ કુદરતનું સફળતાથી અને ઉદ્યોગથી અધ્યયન કર્યું હોય તેની અસરમાંથી ઉદ્ભવે છે આવા દાખલાઓની પસંદગીમાં આપણે જેમ જેમ ઓછું ધ્યાન આપીએ તેમ તેમ આપણને તેમાથી વધારે લાભ મળતો જશે અને કળાના સામાન્ય નિયમો અને કુદરતની નજર આપણા મગજમાં આવી શકશે. જ્યારે આપણે પૂજનીય પુરાતન સમયમાથી દાખલાઓ લઇએ છીએ ત્યારે આપણને થોડી અગવડ પડે છે. આપણે મહાન વ્યક્તિઓથી દોરવાઇ જઇએ છીએ અને પ્રમાણભૂત પદ્ધતિના પ્રભાવથી દબાઇ જઇએ છીએ. અતિ નમ્રતા દર્શાવવાથી આપણું જ્ઞાન તણાઇ જાય છે આપણે અંધારામાંજ ફાંફાં મારતા હોઇએ એમ લાગે છે એટલું તો ખાસ જરૂરનું છે કે આપણા મહાન દાખલાઓ આપણી પાસે હોવાજ જોઇએ કે જે દાખલાઓનું અવલોકન કરવા તરફ આપણું મન ઉપજે

**કળાકાર ગેઇન્સબરોની પ્રશંસા.**

આપણા જ્ઞાનમંદિરના સૌથી શ્રેષ્ઠ આભૂષણરૂપ ગેઇન્સબરોનું હમણાંજ મરણ થયું છે આ મહાન વ્યક્તિના આ પ્રસંગે વખાણ કરવાની મ્હારી ફરજ નથી. ગેઇન્સબરોની બુદ્ધિ

વિષે વિવેચન કરવામાં મ્હારો આશય તેની પ્રશંસા કે નિંદા કરવાનો નથી કે જેથી આપણા જ્ઞાનમંદિરના વિદ્યાર્થીઓને એની શ્રેષ્ઠતા કે દુષણો જાણવાની તક મળે. જ્યા સુધી આપણી પ્રજા ગેઇન્સબરો જેવા મહાન પ્રતિભાશાળી અને માનનીય કળાકાર ઉત્પન્ન કરી ન શકે ત્યાં સુધી તેનું નામ આપણી કળાના ઇતિહાસમાં ભવિષ્યની પ્રજા માટે ચિરંજીવ રહેશે. આપણી કળા ધીમે ધીમે ઉન્નતિને પંથે પહોંચી છે એમ સૌ કોઇ માને છે.

**મિયુત્ રેનોલ્ડઝના કળાકારો માટે અંગત અભિપ્રાય.**

હું ભવિષ્ય કહેવાની ધૃષ્ટતા કરૂં છું કે પોમ્પીઓ બેટોની અને રેફાયલ મેન્ગસ્ નામના ચિત્રકારની નામ કાનને ગમે તેટલાં મહાન્ લાગે, તે છતાં પણ, તેનો ટરજ્યો, ઇમ્પીરીઍલ, મેજેસ્ટીઅન કોન્ચ, પ્લેસીડો કોન્સ્ટાન્ઝા અને મસુસીઓ કરતાં નીચી કોટિનાજ રહેશે હું એમ નથી કહેવા માગતો કે ઉપરોક્ત ચિત્રકાર કે જેનું મરણ અત્યારે આપણને સાલે છે તે ચિત્રકાર કરતાં આ બધાં ચિત્રકારો વધારે ઉચ્ચ કોટિના નથી. સામાન્ય અવલોકન કરનારને એમની આકૃતિ રચનામાં જ્ઞાનનો ભાગ લાગે છે; હું આ વાત સંપૂર્ણ રીતે જાણું છું પરંતુ એની સાથે એટલું પણ હું જાણું છું કે જે માણસને સાચો અને અનન્ત યશ પ્રાપ્ત કરવો છે તેણે મ્હે નામ આપ્યાં તે કળાકારોના કાર્યોમાં રહેલા સામાન્ય અવલોકનનું જરાએ અધ્યયન કરવું જોઇએ નહિ. મ્હને પોતાને તો ગેઇન્સબરોના ચિત્રાંતર દેખાવોમાં અને કુદરતના મનોહર આલેખનથી ઉપજતી અસરમાં બહુજ રસ પડે છે. એન્ડ્રીઆ સાચી અને કાર્લોમરટીના કાર્યો કરતાં મ્હને બિચારાં ન્હાનાં ભીખ માગતાં છોકરાંની સાદાઇ અને સુંદરતામાં બહુજ રસ પડે છે,

ગેઇન્સબરોના જીવનમા ખાનગી પ્રસંગોમા અત્યારે ઉતરવાની જરૂર નથી. એની ધીમી પ્રગતિ અને કળાની શ્રેષ્ટતા મેળવવાના સાધનો આપણા આદેશો અને ઉપદેશોની નિકટ આવી શકે એવા છે. મનુષ્યને આગળ વધવાની ધીમી પ્રગતિ એકદમ દેખાઇ આવતી નથી. જુદા જુદા વિચારો ભેગા થઇ જવાથી પ્રગતિ કેવી રીતે અને કયારે થાય છે તેની માણસને ખબર પડતી નથી કેટલીક વાર એવુ બને છે કે મનુષ્યને એક નવો માર્ગદર્શક વિચાર અને પ્રેરણા કોઇ એક ચિત્રનુ અવલોકન કરવાથી, અથવા કોઇ એક લેખકનો ફકરો વાચવાથી, અથવા તો વાર્તાલાપમાથી એકાદ સૂચન લેવાથી આવે છે. આવા રસયુકત બનાવો જે માણસને આત્મ પરીક્ષા કરવાની ટેવ તેની પાસેથી મળી આવે છે.

**ગેઇન્સ બરોના રીત રિવાજ અને ટેવ,**

આ અપૂર્વ માણસની ટેવો અને રીતરિવાજો રજુ કરવા એ અઘટિત તો નજ કહેવાય. એની કળાની સાથે સબંધ હોય અને એને કળા શ્રેષ્ઠતા મેળવવામા કારણભૂત બન્યા હોય એવા રીતરિવાજો. અને ટેવોનુ હું વિવેચન કરવા ઇચ્છુ છુ કળા તરફનો એનો પ્રેમ એ મદદનુ કારણ હતુ મુખાકૃતિની વીશિષ્ટતાની, આકૃતિના આકસ્મિક મિશ્રણની, પ્રકાશ અને અંધકારની, સુંદર અસરની ટીકા કરવાની તેને ટેવ હતી. રસ્તામા એને ગમતી એવી કોઈ વ્યક્તિ મળતી તો, તેને તે પોતાને ઘેર બોલાવતો ખેતરમાથી તે પોતાના ચિત્રાલયમા ઝાડના છોડવા, મુળીઆ, અને જુદા જુદા પ્રકારના પ્રાણીઓ લાવતો અને તેનુ આલેખન સ્મરણમાંથી ન કરતો પણ નજર આગળના વિષયો ઉપરથી કરતો હતો. તે પોતાના ટેબલપર ભાંગેલા પથરાનો, સુકાઇ ગએલા પાદડા અને મુળીઆનો, અને આરસીના ટુકડાઓનો, ક્ષિતિજાંતર્ગત દેખાવનો નમુનો તૈયાર કરતો હતો. પછી આજ

નકુતાને મારું સ્વરૂપ આપી તેને પર્વતોમાં, ઝાડોમાં, અને પાણીમાં ફેરવી નાખતો હતો. આ પધ્ધતિ કેટલે અંશે ચયનરૂપે નિવડે તેનો નિર્ણય તો ચિત્રાંતર્ગત દેખાવ ચિતરનાર અધ્યાપક કરી શકે. મ્હને તો આ પદ્ધતિ નઠારી અને તિરસ્કારવા જેવી લાગે છે. જ્યાંસુધી આપણે વાસ્તવિક કુદરતનું અવલોકન કરીએ નહિ ત્યાં સુધી તો આવી પદ્ધતિ શુભ પરીણામ આપવાને બદલે નુકસાન કરે છે.

આ ચિત્રકાર રાત્રે પોતાની ચિત્રકળા શી રીતે ખીલવતો હતો તેનું સ્હેજ વિવેચન કરવાનું આપણે ભૂલવું જોઇએ નહિ. ગમે તેમ્હાએ, આ કાર્ય સિવાય, બીજા કોઇપણ કાર્યમાં એને આનન્દ પડતો નહિ હું માનું છું કે આ પ્રકારની પદ્ધતિ કળાકારને બહુજ લાભકારક નિવડે છે. આજ સાધનોથી કળાકાર કુદરતની નવિનતા, મહત્વતા, અને સૌંદર્ય મેળવી શકે છે. મીણબત્તીના પ્રકાશથી વિષયો સુંદર દેખાય છે એટલુંજ નહિ પણ પ્રકાશ અને અંધકારની વિપુલતા હોવાથી અને રંગની સામ્યતા હોવાથી કુદરત ઉચ્ચ પ્રકારની નીલીમા દેખાય છે. આ અધ્યયનની પદ્ધતિમાં વિવેકબુદ્ધિ વાપરવાની બહુજ આવશ્યકતા છે. ટાઇટીઅન અને કોરેજીઓ જેવા રંગવાની કળામાં કુશળ એવા ચિત્રકારો રાત્રે ચિતરતા ન હતા; છતાં પણ તેઓ કૃત્રિમ પ્રકાશથી ઉપજતી અસરના વિચારો પર પુષ્કળ ધ્યાન આપતા હતા. પરંતુ હું ચોક્કસ માનું છું કે જે કળાકાર ગુરસીનોની પદ્ધતિનું બહુજ ધ્યાનપૂર્વક અધ્યયન કરે છે તે આજ પ્રકાશથી ચિતરે છે અથવા તો આજ વિચાર-સંકલ્પના ઉપર પોતાની પદ્ધતિ યોજે છે.

ગેઇન્સબરોની બીજી પદ્ધતિ ખરેખર અનુકરણીય છે. પોતાના ચિત્રના બધાજ ભાગોને ભેગા કરવાની એનામાં ખુબી હતી. જેમ કુદરત પોતાનું કાર્ય ઉત્પન્ન કરે છે, તેમ તેનું આખું

**ગેઇન્સબરોની પદ્ધતિ.**

ચિત્ર આગળને આગળ વધારાય જાય છે. જે કળાકારોને સારી કેળવણી મળી છે તેમને આ પદ્ધતિ સાધારણ લાગશે છતાં પણ તેણે આ પદ્ધતિ પોતાની કુદરતી હોશીઆરીથી શોધી કહાડી હતી. આ પદ્ધતિ આખા વિશ્વને માન્ય ન હતી. પોમ્પીઓબેગની આ પધ્ધતિનું અનુકરણ કરતો ન હતો અને તેથી તે પોતાના ઐતિહાસિક ચિત્રો જુદા જુદા ભાગોમા ચિતરતો હતો. પોતાના વિષયનો અમુક ભાગ પુરો કર્યા પછી બીજો ભાગ ચીતરતો હતો. આથી મુખાકૃતિના હાવભાવો સ્પષ્ટ રીતે દર્શાવાતા નહિ અને આખા ચિત્રની ઐક્યતા અને સરખાપણું માર્યું જતું હતું.

**મરણ પથારીએ ગેઇન્સબરોના ઉદ્ગાર**

આપણી કળામાં ઉચ્ચ પદ પ્રાપ્ત કરવું હોય તો આપણી કળા તરફ પ્રેમ રાખવો જોઇએ એટલુંજ નહિ પણ ઉત્સાહી મહત્વાકાંક્ષા પણ રાખવી જોઇએ. ઇશ્વરે કળાધરને શક્તિ આપી છે તે પ્રમાણમાં તો તેમને આથી વધારે મહત્તા માગવી જોઇએ. ગેઇન્સબરોની અંતરની ઇચ્છા અને હૃદયની લાગણી ધન મેળવવા તરફ ન હતી પરંતુ કળાની શ્રેષ્ઠતા મેળવવા તરફ હતી. મરણ પથારીએ પણ આ ઉત્કૃષ્ટ હૃદયની લાગણી અને મનોવિકાર અજબ હતા. તેની ખાની ફૂ મારી

પછીથી તે મારા તરફ ફર્યો અને જણાવ્યું કે મારું મરણ થશે તેથી મને એકજ શોક થાય છે. મારા જીવનની સમાપ્તિ સાથે મારી કલાની પણ સમાપ્તિ થશે. આજ વિચાર મને બહુ સાલે છે.

**વાસ્તવિક જગત્ એ ગેઇન્સબરોનું અધ્યયન.**

ગેઇન્સબરોનો એકજ નિરાળો નમુનો છે કે જેણે બીલકુલ કેળવણી વગર ઇટલીમાં મુસાફરી કર્યા વગર અને કોઇપણ જ્ઞાનમંદિરમાં અધ્યયન કર્યા વગર કળામાં મહાન યશ અને શ્રેષ્ઠતા સંપાદન કરી છે. આથી એમ નથી સમજવાનું કે દરેક વ્યકિત સાધનો વિના આવી સફળતા પ્રાપ્ત કરી શકે.

એટલું તો ખાસ યાદ રાખવું જોઇએ કે જે કળાની શૈલી અને ક્ષેત્રની ગેઇન્સબરોએ પસંદગી કરી હતી તેને અધ્યયન માટે પર્યટન કરવાની જરૂર ન હતી. એને જોઇતી બધીજ વસ્તુઓ ખેતરમાંથી કે શેરીઓમાંથી મળી આવતી હતી. આ નમુનામાંથી પોતાની વિવેકબુદ્ધિ પ્રમાણે પસંદગી કરતો હતો. એનું અધ્યયન વાસ્તવિક જગતનું હોવાથી તે જુદા જુદા કાર્યોના મહાન ગુરુઓ તરફ લક્ષ આપતો નહિ. ગેઇન્સબરો, કવિની દૃષ્ટિએ કુદરતનું અવલોકન કરતો નહિ. પરંતુ ચિત્રકારની દૃષ્ટિએ તેનું અવલોકન કરતો હતો એના આલેખનમાં કવિત્વ શક્તિ ન હતી પરંતુ સચોટ અને તદ્રુપ કુદરતનું આલેખન તો હતુંજ

ગત યુગના મહાન ઐતિહાસિક ચિત્રકારોના કાર્યો તરફ ન લક્ષ નહિ આપતો છતાં પણ તેને એટલીતો ખબર હતી જ કે કળાની ભાષા અને કળાની નકલ કરવાની ખૂબી ગમે ત્યાંથી શિખવીજ જોઇએ. જ્યારે તેણે જાણ્યું કે આ કળા તે પોતાના મહાધ્યાયી પાસેથી શીખી શકયો નથી ત્યારે ફ્લેમીસની શાળાના ચિત્રકારોની

મદદ લેવા માંડી હતી. આ શાળાની મદદ માટે અને પોતાના દેશમાંથી બહાર નીકળવાની જરૂર ન હતી. આ શાળામાંથી તે રંગનો એક રાગ, પ્રકાશ, અને અંધકારની ખીલવટ અને ચિત્રને ચકચકિત અને આભૂષિત કરવાનાં સર્વ સાધનો શિખ્યો. આ પ્રમાણે પોતે જે કાંઇ શિખ્યો તેનું જ્ઞાન કુદરતનાં મૂળ સ્વરૂપમાં તે યોજતો હતો; અને મહાન ગુરુઓની પદ્ધતિનું અનુકરણ ન કરતાં પોતાનીજ પદ્ધતિને અનુસરતો હતો.

**કુદરતના સચોટ અવલોકનમાંથી ઉપજેલી રસિકતા અને શ્રેષ્ઠતા.**

તેણે તદ્રૂપ વર્ણન કરનારા ચિત્રોમાં, ચિત્રાંતર્ગત દેખાવોમાં કે કાલ્પનિક ચિત્રોમાં શ્રેષ્ઠતા મેળવી તે કહેવું ઘણું મુશ્કેલ છે, એનાં કાલ્પનિક ચિત્રોમાં જ્યારે તે પોતાનું લક્ષ અનુકરણ કરવાના વિષય તરફ દોરતો પછી ભલે તે વિષય કડીઆરાની નિર્માલ્ય આકૃતિ જેવો

ગેઇન્સબરોએ વીરરસ પ્રધાન શૈલી તરફ પ્રયત્ન કર્યો ન હતો તેમજ પૌરાણીક અને કલ્પિત કથાઓથી

**ગેઇન્સબરોની શૈલી.**

પોતાની શૈલીની માન્યતા અને લક્ષણોનો નાશ કર્યો ન હતો. પુરાણની કથા અને કલ્પનીક વાતોની છોકરવદી પદ્ધતિના દાખલા આપણા ચિત્રકારોમાં પણ છે. જ્યારે ડચ શાળા આપણી કળામાં ચિત્રાંતર્ગત દેખાવો ચિતરવાનો પ્રયત્ન કરે છે ત્યારે તેમનાં કાર્યો ટીકાપાત્ર થતાં નથી. પરંતુ હાસ્યા સ્પદને તો પામેજ છે. કલૉડ લોરેઇનને પણ આ પદ્ધતિ માટે ક્ષમા તો નજ આપી શકાય.

**ઉપરોક્ત ભૂલની સુધારણા**

આ પ્રકારના વિષયને ખીલવવા માટે અમુક જ પ્રકારની શૈલી હોવી જોઈએ. આ શૈલી પ્રાપ્ત કરવાનો એક જ રસ્તો છે કે ઐતિહાસિક કે કલ્પિત આલેખનમાં ચિત્રાંતર્ગત દેખાવોના લક્ષણ ગાળ જ ભાગોમાં જુદું કરવા જોઈએ. આ કાર્ય ઘણુંજ મુશ્કેલ છે કારણ કે આપણા મનને બે હજાર વર્ષ ઉપર શું થતું હતું તે તરત સમજી જવાની જરૂર છે. ઉપરોક્ત ચિત્રોમાં એ પોતો ને આવી પરીસ્થિતિમાં જોઈને આશ્ચર્ય પામીએ છીએ કારણ કે જે વાદળાં પર એ ઘુંટણીએ પડ્યો તે વાદળાંએને ટીમ રૂપ થઈ પડતા નથી. એ મનુષ્ય આકૃતિ આધાર રૂપે રહી શકે એવા પદાર્થ કે આકાર વાદળાંને આપી નથી. વળી વાદળાંને અદ્ભુત લક્ષણો પણ નથી આપ્યા કે જેથી આવી કલ્પિત વાતો સાથે અનુરૂપ થઈ શકે અને તેથી આવી પદ્ધતિ હસવા જેવીજ લાગે છે.

આવા વિષયો માટે ડચ અને ફ્લેમીશની શાળાની શૈલી પણ અયોગ્ય છે. ચિત્રાંતર્ગત દેખાવના ચિત્રોમાં શૈલીને શી રીતે ઉમદા, ભવ્ય, અને કવિતાના લક્ષણ યુક્ત બનાવવી! તેનું વિવેચન કરીએ તો ઘણોજ વખત વ્યર્થ જાય અને આશય પણ સંપૂર્ણતાથી પ્રાપ્ત થઈ શકે નહિ. જે ચિત્રકારને આ ભવ્યતા ભરેલી શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવાની મહત્વાકાંક્ષા હોય તેણે જે પુરુષોએ કળાની કવિતા અને રહસ્ય બરાબર સમજ્યા હોય તેની પાસેથી પ્રેરણા લેવી જોઈએ.

**ગેઈન્સબરોની શૈલી અને પદ્ધતિમાં ગુણ અને દોષનું નિરૂપણ**

હવે આપણે ગેઈન્સબરો તરફ વળીએ. ઘણા માણસો એની શૈલી અને પદ્ધતિમાં દોષ જુએ છે પરંતુ એની શૈલીના ગુણદોષના વિવેચનમાં ન ઉતરતા એટલું તો યાદ રાખવું જોઈએ કે ચિત્રકારને ટીકા અને પરીક્ષા કરવાની તક એના ચિત્રોમાંથી મળે છે.

પદ્ધતિની વિશીષ્ટતા અને નવિનતા જેટલી પ્રશસનીય છે તેટલીજ નિંદાને પાત્ર પણ હોય છે. આપણે જુદી જુદી ટેવોથી ભરપૂર હોવાથી નવિનતાને પણ ચાહીએ છીએ. ગેઇન્સબરોનાં ચિત્રોમાં જે ચિન્હો અને વિચિત્ર ડાઘા આપણે જોઇએ છીએ અને જે આકાર વગરના દેખાવો, વિચિત્ર ગુંચવણો, અને અસગળતા જોઇએ છીએ તેનું કારણ કેવળ અત્યંત પરિશ્રમયુકત ઉતાવળી બેદરકારી છે. ગેઇન્સબરો જાતેજ આ પદ્ધતિને સુંદર માનતો હતો અને તેની ઉત્કટ ઇચ્છા એ હતી કે પોતાનાં ચિત્રો પ્રદર્શન વખતે પાસેથી તેમજ દૂરથી જોવાવાં જોઇએ.

આપણે એના શ્રેષ્ઠ કાર્યમાં વિપુલતા જોઇ શકતા નથી તેનું કારણ બેદરકારી નથી. ઉપરચોટીયું અવલોકન કરનારને ગમે તેમ લાગે છતાં પણ દરેક ચિતારા સારી પેઠે સમજે છે કે સામાન્ય અસર ઉપજાવવા માટે સચોટ ધ્યાનને વધારે વખત લાગે છે. આ પ્રકારના સચોટ ધ્યાનમા મનને ઘણોજ શ્રમ પડે છે. એની રંગની ખીલવવાની ખુબી અને રંગોને જુદા પાડવાની પદ્ધતિ કાંઇક જુદાજ પ્રકારની હતી. કોઇ પણ કળાની પદ્ધતિને અનુસાર એની પદ્ધતિ ન હતી. એને કાઇ પ્રેરણા થઇ હોય એવી રીતે તેણે પોતાનીજ પદ્ધતિ પોતાનાજ આશય પ્રતિપાદન કરવા માટે શોધી કહાડી હતી.

ગેઇન્સબરોની પ્રતિભાને એવા માણસોની વક્તૃત્વ શક્તિ સાથે સરખાવી શકાય કે જે માણસો પોતે કઇ ભાષા વાપરે છે તેની તેમને જ ખબર હોતી નથી એટલુંજ નહિ પણ કયાં યોગ્ય શબ્દો મુકવા તેની ખબર ન હોવા છતા પણ કેટલીક વાર મન પર અજબ અસર ઉપજાવે છે.

આ માનીતા કળાકારને ઉચ્ચ પદીએ ચઢાવવા માટે ખોટી ટીકા કરી યુવાન વિદ્યાર્થીઓનાં મન કલુષિત ન થઇ જાય તે માટે તેની પધ્ધતિ વિષે થોડો ખુલાસો કરવાની મને બહુજ જરૂર લાગે

છે એટલુ તો ચોક્કસ જ છે કે ગેઇન્સબરોની સુકોમળ પદ્ધતિ મન
ઉપર સુકોમળ અસર ઉપજાવે છે અને એના ચિત્રોને ઉચ્ચ કોટિની
સુંદરતા અર્પે છે દરેક દર્શકે જોયું છે કે શરૂઆતના ચિત્રમા
જે એના લસરકો અને સુકોમળ હાથ હોય છે તે ચિત્રના જુદા જુદા
ભાગો તરફ વધારે ચોકસાઇ દર્શાવે છે પરંતુ એને એક બીજો
મોટો ગેરલાભ થાય છે જ્યારે તે ચિત્રને સવિસ્તરપણે ચિતરે છે
ત્યારે આખા ચિત્રની અસર મારી જાય છે ગેઇન્સબરો પોતાના
આબેહુબ વર્ણન કરનારા ચિત્રોમા આકૃતિની બાહ્ય રૂપરેખા ઉપર
પુરતું ધ્યાન આપતો હતો આખા ચિત્રની સામાન્ય અસર ઉપર
એનુ સચોટ ધ્યાન હોવાથી તેની અસંપૂર્ણ પધ્ધતિમા પણ એક
પ્રકારની અજબ સામ્યતા જણાઇ આવતી હતી. જો કે આવો
અભિપ્રાય તમને નવાઈ લાગશે પરંતુ આવા ચિત્રો આવી અસર

હતો. અને ગમે તેટલા દોષો હોય છતા પણ જે નિખાલસ પણું આપણે પુરાતન સમયના ગુરુઓ પ્રત્યે દેખાડીએ છીએ તે નિખાલસ પણું આપણે તેને દેખાડવુ જોઇએ આ સિદ્ધાતને આધારે આપણે દિન્ય રેફાયલને માટે પણ કહી શકીએ કે તેણે બીજા રૂપ પદ્ધતિ વગર પણ પોતાનું ચિત્ર ચોકસાઇથી અને ઉત્કૃષ્ટ રીતે ચીતરી શકયો હોત, અને પોસીન પણ કર્કશતા કે શુષ્કતા વગર સઘીજ ચોકસાઇ ચિત્રમા મેળવી શકયો હોત.

ગોઇન્સબરોની ચોકસાઇના અભાવનો અને ચિત્ર સપૂર્ણ રીતે દોરવાના અભાવનો ગમે તેટલો ખુલાસો કરીએ, અને આ દોષોને ગમે તેટલા માફ કરીએ તો પણ તમારે યાદ રાખવુજ જોઇએ કે જે કળાની શૈલી આપણુ જ્ઞાન-મદિર શિખવે છે તે ગોઇન્સબરોમા ન હોવાથી આપણે તેના તરફ કદીએ દીનમોઢે કે માગી નજર આપી શકીએ કળાના સિદ્ધાંતો અને નિયમો તરફ બેપરવા અને દુર્લક્ષ દેખાડવુ એ તમને જરાએ ન પાલવે, કારણ કે એ સિદ્ધાતો અને નિયમો મહાન ગુરુઓની સામાન્ય પદ્ધતિ અને અનુભવમાથીજ ઉત્પન્ન થયા છે તમારા અધ્યયનનો મુખ્ય પાયો આજ હોવો જોઇએ મરણ પામેલા તેમજ જીવતા કળાવિદોની બુદ્ધિ અને અનુભવથી તમને સારો ફાયદો થશે. તમે એમની પદ્ધતિમાથી સઘળા નો પરતુ યાદ રાખજો કે જે ક્ષણથી તમે એમના આશયોથી વિમુખ જશો તેજ ક્ષણથી તમારી અધોગતિ થશે આથી તમે સર્વ જગતને માન્ય એવી સત્ય વસ્તુની શ્રેષ્ઠ નકલ કરનાર થવાને બદલે કદાચ સારા ચિત્રકારોની ખરાબ નકલ કરનારા થવાનો સભવ છે

# પ્રવચન પંદરમું.



**આપણા જ્ઞાનમંદિરમાં પ્રવર્તતી ઐક્યતા.**

આપણું જ્ઞાનમંદિર જ્યારથી સ્થપાયું ત્યારથી માંડી એની સાથેના નિકટ સંબંધ હોવાથી અને સામાજિક ફરજોમાં આપણે બધા ઘણા વર્ષોથી રોકાવાથી આ સંસ્થાને લગતો મારે માટેના બીજો કોઇ પણ ધંધો નમો છે

આપણે સર્વે એકજ સંસ્થામાં જોડાવાથી અને એકજ આદર્શને અનુસરવાથી આપણી સાચી મિત્રાચારી સાથે મતભેદ થવા પણ સંભવ છે. આવી તકરારમાં માણસો પોતાના અભિપ્રાય પર બહુજ મક્કમ રહે છે, અને સામા પક્ષના અભિપ્રાયને જરાએ લેખવતા નથી, પરંતુ આપણે બધા એક હોવાથી આપણે નાની તકરારોમાં પડવું જોઇએ નહિ, અને એક બીજાની બુદ્ધિને અને જ્ઞાનને માન આપી આગળ વધવું જોઇએ. આપણી કળાને સંપૂર્ણતા અર્પવાના ઉત્સાહમાં દરેક વાદવિવાદ ડૂબી જવો જોઇએ

મારી ઉમર જોતાં મને એમ લાગે છે કે હું તમને પહેલી અને છેલ્લીવાર સંબોધી રહ્યો છુ. જે પંથેથી હું પસાર થયો છું તે પંથ તરફ વળી પાછી નજર ફેંકું તો હું આશા રાખું છું કે તમે મને માફી આપશો.'

આપણા પૂર્વજોએ આપણા લાભને માટે પરિશ્રમ કર્યો હતો. આપણે આપણા પછીના માણસો માટે પરિશ્રમ કરીએ છીએ. આપણે એક બીજાને લાભ આપી રહ્યા છીએ તેથી કાંઇ આપણે આપણી ફરજ ઉપરાંત વિશેષ કાંઇજ કરી રહ્યા નથી, પરંતુ એટલું તો મારે કહેવું જોઇએ કે વાર્ષિક પ્રદર્શનને માટે આપણે જે ઉત્તેજન અને આશ્રય આપી રહ્યા છીએ એ કાંઇ ઓછું પ્રશંસનીય અને માનનીય કાર્ય નથી.

**જ્ઞાન મંદિરના જુદાં ખાતાંની શ્રેષ્ઠતા માટે ધન્યવાદ.**

જ્યારે આપણે આપણી સસ્થાના જુદા જુદા ખાતાંનો હેવાલ આપણે તપાસીએ છીએ ત્યારે મને લાગે છે કે જે અધ્યાપકોએ પ્રમુખપદે રહી અપૂર્વ શક્તિ દેખાડી છે, અને પોતાના ખાતામા શ્રેષ્ઠ ફરજ બજાવી છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. જો કેળવાયલા પુરૂષોને મારી જગા ન આપીએ તો તો મારી કેળવણીનો જ અભાવ કહેવાય.

છુપાયલી શ્રેષ્ઠતા ખુલ્લી કરી દેવામા અને આપણી કળાના નીચી કોટિના સિધ્ધાંતો રજુ કરવામા આખો વખત માણસ પેન્સીલથીજ કામ કરવામાં જે કુશળતા દર્શાવે છે તેનાથી પણ વધારે કુશળતાની જરૂર હોય છે આથીજ કવિઓ કુદરતી રીતે ગદ્ય લખી

શકે છે. કળાકાર, કળાના ક્ષેત્રમાં, શું કરવાનું છે અને શું કાર્ય નથી કરવાનું તે બરાબર સમજે છે અને મિશ્રીત મનો વિકારના સૌંદર્યથી વિદ્યાર્થીને ચીતરવો નથી અથવા તો સંબંધ વગરની શ્રેષ્ઠતાઓને કલ્પિત રીતે ભેગી કરી વિદ્યાર્થીને ગુંચવવો નથી. મેં ઘણુંએ અવલોકન કર્યું છે અને તે અવલોકન પર પુષ્કળ રીતે વિચાર પણ કર્યો છે. મને તપાસ અને પરીક્ષા કરવાની ટેવ છે ત્યાર પછી હું તેની પધ્ધતિનો નિર્ણય કરું છું. આ બધા વિભાગોને ભેગા કરી નિયમમાં મુકવા એ મહેલું કાર્ય નથી. એકજ પ્રવચનની રચના અથવા એકજ ભાવનાની રચના ગણીજ અઘરી છે

ગમે તેવી દોષયુકત પધ્ધતિ હોય તો પણ તેના તરફ કૃપા દૃષ્ટિ રાખવી જોઈએ તેથી મે મારા અભિપ્રાયો તપાસ્યા એટલુંજ નહિ પણ બીજાના પણ અભિપ્રાયની તપાસ કરી મને આ પરીક્ષામાં માલમ પડયું કે આપણી કળાના સિધ્ધાંતો અને નિયમો એક બીજાને સબંધ ન હોવા છતા પણ તેઓ સત્ય અને કુદરતના આધારે રચાયા તો હતા જ

**પ્રવચનોમાં કરેલી ચર્ચા.**

મેં આ પ્રવચનોમા નવીન લાગતા વિરોધાભાસ દર્શક વિચારોને ટેકો આપવા અ પરિપકવ કે તદ્દન નવા રચેલા અભિપ્રાયો દર્શાવ્યા નથી. બધાજ પ્રવચનોમાં સાદી અને પ્રામાણિક પધ્ધતિને અનુસર્યો છું. વિશ્વને માન્ય એવા ચિત્રકારોની પધ્ધતિને મેં રજુ કરી છે. મેં કોઇ પણ જાતની નવી શોધ કરી નથી: પરંતુ જે કાંઇ નવી શોધ બીજા કળાકારોની વિવેક-બુધ્ધિ અને સમજ શક્તિથી થઇ છે તે ઉપરથી કળાના સિધ્ધાંતો અને નિયમોના અદ્‌ભુત અને શાશ્વત પાયો નાંખવામાં મને સફળતા મળી છે.

**કળાની ભૂમીકાનાં સાધનો.**

આપણી કળાની પધ્ધતિ ઉપરથી કોઇ પણ વિદ્યાર્થી અડસટ્ટે સિધ્ધાંત ન બાંધી દે અને ચિત્રકારને બદલે કેવળ ટીકાકાર બને તે માટે તેણે કળાની ભૂમિકા કયા સાધનોથી બંધાઇ છે તે જાણવાની બહુજ જરૂર છે. અનિશ્ચિત ગુંચવણ ભરેલા અને ભુલ ભરેલા અભિપ્રાયો કળાને નુકસાનકારક છે એટલુંજ નહિ પરંતુ તેનું પરીણામ પણ બહુજ ગંભીર આવે છે. તેની પધ્ધતિમાં વધો આવે છે, અને એના આખા જીવનની રસિકતા અને આશ્રયોમાં વિચિત્રતા પ્રસરી રહે છે.

**ફ્રાન્સના કળાકારના કાર્યો વિષે વિવેચન.**

ફ્રાન્સના જ્ઞાનમંદિરના એક કુશળ અને મહાન કળાકાર સાથે મ્હારે રોમમાં ઓળખાણ થયું હતું. કળાનાં મહાન કાર્યોની શ્રેષ્ઠતા તેણે જાણી હતી, અને અનુભવી પણ હતી; પણ નીચી કોટિની કળાની શાળામાં જે પ્રશંસનીય વસ્તુ હતી તે ન મળવાથી તેનો એને ઘણોજ શોક થતો હતો. ફ્લેમીઅન, ડુપાન્સ્સ, અને બીજા સિધ્ધાંત વાદીઓની સાથે

તે પણ એમ માનતો કે કળાની સંપૂર્ણતા જુદી જુદી શ્રેષ્ઠતાના મિશ્રણમાંજ સમાયલી છે, પરંતુ એને ખબર ન હતી કે કુદરતના સંકુચિત વિચારથી કળાના સામાન્ય વિચારની ભવ્યતા નષ્ટ થાય છે. મ્હારા વિચારો, તે સમયે અનિશ્ચિત અને ગુંચવણ ભરેલા હોવાથી કોઇ પણ જાતનો અભિપ્રાય આપતાં હું ડરતો હતો પણ એનો સિધ્ધાંત મજબુત પાયા પર નથી તેનો મને પહેલેથીજ વ્હેમ છે

**બધાં પ્રવચનોનો ઉદ્દેશ**

આ બધા પ્રવચનનો ઉદ્દેશ એ છે કે યુવાન વિદ્યાર્થી બુધ્ધિના પ્રથમ પ્રભાતથી ભરમાઇ જઇ કળાના સત્ય માર્ગથી વિમુખ ન થાય. આ બુધ્ધિનો પ્રકાશ આખો નથી પરંતુ પ્રભાતનો એક ભાગ છે

**બુદ્ધિપૂર્વક અધ્યયન કરવાની ભલામણ**

બુધ્ધિપૂર્વક અધ્યયન કરવાની પધ્ધતિ એ સૌથી શ્રેષ્ઠ અને અગત્યની પધ્ધતિ છે જ્ઞાનમંદિરનો મોટો ઉપયોગ વિદ્યાર્થીને આ પધ્ધતિમાં યોજવાનો છે વળી હરેક યુવાન વિદ્યાર્થીને એમ શિખવવામાં આવવું ન જોઇએ કે જે વસ્તુ બીજાને શ્રેયસ્કર છે તે વસ્તુ તેને શ્રેયસ્કર નથી.

**આદિરૂપ માઇકલ એન્જેલો.**

જ્યારે આપણે માઇકલ એન્જેલોને આદિરૂપ માનીએ કે જેના ગ્રંથોમાંથી પરમેષ્ઠીઓનાએ ભવ્યતા ધારણ કરી, જેના કાર્યોમાંથી એના મહાધ્યાયીઓએ અને અનુયાયીઓએ ગૌરવ અને ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી, જેણે તેજસ્વી પ્રભાતના સમુદ્ર બની ચિત્રકળાને એક નવીન તેજસ્વી ચળકાટ આપ્યો, અને જેણે ચિત્રકળાને નવું રૂપ ધારણ કરી સર્વ કળામાં

સર્વોપરિ સત્તા જમાવી ત્યારે મારે આ પ્રસંગે આ આધુનિક કળાના સંસ્થાપક અને પિતાને માટે કહેવુ જોઇએ કે તે કળાનો શોધક હતો એટલુંજ નહિ પણ તેણે પોતાના મનના દિવ્ય ઉત્સાહ અને જોસથી, કળાની સંપૂર્ણતાને ઉચ્ચ શિખરે પહોંચાડી.

**માઇકલ એન્જેલોની કવિત્વ શક્તિ.**

અત્યારે તો હું તમને એટલુંજ કહીશ કે આપણી કળાના નાના ભાગોની પ્રગતિ બહુજ ધીમેથી થઇ રહી છે; પરંતુ જે ભાગો કલ્પનાના અધ્યયન પર આધાર રાખે છે તે ભાગોમા પૂર જોસથી સૌંદર્ય પ્રાપ્ત થયુ છે. હોમર અને શેક્સપીઅરના આ બાબત માટે તદ્દન નિરાળા દાખલા છે. માઇકલ એન્જેલોમા આપણી કળાની કવિત્વશક્તિનો ભાગ ઘણા જ ઉંચા પ્રમાણમા હતો. આજ મરદાનગી ભર્યા ઉત્સાહને લીધે તે કલ્પનાનો અજાણ્યો પ્રદેશ ખેડી શક્યો હતો

**યાંત્રિકશક્તિ અને કવિત્વશક્તિનો સબંધ**

આકૃતિ દોરવાની ચોકસાઇ અને આકૃતિના જે ભાગ સાથે કલ્પનાને સારો સંબધ છે તે બન્નેની વચ્ચે જો તફાવત જોઇએ તો આપણને ખબર પડે કે એમાંનો એક, યાન્ત્રિક પદ્ધતિની નિકટ હોય છે અને બીજો કવિત્વ શક્તિની નિકટ હોય છે. સંગીન અને ઉત્સાહપૂર્વક અધ્યયનના ઉત્તેજન માટે એટલું તો કહેવું જોઇએ કે યાન્ત્રિક પદ્ધતિ કવિત્વ શક્તિને અજબ હિંમત આપે છે. હુ એમ કહી ન શકુ કે માઇકલ એન્જેલોમાં યાન્ત્રિક શક્તિ હોવાને લીધેજ કવિત્વ શક્તિ હતી, પરંતુ એટલી તો મારી ખાત્રી છેજ કે યાન્ત્રિકશક્તિ એ એની કવિત્વ શક્તિને ઉત્સાહ, હિંમત અને બળ આપ્યાજ કરે છે.

**માઇકલ એન્જેલોની શૈલીમાં પ્રેરેલી પ્રેરણા.**

માઇકલ એન્જેલોની પહેલાંના મહાન અને કુશળ ચિત્રકારોએ પુરાતન સમયની શિલ્પકળાની ભવ્યતાને પોતાનાં કાર્યમાં આલેખી ન હતી. તેઓ ભવ્યતાને જોતા અને પ્રશંસા કરતા એટલુંજ. તે યુગના કળાકારો અને રેફાયલ સુધ્ધાંતે પીએટ્રો પેરુગીનોની શુષ્ક પધ્ધતિને શાન્તિ અને સંતોષથી અનુસરતા હતા. જો માઇકલ એન્જેલો જન્મ્યોજ ન હોત તો કળા એની એજ શૈલીમાં રહેત.

કેરેસીએ યાન્ત્રિક પધ્ધતિ બહુજ સફળતાથી કેળવી હતી. કલ્પનાને ઉત્તેજિત કરે એવા કળાના દિવ્યભાગો તેમની સમજશક્તિની બહાર જતા હતા. તેમણે એક શાળા સ્થાપી કે જેનો ઉદ્દેશ સંખ્યાબંધ માણસોને આનન્દ પમાડવાનો હતો. ટીન્ટોરેટ, પૉલ વેરોનીઝ અને વેનિસના ચિત્રકારોએ માઇકલ એન્જેલોનું બળ પોતાની આકર્ષક રંગવાની શક્તિમાં ઉમેરીને પોતાની શૈલીની ભવ્યતા વધારી હતી. તેમનું અલંકારિક સૌંદર્ય ભવ્યતાને કેટલે સુધી લાભકારક છે એ કહેવું શંકા ભરેલું છે. ચિત્રકળામાં જો કોઇની પણ પધ્ધતિ એની સાથે સરખાવી શકાય તો તે ટાઇટીઅનનીજ પધ્ધતિ છે.

આખા યુરોપમાં શૈલીની ભવ્યતા વધારે ઓછા પ્રમાણમાં ફેલાઇ ગઇ છે. કેટલાકે મૂળ લેખકોના સંસર્ગમાં આવી, તેને ગ્રહણ કરી અને કેટલાકે બીજા માણસો દ્વારા ગ્રહણ કરી. જો માઇકલ એન્જેલોએ શૈલીમાં છુપાઇ રહેલી શક્તિઓ ખોળી કહાડી ન હોત તો આપણી કળા ઉચ્ચ કોટિએ પહોંચત નહિ. એની મદદ વગર આપણી ખાત્રી ન થાત કે ચિત્રકળા ઇલીયડના વીર પુરૂષોનાં મહાન કાર્યોનું તદ્રુપ આલેખન કરવા શક્તિમાન છે.

**ચિત્રકળાની ભવ્યતાની સચોટ અસર.**

કવિતાની માફક ચિત્રકળાની ભવ્યતા, ગૌરવની ઉત્કૃષ્ટતા આપણા મન પર એટલીતો સચોટ અસર કરે છે કે કોઇપણ જાતની ટીકા કે વિવેચનને તો અવકાશજ ન રહે. મહાન વિચારોની સમક્ષ કળાનાં નજીવાં સૌંદર્યોની કાંઇ કિંમત રહેતી નથી. રેફાયલની ચોકસ વિવેકબુદ્ધિ અને પવિત્ર રસિકતા કોરેજીઓ અને પરમેજીઓનોનું સંપૂર્ણ સૌંદર્ય મહાન વિચારો આગળ ખરેખર મોળાં અને નજીવાં પડે છે.

**માઇકલ એન્જેલોની તરંગી પદ્ધતિ.**

માઇકલ એન્જેલો પોતાની નવી શોધ કરવામાં તરંગી હતો. એ વાત કોઇથી ના પાડી શકાય એમ નથી. હું કબુલ કરું છું કે એની તરંગી વૃત્તિ એની પ્રતિભાને નીચી પાડતી નથી; પણ કેટલીકવાર તો એ હદપારનો તરંગી બની જાય છે. આવા તરંગી ઉત્પનોને આપણે દોષ ગણીએ કે ન ગણીએ પણ એટલું તો ચોકસજ છે કે આવા તરંગો ચલાવવા એ કાંઇ સાધારણ માણસનું કામ નથી. તરંગી વૃત્તિમાંથી સૌંદર્ય તો માઇકલ એન્જેલોજ ઉત્પન્ન કરી શકે.

જે માણસ બીજું કાંઇજ પણ જોઇ શકતો નથી તે માણસ માઇકલ એન્જેલોનું મરદાનગીભર્યું ઉડાઉપણું જોઇ શકે છે. જે યુવાન કળાકાર માઇકલ એન્જેલોનાં કાર્યને પોતાના ગુરુના કાર્યો કરતાં કાંઇક જુદીજ રીતના માને છે તે કળાકારને નકલીનું અભ્યાસન છોડી દેવા માટે સમજાવવો જોઇએ આથી દરેક કળાકારે પોતાના કાર્યની શરૂઆતમાં નિરાશા આવવાનીજ છે એમ માની તેની સાથે બાથ ભીડવા તૈયાર રહેવું જોઇએ.

એટલું તો યાદ રાખવું જોઈએ કે મહાન શૈલી કૃત્રિમ છે અને તેટલાજ માટે દરેક લેખકે મનની કૃત્રિમતા કેળવવાની જરૂર છે આપણા જન્મતાની સાથેજ આવી રસિકતા પણ જન્મે છે એ માનવું તદ્દન મૂર્ખાઈ ભરેલું છે આપણા જન્મની સાથે બીજ તો વાવેલાજ હોય છે પરંતુ તેને પખાળવાને પ્રતિભાનો પ્રભાવ અને તાપની બહુજ જરૂર હોય છે

આનંદદાયક રસિકતાને પ્રાપ્ત કરવાની ભલામણ

રસિકતા વિષે પ્રવચન કરતા એક તત્વજ્ઞાની અને વિવેચક જણાવે છે કે સુંદર વસ્તુઓ આપણામા એની મેળે ઉતરી આવશે એમ આપણે ધારવાની જરૂર નથી આપણી રસિકતા એ સુંદર વસ્તુઓ મેળવવા તરફ જાય એવો યત્ન કરવો જોઈએ

તરીકે ગણતા. તેઓ બીલકુલ શીખીજ ન શકે એવી હલકી રસિકતા તેમનામાં ન હતી. પુરાતન સમયની ભાષા જાણવી હોય તો આપણો શબ્દકોષ અને વ્યાકરણ પર આધાર રાખીજ છૂટકો. તેઓ ભાષાને મોટે રાખતા અને એકબીજાને મોટે કરાવતા હતા. આથી તેઓ ઉપદેશ કરતાં વધારે સરળતાથી ભાષા શીખી શકતા હતા.

**નકલ કરવાથી મળતાં સૂચનો.**

આ પ્રકારના અધ્યયનમાં કેવી પદ્ધતિ યોજવી તે વિષે હું થોડી ટીકા કરીશ. તમારા જ્ઞાનને માટે મળ જરા પામે નહિ જાઓ તો ચાલશે. નકલ કરવાના નમુના તરફ તમારે બેદરકારી દેખાડવી ન જોઇએ; કારણકે નમુનાની નકલ કરવાથી તમને કેટલાક સૂચના મળે છે એટલુંજ નહિ પણ આપણને ખબર પડે છે કે અમુક માણસની પ્રતિભા બીજા માણસની પદ્ધતિને કેટલેક અંગે અનુરૂપ બને છે.

**રસિકતા પ્રાપ્ત કરવા માઇકલ એન્જેલોના કાર્યોનું અધ્યયન કરવા ભલામણ.**

ગુમાવેલી રસિકતા ફરીથી પ્રાપ્ત કરવાને માટે હું યુવાન કળાકારોને માઇકલ એન્જેલોના કાર્યોનું અધ્યયન કરવાની ભલામણ કરૂં છું. માઇકલ એન્જેલોએ પણ પુરાતન સમયના શિલ્પીઓના કાર્યોનું અધ્યયન કર્યું હતું. યુવાન કળાકારોને મારી પહેલી ભલામણ એ છે કે જ્યારે તેઓ નવી શોધ કરવા પ્રયત્ન કરે ત્યારે બનતા સુધી માઇકલ એન્જેલોની નવી શોધમાંથી એક આકૃતિની પસંદગી કરવી. આ પ્રમાણે લીધેલી આકૃતિઓ પોતાના આશયને અનુકુળ ન હોય અને તેમાં તફાવત કરવાની જરૂર કળાકારોને પડે તો પણ આવી આકૃતિઓ બીજી આકૃતિની સમાન શૈલીમાં જરૂર રહેશે. આ પદ્ધતિથી તેને રસિકતાને ભવ્યતાના ખોળામાં

જરૂર પોષણ મળશે. હજાગે તર્કવિતર્ક કરવા કરતાં ભવ્ય રીતી શામાં સમાયલી છે તેની તેને તરતજ ખબર પડશે.

**કળાકારોને બીજો ઉપદેશ.**

કળાકારોને બીજો ઉદ્દેશ એ આપવાનો છે કે તેમણે આકૃતિનો અભિનય અને મનના હાવભાવ બદલ્યા વગર તેનો ઉદ્દેશ કે આશય બદલવો જોઇએ. ટીન્ટોરેટે, માઇકલ એન્જેલોનું સેમ્પસનનું ચિત્ર ઉપર જણાવ્યા પ્રમાણે બદલ્યું હતું. જે આકૃતિ ઉપર સેમ્પસન ઘોડા પલંગીને બેમે છે તે આકૃતિને બદલે ટીન્ટોરેટે ગરૂડ મૂક્યું; અને જમણા હાથમાં જડબાનાં હાડકાંને બદલે ચમકની વીજળી મૂકી. આપણે આવી આકૃતિને જ્યુપીટર બનાવી. આવાં દૃષ્ટાંતો તો ઘણાં છે પરંતુ આ એકજ દૃષ્ટાંત સમજવાને માટે પૂરતું છે.

**આપણી અધોગતીના કારણો.**

મ્હને જે ભલામણ કરી તેમાં કેટલું સત્ય સમાયલું છે તેની મ્હને તો પરિપૂર્ણ શ્રદ્ધા છે; પરંતુ જે માણસો આપણી કળાને પ્રેરણારૂપ માને છે તેઓ મારી ટીકા જરૂર કરશે; પરંતુ હું આશા રાખું છું કે શિખામણ આપનાર અને લેનાર એ બન્ને આવી સંકૂચિત ટીકા અને અભિપ્રાયોને હિંમતથી ઝીલશે; અને મરદાનગીથી સામે થઇ તેને તોડી નાખશે.

શબ્દો ઘણાજ અચોટ છે. તે જણાવે છે કે જ્યારથી ઇજીપ્તના લોકોએ મહાન કળાને સંક્ષિપ્તમાં અને ટુંકી રીતે પતાવવાની હિંમત ચલાવવા માંડી ત્યારથી આપણી ચિત્રકળાનુ ઉજ્જ્વળ ભવિષ્ય દેખાતુ બંધ થઇ ગયું.

યશના મહાન પંથે વિચારવા માટે મે કળાકારોની મહત્વાકાંક્ષાને ઉત્તેજીત કરવા ઘણો પ્રયત્ન કર્યો છે. મે યશનો પંથ દેખાડયો કે એટલુંજ નહિ પણ પ્રાપ્ત કરવા કેટલો ભોગ આપવો પડયો છે તે પણ સ્પષ્ટ રીતે દેખાડયું છે એક જુની કહેવત એવી છે કે પ્રભુ એ જે વધારેમા વધારે કિંમત જો આપી હોય તો તે કેવળ પરિશ્રમ અને ઉદ્યોગનીજ છે

**માઇકલ એન્જેલોના વિશિષ્ટ લક્ષણો અને એના પ્રેરણા પ્રધાન કાર્યો.**

આ આખા પ્રવચનના વિષયના મહાન કળાકાર માઇકલ એન્જેલોની વિશિષ્ટતા અને યશના આધાર કેવળ નાનપણથી અવિશ્રાન્ત પરિશ્રમ ઉપર રહેલો છે આ સતત પરિશ્રમ એની આખી જીંદગી સુધી ચાલ્યો એની આખી જીંદગીના સંજોગોના, તેને જરાએ ખ્યાલ ન હતો કે પરિશ્રમ સિવાય બીજું એક સાધન એવુ નથી કે જેથી કળા પ્રાપ્ત થઇ શકે તેણે એક વખત જણાવ્યુ હતું અને વળી રેફાયલને માટે કહ્યુ હતુ કે કળાની શક્તિ એનામા હતી તે કુદરતને લીધે ન હતી પરંતું અધ્યયનને લીધેજ હતી તેને સંપૂર્ણ ભાન હતુ કે કળાની શ્રેષ્ટતા કેવળ પરિશ્રમથીજ થાય છે અને તે શ્રેષ્ટતા બહુજ મહેલાઇથી અને બીલકુલ ભોગ આપ્યા વગર પ્રાપ્ત થઇ શકે છે. એ વિચારને માનવાની ચોકખી ના પાડતા હતા આથી આપણે એમ જરાએ ધારવાનુ નથી કે રેફાયલની પ્રતિભા એનાથી નીચી કોટિની છે. માઇકલ એન્જેલો

## છાપની મુખ્ય ભૂલો.

| લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- |
| ૨૩ | સધી | સધી |
| ૧૨ | નાનમ | નાનમી |
| ૧૨ | દખ્યો | દખ્યો |
| ૧૩ | વિલક્ષતા | વિલક્ષણતા |
| ૩ | ચોકસ | ચોક્કસ |
| ૨૩ | આકર્શ | આદર્શ |
| ૪ | ખતામાં | ખાતામાં |
| ૫ | પદી | પધ્ધી |
| ૨૦ | વ્યક્તિનો | વ્યક્તિ તો |